# THE BOMBAY LAND REVENUE CODE.

## જમીન મેહસૂલનો કાયદો.

(સને ૧૮૭૯ નો આક્ટ ૫ મો)

તથા તે સુધારવાબાબત મુંબઇનો સને ૧૮૮૬ નો આકટ ૪ થો

તથા

તે કાયદા ઉપર થએલી કાનુન આજસુધીના સરકારના ઠરાવો સુદ્ધાં.


હરી વિનાયક સાઠે,

કલાર્ક, સરવે કમિશનરની આફીસ.

તથા

આનંદરાવ યશવંત ફણશે,

કલાર્ક ઈન્સ્પેકટર જનરલ આફ પોલીસની આફીસ.


એઓએ તૈયાર કર્યો.




મુંબઈ:

ઈનડસ્ટ્રિયલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૬ ઈસવી.

કિંમત રૂ ૨ પોસ્ટેજ શિવાય.

# THE BOMBAY LAND-REVENUE CODE.



## જમીન મેહસૂલનો કાયદો.

(સને ૧૮૭૯ નો આક્ટ ૫ મો)

તથા તે સુધારવાબાબત મુંબઇનો સને ૧૮૮૬ નો આક્ટ ૪ થો

તથા

તે કાયદા ઊપર થએલી કાનુન આજસુધીના સરકારના ઠરાવો સુદ્ધાં



**હરી વિનાયક સાઠે,**

કલાર્ક, સરવે કમિશનરની આફીસ.

તથા

**આનંદરાવ યશવંત શણુશે,**

કલાર્ક ઈન્સ્પેકટર જનરલ આફ પોલીસની આફીસ.

એઓએ તૈયાર કર્યો





મુંબઈ:

ઈનિડસ્ટ્રિયલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૬ ઈસવી.

કિંમત રૂ ૨ પોસ્ટેજ શિવાય.

# પ્રસ્તાવના.



જમીન મેહેસૂલસંબંધી તથા મુલકી અમલદારોસંબંધી તથા જમીન મેહેસૂલનો આકાર ઠરાવવા તથા તે વસૂલ કરવાસંબંધી તથા જમીન મેહેસૂલના વહિવટ બાબત બીજી વાતસંબંધી જુદા જુદા કાયદા હતા તે એકઠા કરીને તથા તેમાં સુધારો કરીને સને ૧૮૭૯ ની સાલમાં "લ્યાન્ડ રેવીન્યુ કોડ" મંજૂર કરવામાં આવ્યો. અને તે પછી તે કોડની કલમ ૨૧૩ તથા ૨૧૪ ઉપર કાનુનો ઠરાવવામાં આવી.

કાયદો તથા કાનુનો મંજૂર થયાપછી કેટલીક બાબતમાં વહિવટ કેવી રીતે ચલાવવો એ વિશે ખુલાસો થવો રહી ગએલો જણાતો ગયો અને વર્ષો વર્ષ એવી બાબતમાં જેમ જેમ પ્રશ્ન ઉત્પન્ન થયા તેમ તેમ સરકારથી તેનો વિચાર થઇ ખુલાસાના ઠરાવો કરવામાં આવ્યા. તે ઠરાવો જે જે કલમો તથા કાનુનોના ખુલાસાસારૂ થએલા છે તે તે કલમો તથા કાનુનો નીચે દાખલ કરી, જમીન મેહેસૂલના વહિવટસંબંધી પરચુરણ હુકમો જુદે જુદા વિખરાએલા હતા તે એકઠા કરીને પુરી માહેતીનુ અંગ્રેજી પુસ્તક, દક્ષણ ભાગના આસિષ્ટંટ કમિશનર રાવબહાદુર યશવંત મોરેશ્વર કેળકર તથા મધ્ય ભાગના આસિષ્ટંટ કમિશનર રાવબહાદુર કાશિનાથ બળવંત પેંડસે એઓની સાહ્યતાથી હરી વિનાયક સાઠે તથા રા૦ રા૦ ધોંડો ગોપાળ મુજુમદાર એઓએ તેઓના ઉપરી સર્વે કમિશનર મેહેરબાન સ્ટુઅર્ટ સાહેબ બહાદુરની મંજૂરીથી સને ૧૮૮૫ ની સાલમાં તૈયાર કર્યું.

એકલી ગુજરાતી ભાષા જાણનારા સરકારી અમલદારો તથા ગામના પટેલ તલાટીઓને પણ સદરહૂ ઉપયોગી પુસ્તકનો ઉપયોગ થાય એવા હેતુથી તેનો ગુજરાતી તરજુમો અમે કર્યો છે. આ પુસ્તકમાં આજશુધીના થએલા હુકમો સુદ્ધા આપેલા છે.

ગુજરાતી ભાષામાં પુસ્તક તૈયાર કરવાનો અમારો આ પ્રથમનોજ યત્ન છે તેથી તેમાં ચુકો થવાનો ઘણો સંભવ છે એ અમે જાણીએ છીએ તોપણ પુસ્તકના ઉપયોગીપણા ઉપર નજર રાખીને સુજ્ઞવાચકો તે વિશે માફી આપશે એવી આશા રાખીએ છીએ.

આ કામમાં અમારા કેટલાક મિત્રોએ અમને મદત કરેલીછે તેમના આભાર માની-એ છીએ.

મુક્કામ પુના, તા૦ ૩૦ નવેંબર સને ૧૮૮૬.

હરી વિનાયક સાઠે.

આનંદરાવ યશવંત પુણરો.

**સૂચના**—આ કાયદાનો મુળનો જે ભાગ છે તેની કલમોના અંક જાડા ટાઇપથી છાપ્યાછે અને એક કલમથી બીજી કલમ વચ્ચે જેટલા નવીન ઠરાવો દાખલ કરવામાં આવેલા છે તે ટિકારૂપી વધારો પાછળથી થએલો છે એમ સમજવા સારૂ કલમ પુરી થયા પછી ઠરાવો લખતા અવલ "ટિકા" એ શબ્દ લખ્યો છે જેથી કરીને મુળ કાયદો અને ટિકા સ્પષ્ટ રીતે જણાઈ આવશે. ટિકાનો મજકુર નાહાના ટાઇપથી છપાવવાનો અમારો હેતુ હતો તેપ્રમાણે બની શક્યુ નહી તે વિશે અમે દિલગીર છીએ.

## "રેવીન્યુ કોડ" પાસ થયા પછી તે સંબધી થએલા સરકારના જે ઠરાવ આ પુસ્તકમાં દાખલ કરેલા છે તેના નંબર, તારીખ, તથા વર્ષ તથા તે કયા કલમ અથવા કાનુનની સાથે દાખલ કરેલાછે તે બતાવનારી યાદી.

### સને ૧૮૭૯.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૩૪૯૫ તા૦ ૩ જુલાઇ. | | ૯૧ |
| નં૦ ૪૦૦૦ તા૦ ૩૧ જુલાઇ. | ૫૬ | |
| નં૦ ૫૭૨૮ તા૦ ૨૭ અકટોબર. | ૧૨૯ | |
| નં૦ ૫૭૩૦ તા૦ ૨૭ અકટોબર. ... ... | ૫૬<br>૧૮૪ | |
| નં૦ ૬૬૮૮ તા૦ ૧૫ ડીસેંબર. | ૬૯ | |
| નં૦ ૬૭૦૯ તા૦ ૧૬ ડીસેંબર. | ૨૧૬ | |

### સને ૧૮૮૦.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૧૭૨ તા૦ ૧૨ જાનેવારી. | ૬૧ | |
| નં૦ ૭૭૩ તા૦ ૧૩ ફેબ્રુઆરી. | ૪૭ | |
| નં૦ ૧૬૨૫ તા૦ ૩૦ માર્ચ. | ૬૧ | |
| નં૦ ૨૦૮૩ તા૦ ૨૧ એપ્રેલ. | ૩ | |
| નં૦ ૨૬૮૯ તા૦ ૨૪ મે .. | ૮૬ | |
| નં૦ ૩૦૧૬ તા૦ ૨૦ જુન ... | ૧૫૩ | |
| નં૦ ૩૨૭૪ તા૦ ૨૫ જુન ... | ૬૧ | |
| નં૦ ૩૩૫૦ તા૦ ૨૯ જુન ... | ૮૬ | |
| નં૦ ૩૮૭૨ તા૦ ૨૪ જુલાઇ. | ૩૫ | |
| નં૦ ૪૮૯૧ તા૦ ૧૬ સપટેંબર | ૧૬૯ | |
| નં૦ ૫૮૪૧ તા૦ ૩૦ અકટોબર. | ૮૬ | |
| નં૦ ૬૩૮૬ તા૦ ૬ ડીસેંબર. | ૨૧૬ | |
| નં૦ ૬૪૦૧ તા૦ ૬ ડીસેબર. | ૨૧૬ | |

### સને ૧૮૮૧.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૧૩૮૮ તા૦ ૮ માર્ચ ... | ૮૮ | |
| નં૦ ૨૮૭૭ તા૦ ૨૧ મે ... | ૧૪૯ | |
| નં૦ ૩૦૦૭ તા૦ ૨૭ મે ... | ૧૯૨ | |
| નં૦ ૩૦૮૯ તા૦ ૩૦ મે ... | ૮૬ | |
| નં૦ ૩૪૩૯ તા૦ ૧૫ જુન... | ૭૪ | |
| નં૦ ૪૧૫૦ તા૦ ૧૮ જુલાઇ. | ૮૬ | |
| નં૦ ૪૨૯૭ તા૦ ૨૫ જુલાઇ | ૫૬ | |
| નં૦ ૪૩૧૪ તા૦ ૨૫ જુલાઇ. | ૯૮ | |
| નં૦ ૪૪૦૪ તા૦ ૨૯ જુલાઇ | ૬૧ | |
| નં૦ ૪૮૩૯ તા૦ ૨૦ આગસ્ટ. | ૧૦૩ | |
| નં૦ ૫૪૫૪ તા૦ ૨૧ સપટેંબર | ૮૬ | |
| નં૦ ૫૭૩૦ તા૦ ૧ અકટોબર. | ૭૪ | |
| નં૦ ૫૮૩૮ તા૦ ૬ અકટોબર. | ૮૬ | |
| નં૦ ૬૦૬૭ તા૦ ૧૫ અકટોબર | ૬૧ | |

### સને ૧૮૮૧.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૬૪૫૫ તા૦ ૨૯ અકટોબર | ૫૬ | |
| નં૦ ૬૫૫૦ તા૦ ૩ નવેંબર. | ૪૧ | |
| નં૦ ૬૭૩૭ તા૦ ૧૧ નવેંબર. | ૧૨૫ | |
| નં૦ ૭૦૪૫ તા૦ ૨૩ નવેંબર. | ૭૪ | |
| નં૦ ૭૦૫૨ તા૦ ૨૩ નવેંબર. | ૧૧૩ | |
| નં૦ ૭૦૫૭ તા૦ ૨૪ નવેંબર. | ૮૭ | |
| નં૦ ૭૨૮૫ તા૦ ૨ ડીસેંબર | ૧૮૩ | |
| નં૦ ૭૩૨૨ તા૦ ૩ ડીસેંબર | ૨૧૬ | |
| નં૦ ૭૮૫૮ તા૦ ૨૩ ડીસેંબર | ૧૫૪ | |

### સને ૧૮૮૨.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૩૧ તા૦ ૫ જાનેવારી. | ૧૦૪ | |
| નં૦ ૬૪૯ તા૦ ૩૦ જાનેવારી. | ૪૧ | |
| નં૦ ૯૫૯ તા૦ ૧૦ ફેબ્રુઆરી. | ૭૪ | |
| નં૦ ૯૮૭ તા૦ ૧૧ ફેબ્રુઆરી. | ૯૦ | |
| નં૦ ૧૦૧૪ તા૦ ૧૩ ફેબ્રુઆરી. | ૭૧ | |
| નં૦ ૧૬૭૨ તા૦ ૧૧ માર્ચ... | | ૭૧ |
| નં૦ ૨૭૧૧ તા૦ ૨૬ એપ્રેલ. | ૭૨ | |
| નં૦ ૩૨૯૯ તા૦ ૧૯ મે..... | ૧૦૨ | |
| નં૦ ૩૩૦૧ તા૦ ૧૯ મે..... | | ૮૨ |
| નં૦ ૩૯૦૪ તા૦ ૧૭ જુન... | ૮૭ | |
| નં૦ ૪૪૬૮ તા૦ ૧૦ જુલાઇ. | ૧૯૨ | |
| નં૦ ૪૬૦૨ તા૦ ૧૪ જુલાઇ. | | ૮૨ |
| નં૦ ૫૪૦૦ તા૦ ૧૧ આગસ્ટ | ૮૪ | |
| નં૦ ૬૨૮૦ તા૦ ૧૧ સપટેંબર. | ૧૧૩ | |
| નં૦ ૬૮૮૪ તા૦ ૪ અકટોબર | | ૧૨ |
| નં૦ ૬૯૦૫ તા૦ ૪ અકટોબર | ૧૮૧ | |
| નં૦ ૭૦૭૪ તા૦ ૧૧ અકટોબર. | ૭૪ | |
| નં૦ ૭૩૫૦ તા૦ ૨૧ અકટોબર. | ૧૯૨ | |
| નં૦ ૭૮૩૧ તા૦ ૮ નવંબર.. | | ૨૫ |
| નં૦ ૪૪૮૬ તા૦ ૨૨ નવંબર ફી. ડી. ... ... | | ૩ |
| નં૦ ૮૪૮૬ તા૦ ૪ ડીસંબર. | ૬૬ | ૨૫ |
| નં૦ ૮૫૫૮ તા૦ ૬ ડીસંબર. | | ૬૨ |
| નં૦ ૮૬૧૯ તા૦ ૯ ડીસંબર. | | ૨૫ |

### સને ૧૮૮૩.

| | કલમ. | કાનુન. |
|---|---|---|
| નં૦ ૧૦૬ તા૦ ૬ જાનેવારી. | ૮૮ | |

## સને ૧૮૮૩.

| | | |
|---|---|---|
| નં૦ ૮૨૯ તા૦ ૨૮ ફેબ્રુઆરી. | | ૩ |
| નં૦ ૮૯૮ તા૦ ૨૮ ફેબ્રુઆરી. | | ૩ |
| નં૦ ૧૭૪૩ તા૦ ૧ માર્ચ... | ૧૫૭ | |
| નં૦ ૨૦૦૨ તા૦ ૧૦ માર્ચ... | ૧૮૫ | |
| નં૦ ૨૦૨૮ તા૦ ૧૦ માર્ચ... | | ૩૧ |
| નં૦ ૨૨૧૫ તા૦ ૧૭ માર્ચ... | | ૮૨ |
| નં૦ ૨૨૧૮ તા૦ ૧૭ માર્ચ.. | | ૨૫ |
| નં૦ ૨૪૦૭ તા૦ ૨૨ માર્ચ... | ૭૪ | |
| નં૦ ૨૪૫૯ તા૦ ૨૬ માર્ચ... | ૧૫૨ | |
| નં૦ ૨૪૮૫ તા૦ ૨૭ માર્ચ... | ૧૪૮ | |
| નં૦ ૨૫૯૮ તા૦ ૩૧ માર્ચ.. | ૮૬ | |
| નં૦ ૨૬૦૦ તા૦ ૩૧ માર્ચ. | ૭૦<br>૧૮૫ | |
| નં૦ ૨૮૮૨ તા૦ ૬ એપ્રેલ. | | ૭૭ |
| નં૦ ૩૦૮૭ તા૦ ૨૦ એપ્રેલ. | | ૭૪ |
| નં૦ ૩૧૦૧ તા૦ ૨૦ એપ્રેલ. | | ૧૭ |
| નં૦ ૩૧૦૨ તા૦ ૨૦ એપ્રેલ. | ૭૨ | |
| નં૦ ૩૪૧૦ તા૦ ૨ મે ... | | ૯ |
| નં૦ ૩૪૮૨ તા૦ ૫ મે ... | | ૩૧ |
| નં૦ ૩૪૮૩ તા૦ ૫ મે ... | ૧૧૩ | |
| નં૦ ૧૫૪૯ તા૦ ૯ મે જ. ડી. | ૩૩ | |
| નં૦ ૩૬૨૧ તા૦ ૧૨ મે...... | | ૧૨ |
| નં૦ ૩૮૪૨ તા૦ ૧૯ મે...... | | ૭૫ |
| નં૦ ૩૯૨૮ તા૦ ૨૨ મે...... | | ૯૮ |
| નં૦ ૪૦૭૪ તા૦ ૩૦ મે...... | | ૮૪ |
| નં૦ ૪૬૬૭ તા૦ ૨૦ જુન... | | ૨૫ |
| નં૦ ૪૮૯૧ તા૦ ૨૯ જુન... | | ૯૧ |
| નં૦ ૫૭૧૨ તા૦ ૨ આગસ્ટ | ૭૧ | |
| નં૦ ૫૮૦૪ તા૦ ૪ આગસ્ટ. | ૮૫ | |
| નં૦ ૬૦૨૦ તા૦ ૧૫ આગસ્ટ. | ૮૫ | |
| નં૦ ૬૦૨૪ તા૦ ૧૫ આગસ્ટ. | ૮૬ | |
| નં૦ ૩૦૩૧ તા૦ ૧૭ આગસ્ટ ફી. ડી. ... ... | | ૩ |
| નં૦ ૬૩૦૭ તા૦ ૨૫ આગસ્ટ. | | ૯ |
| નં૦ ૭૧૩૬ તા૦ ૨૪ સપટેંબર. | | ૨૧૬ |
| નં૦ ૭૧૭૦ તા૦ ૧૬ અક્ટોબર. જ. ડી.... ... | ૩૩ | |
| નં૦ ૮૨૯૩ તા૦ ૧૨ નવેંબર. | | ૫૪ |
| નં૦ ૮૯૫૯ તા૦ ૬ ડીસેંબર. | | ૩૧ |

## સને ૧૮૮૪.

| | | |
|---|---|---|
| નં૦ ૧૩૮૫ તા૦ ૧૩ ફેબ્રુઆરી. | | ૯૮ |
| નં૦ ૨૨૩૨ તા૦ ૧૪ માર્ચ... | | ૯૧ |
| નં૦ ૨૬૧૯ તા૦ ૨૬ માર્ચ... | ૧૦૭ | |
| નં૦ ૩૦૪૫ તા૦ ૧૪ એપ્રેલ. | ૨૧૭ | |
| નં૦ ૩૦૭૯ તા૦ ૧૫ એપ્રેલ. | | ૯૧ |
| નં૦ ૩૫૪૩ તા૦ ૨ મે...... | ૬૬ | |
| નં૦ ૩૬૬૧ તા૦ ૭ મે...... | ૫૮ | |
| નં૦ ૩૭૭૮ તા૦ ૧૦ મે...... | ૮૬ | |
| નં૦ ૪૧૯૧ તા૦ ૨૩ મે...... | | ૪૧ |
| નં૦ ૪૩૯૦ તા૦ ૨ જુન... | | ૧૨ |
| નં૦ ૪૭૭૪ તા૦ ૧૩ જુન... | | ૯૮ |
| નં૦ ૪૯૬૪ તા૦ ૨૦ જુન... | ૩ | |
| નં૦ ૬૦૩૭ તા૦ ૨૬ જુલાઇ. | ૫૮ | |
| નં૦ ૬૧૯૫ તા૦ ૧ આગસ્ટ. | | ૯૮ |
| નં૦ ૬૨૨૫ તા૦ ૨ આગસ્ટ. | ૨૧૬ | |
| નં૦ ૬૫૨૬ તા૦ ૧૩ આગસ્ટ. | | ૮૪ |
| નં૦ ૬૯૨૦ તા૦ ૨૮ આગસ્ટ. પરિશિષ્ટ બ. | | |
| નં૦ ૭૦૩૦ તા૦ ૩ સપટેંબર | | ૩૧ |
| નં૦ ૭૪૮૪ તા૦ ૧૯ સપટેંબર. | ૮૫ | |
| નં૦ ૭૬૬૯ તા૦ ૨૬ સપટેંબર. | | ૧૭ |
| નં૦ ૭૮૦૨ તા૦ ૧ અક્ટોબર. | | ૮૪ |
| નં૦ ૮૪૦૨ તા૦ ૨૫ અક્ટોબર. | ૮૭ | |
| નં૦ ૯૧૦૭ તા૦ ૧૮ નવેંબર. | ૮૫ | |
| નં૦ ૯૧૯૪ તા૦ ૨૦ નવેંબર. | | ૩૧ |
| નં૦ ૯૫૮૬ તા૦ ૪ ડીસેંબર.. | ૧૪૮ | |
| નં૦ ૯૫૮૭ તા૦ ૪ ડીસેંબર.. | ૧૮૭ | |
| નં૦ ૯૯૮૧ તા૦ ૧૯ ડીસેંબર. | ૩૨ | |

## સને ૧૮૮૫.

| | | |
|---|---|---|
| નં૦ ૨૦૫ તા૦ ૯ જાનેવારી. | ૪૮ | |
| નં૦ ૫૬૩ તા૦ ૨૩ જાનેવારી. | ૨૭ | |
| નં૦ ૭૮૩ તા૦ ૨૭ જાનેવારી. | ૭૨ | |
| નં૦ ૧૨૬૬ તા૦ ૧૧ ફેબ્રુઆરી. | ૧૮૧ | |
| નં૦ ૧૯૩૫ તા૦ ૬ માર્ચ... | | ૧૭ |
| નં૦ ૧૯૮૯ તા૦ ૯ માર્ચ... | | ૮૪ |
| નં૦ ૨૩૬૪ તા૦ ૧૯ માર્ચ... | ૭૪ | |
| નં૦ ૩૨૯૧ તા૦ ૨૩ એપ્રેલ. | | ૩૯ |
| નં૦ ૩૭૨૭ તા૦ ૮ મે..... | ૮૬ | |
| નં૦ ૩૮૧૨ તા૦ ૧૩ મે..... | ૭૨ | |
| નં૦ ૩૮૧૩ તા૦ ૧૩ મે..... | ૭૨ | |
| નં૦ ૩૯૪૨ તા૦ ૧૬ મે..... | ૪૮ | |
| નં૦ ૪૧૦૬ તા૦ ૨૧ મે..... | | ૧૭ |
| નં૦ ૪૧૪૮ તા૦ ૨૩ મે..... | ૬૫ | |
| નં૦ ૪૫૫૯ તા૦ ૬ જુન... | ૧૦૪ | |
| નં૦ ૨૧૩૫ તા૦ ૯ જુન જ. ડી. | | ૩૧ |
| નં૦ ૪૬૮૬ તા૦ ૯ જુન... | ૧૧૨ | |

# અનુક્રમણિકા.

---

## બાબ ૬ ઠો.



## બાબ ૭ મો.



## બાબ ૮ મો.

## બાબ ૯ મો.



## બાબ ૧૦ મો.



## બાબ ૧૧ મો.

## કલમ ૨૧૩ હેઠળ ઠરાવેલા કાનુન.



## કલમ ૨૧૪ હેઠળ થએલા કાનુન.

કાનુન.

**જમીન મેહેસૂલનો કાયદો સુધારવાબાબત સને ૧૮૮૬ નો આકટ ૪ થો.**

# Bombay Act No. V. of 1879.

મુંબઈના ગવરનર ઈનકૌંસિલને હેઠળ લખેલો આકટ સન ૧૮૭૯ ના એપ્રિલ મહિનાની ૨૬ મી તારિખે ગવરનર સાહેબે મંજુર કર્યો તથા સન ૧૮૭૯ ના જુન મહિનાની ૩૦મી તારિખે ગવરનર જનરલ સાહેબે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવીને પ્રસિદ્ધ કર્યોછે.

# સન ૧૮૭૯ નો મુંબઈનો આકટ ૫ મો.

## મુંબઈ ઈલાકામાંહેના મુલકી અમલદારોસંબંધી. તથા જમીન મેહેસુલસંબંધી કાયદા છે તે એકઠા કરીને સુધારવાબાબતનો આકટ.

મુલકી અમલદારો સંબંધી, તથા જમીન મેહેસૂલનો આકાર ઠરાવવા સંબંધી તથા તે વસૂલ કરવા સંબંધી તથા જમીન મેહેસૂલના વહિવટબાબતની બીજી વાતસંબંધી કાયદાછે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે વાસ્તે હેઠલ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

## બાબ ૧—પ્રથમ નિયમો.

૧. આ આકટને "સન ૧૮૭૯ નો મુંબઈનો જમીન મેહેસૂલનો કાયદો" કેહેવો.

આ આકટ સન ૧૮૭૪ ના ૧૪ મા આકટમાં કહેલી શેડયૂલ્ડ* ડિસ્ટ્રિકટો તથા મુંબઈ શેહેરશિવાય સઘળા મુંબઈ ઈલાકાને લાગૂછે.

---

* મુંબઈ ઈલાકામાં નીચે લખેલા ડિસ્ત્રિકટો શેડયુલ્ડ ડિસ્ત્રિકટ છે.

૧. સિંધ પ્રાંત. ૨. એડન.

૩. નીચે લખેલા મેહેવાસી સરદારોના ગામ.

૧. કાઠીની પારવી. ૨. નાલની પારવી. ૩. સીંગપુરની પારવી. ૪. ગઢ હાલીની વાલવી.

૫. ચીખલીના વાસવા. ૬. નવલપુરની પારવી.

પંચમહાલ ડિસ્ત્રિકટ ૧૮૭૪ ના શેડયુલ્ડ ડિસ્ત્રિકટ આકટ મુજબ શેડયુલ્ડ ડિસ્ત્રિકટ હતું તે હિંદુસ્તાન સરકારના સને ૧૮૮૫ ના ૭માં કાયદાથી શેડયુલ્ડ ડિસ્ત્રિકટમાંથી કમી કર્યું છે. અને એજ કાયદાથી પંચમહાલ ડિસ્ત્રિકટને તા૦ ૧ લી મે સને ૧૮૮૫ ને રોજ ખેડા ડિસ્ત્રિકટને જે જે કાયદા લાગુ હતા તે તમામ કાયદા કેટલાક અપવાદની સાથે લાગુ કર્યા છે. તે અપવાદમાં લ્યાંન્ડરેવીન્યુ કોડની૰ કલમ ૮૫ અને કલમ ૫૮ ના છેલાં પંદર શબ્દ છે.

૨૭ કલમનો જેટલો ભાગ સન ૧૮૬૬ ના મુંબઇના ૧ લા આક્ટ સંબંધી છે તેટલો તે ભાગ, જે તારીખ ગવરનર ઇન કૌંસિલ મુંબઇનાં સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ફરમાવશે તે તારીખથી અમલમાં આવશે. બાકીનો આ આક્ટ તાબડતોબ અમલમાં આવશે.

૨. આ આક્ટને જોડેલાં **અ** પરિશિષ્ટમાં કાયદા તથા આક્ટો લખ્યા છે તે તેજ પરિશિષ્ટનાં ત્રીજાં આસનમાં કહ્યુંછે તેટલે સુધી રદ્દ કરયાછે, પણ તે કાયદાપૈકી અથવા આક્ટોપૈકી કોઇ કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે કાંઇ વાત કરી હશે તે એકાયદાશર થાય એવા તે રદ્દ કર્યા નથી.

મુંબઇના કોઇ કાયદામાં અથવા મુંબઇના ગવરનર ઇન કૌંસિલના કોઇ આક્ટમાં અથવા સન ૧૮૬૧ નો હિંદુસ્થાનની કૌંસિલ બાબતનો આક્ટ અમલમાં આવવાની અગાઉ ઠરેલા ગવરનર જનરલ ઇન કૌંસિલના કોઇ આક્ટમાં જે જે હવાલા આ આક્ટ ઉપરથી રદ્દ કરેલા કોઇ કાયદા ઉપર અથવા આક્ટ ઉપર આપ્યા હશે તે સઘળા આ આક્ટના મલતા ભાગ ઉપર આપ્યા હોય તે પ્રમાણે વાંચવા.

અને સદરહુ પ્રકારના કોઇ કાયદા ઉપરથી અથવા આક્ટ ઉપરથી જે કાનુનો ઠરાવી હશે તે સઘળા કાનુનો, તથા જે નિમણુકો કરી હશે તે સઘળી નિમણુકો, તથા જે તારણ આપ્યાં હશે તે સઘળાં તારણ, તથા જે અધિકાર આપ્યા હશે તે સઘળા અધિકારો, તથા જે હુકમ કર્યા હશે તે સઘળા હુકમો, તથા જે જાહેરનામાં પ્રસિદ્ધ કર્યાં હશે તે સઘળા જાહેરનામાં, અને જે બીજી કાનુનો (હોય તો) હાલમાં અમલમાં હશે તથા આ આક્ટમાં આગળ કહેલી બાબતો પૈકી કોઇ બાબતસંબંધી હશે તે સઘળી બીજી કાનુનો, (આ આક્ટને અનુસરીને હશે તેટલે સુધી તે) આ આક્ટ પ્રમાણે ઠરાવી છે, તથા કરી છે, તથા આપ્યાં છે, તથા કર્યા છે, અને પ્રસિદ્ધ કર્યાં છે એવું સમજવું.

અને હાલમાં ચાલૂ હોય એવાં જે કામો આ આક્ટ ઉપરથી રદ્દ કરેલા કોઇપણ કાયદા પ્રમાણે અથવા આક્ટ પ્રમાણે ચાલુ કર્યાં હશે તે સઘળાં કામો, આ આક્ટ પ્રમાણે સરૂ કર્યાં છે એમ સમજવું; અને તે આ આક્ટના ઠરાવને અનુસરીને આગળ ચલાવવાં જોઇયે.

૩. આ આક્ટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતા ન હોય તો:

(૧) "મુલકી અમલદાર"* આ શબ્દોનો અર્થ કોઇપણ દરજ્જાના જે જે અમલદારને

---

* ૧. ગામના વંશપરંપરાના પટેલો તથા કુલકરણીઓ આ કોડની વ્યાખ્યા પ્રમાણે મુલકી કામદાર નથી કેમકે તેમની નીમણુક સદરહુ કોડ પ્રમાણે થતી નથી. અને તેથી સદરહું કોડના જે ઠરાવો મુલકી કામદારોને લાગુ છે તે ગામના વંશપરંપરાના નોકરોને લાગુ નથી. (સરકારનો ઠરાવ નંબર ૨૦૮૩ તા૦ ૨૧મી એપ્રીલ સને ૧૮૮૦.)

૨. કોઈએક ગામમાં જંગલના હક ઈનામદારનાં છે કીંવા સરકારના છે એ વીશે ચોકસી કરવા સારૂ નીમેલા કામદાર કલમ ૩૭ની રકમ ૨ માં બયાન કર્યા પ્રમાણે મુલકી કામદાર નથી. અને તેથી કલમ ૧૮૯ પ્રમાણેનો અધિકાર એવા પ્રકારની ચોકસી કરવામાં તે ચલાવી શકતો નથી. કદાપી તેવુ નામ ગેઝટમાં આશીસટંટ કલેકટર તરીકે પ્રસીધ કરવામાં આવે તોપણ તેની ચોકસી જમીન મેહેસુલના કામનો સંબંધ રાખે નહીં. અથવા આસીસટંટ કલેકટરને કાયદાસર જે ચોકસી કરવાને અધીકાર છે તે મીસાલની તે ચોકસી છે એમ પણ ગણાય નહીં. (સરકારનો ઠરાવ નંબર ૪૯૬૪ તા૦ ૨૦ મી જુન ૧૮૮૪.)

આ આકટના ઠરાવો પૈકી કોઇપણ ઠરાવ મુજબ નીમ્યો હશે તથા જમીન મેહેસુલનાં અથવા સર્વેનાં અથવા આકાર ઠરાવવાનાં અથવા હિસાબનાં અથવા તે સંબંધી દફ્તરનાં કામમાં અથવા કામને સંબંધે રાખેલો હશે તે અમલદાર એવો સમજવો;

(૨) "સર્વે અમલદાર" આ શબ્દોનો અર્થ આ આકટની ૧૮ મી કલમ ઉપરથી અથવા તે કલમમાં ઠરાવેલી રીતે નિમેલો અમલદાર એવો સમજવો;

(૩) "કલેકટર" આ શબ્દનો અર્થ જીલ્હાનો કલેકટર એવો સમજવો;

(૪) "જમીન" આ શબ્દમાં જમીનમાથી ઉત્પન થનારા ફાયદાનો તથા ભોંયને ચોંહોંટેલી વસ્તુનો અથવા ભોંયને ચોંહોંટેલી વસ્તુ જોડે જાથુ જડાયલી વસ્તુનો સમાસ અને ગામના અથવા મુલકના નક્કી કરેલા બીજા ભાગનાં મેહેસુલના અથવા ગણોતના ભાગનો અથવા તેની ઉપર નાખેલા બોજાનો પણ સમાસ થાય છે એમ સમજવું;

(૫) "ઇસ્ટેટ" આ શબ્દનો અર્થ જમીનમાંનો કાંઇપણ હક્કસંબંધ તથા તેવા હક્ક સંબંધનો સમુદાય, કોઇ પણ માણસને અથવા તે ધારણ કરી શકે એવો માણસોનો જે સમુહતે સમુહને પ્રાપ્ત થયો હશે તે હક્ક સંબંધ તથા તેવા હક્કસંબંધનો સમુદાય એવો સમજવો:

(૬) "સર્વે નંબર" આ શબ્દોનો અર્થ જમીનના જે વિભાગનું ક્ષેત્રફળ તથા બીજી વિગત જે ગામમાં અથવા કસબમાં અથવા શેહેરમાં તે વિભાગ હોય તે ગામનાં અથવા કસબાનાં અથવા શેહેરનાં સર્વેનાં દફ્તરમાં દર્શક નંબર આપીને જુદો નોંધ્યો હોય તે જમીનનો વિભાગ એવો સમજવો, તથા "સર્વે નંબર" આ શબ્દોમાં સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગનો સમાસ થાય છે.

(૭) "સર્વે નંબરનાં હીસાબમાં દાખલ થયલો ભાગ" આ શબ્દોનો અર્થ સર્વે નંબરનાં જે પેટા વિભાગનો જૂદો જૂદો આકાર કરીને તે નોંધ્યો હોય તે પેટા વિભાગ;

(૮) "ઘરનું ગભાણ" આ શબ્દોનો અર્થ જમીનનો જે વિભાગ ઇમારતી કામસારૂ ધારણ કરેલો હશે તે જમીનનો વિભાગ; પછી તે વિભાગઉપર કોઇ ઇમારત વાસ્તવિક બાંધેલી હોય કે ન હોય. અને તે વિભાગ ઉપર બાંધેલી કોઇ ઇમારતથી ઘેરાયલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણું હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાનો "ઘરનું ગભાણ" આ શબ્દોમાં સમાસ થાય છે.

(૯) "હદ્દ નિશાન" આ શબ્દોનો અર્થ કાંઇપણ ઉભું કરેલું નિશાન, તે પછી માટીનું હોય કે પથરનું હોય કે બીજા પદાર્થનું હોય અને તે પ્રમાણે કાંઇપણ વાડ અથવા જમીનનો ખાલી ચિચરવટો અથવા બીજો પદાર્થ; પછી તે નિશાન અથવા વાડ અથવા જમીનનો ચિચરવટો અથવા બીજો પદાર્થ સ્વાભાવિક હોય કે કૃતિથી કરેલો હોય અને જે નિશાન અથવા વાડ અથવા જમીનનો ચિચરવટો અથવા બીજો પદાર્થ, સર્વે અમલદારે અથવા આ બાબત અધિકાર હોય તેવા બીજા મુલકી અમલદારે, જમીનના કોઇપણ ભાગની હદ્દ બતાવવા સારૂં ઉભો કરેલો હોય કે કામે લગાડેલો હોય કે નક્કી કરેલો હોય તે એવો સમજવો;

(૧૦) "જમીન ધારણ કરે છે" આ શબ્દોનો અર્થ ધારણ કરેલી જમીનના કબજાનો અથવા ભોગવટાનો અથવા વ્યવસ્થા કરવાનો જે હક્ક, તે પછી વિદ્યમાન હોય અથવા કાયદાસર રીતે જે ખેડ હોય તેની મુદત પુરી થયાથી મળવાનો હોય. તે હક્ક તેને કાયદાસર રીતે પ્રાપ્ત થયલો છે એમ સમજવું.

(૧૧) "ધારણ કરનારો" અથવા "જમીન ધારણ કરનારો" આ શબ્દોનો અર્થ જે માણસને જમીન ધારણ કરવાનો હક્ક પ્રાપ્ત થયલો હોય તે માણસ એવો સમજવો; પછી તે હક્ક ફક્ત પોતાનેજ વાસતે પ્રાપ્ત થયેલો હોય અથવા બીજા કોઇ માણસને વાસતે અથવા માણસના વર્ગને વાસતે અથવા સઘળા લોકોને વાસતે જુમ્માને લીધે સઘળો અથવા થોડો પ્રાપ્ત થયલો હોય. "ધારણ કરનારો" અથવા "જમીન ધારણ કરનારો" આ શબ્દોમાં જે ઘરેણે રાખનારને કબજા બાબતનો હક્ક પ્રાપ્ત થયલો હોય તે ઘરેણે રાખનારાનો સમાસ થાય છે;

(૧૨) "ધારણ કરેલી જમીન" આ શબ્દોનો અર્થ જે જમીનને સદરહુ પ્રકારનો હક્ક લાગૂ થતો હશે તે જમીન એવો સમજવો;

(૧૩) "વરિષ્ટ ધારણ કરનારો" આ શબ્દોનો અર્થ બીજા ધારણ કરનારાઓએ ધારણ કરેલી જમીન બાબત તેઓની પાસેથી ગણોત અથવા જમીન મેહેસૂલ લેવાનો હક્ક જે ધારણ કરનારને હોય તે ધારણ કરનાર એવો સમજવો; પછી તે ધારણ કરનાર તે ગણોત બાબત અથવા જમીન મેહેસૂલ બાબત અથવા તેના કાંઇ ભાગ બાબત સરકારનો જવાબદાર હોય કે ન હોય;

(૧૪) "કનિષ્ટ ધારણ કરનારો" આ શબ્દોનો અર્થ કોઇ ધારણ કરનારો ગણોત અથવા જમીન મેહેસૂલ વરિષ્ટ ધારણ કરનારને આપવાને પાત્ર હશે તે ધારણ કરનારો એવો સમજવો; પછી તે ધારણ કરનારો તે ગણોત અથવા જમીન મેહેસૂલ સદરહુ પ્રકારના વરિષ્ટ ધારણ કરનારનું છે એ રીતે આપવાનો હોય. અથવા સરકારનું છે એ રીતે આપવાનો હોય;

(૧૫) "ખેડુત" એટલે વરિષ્ટ ધારણ કરનારની તરફથી મળેલા હક્ક પ્રમાણે જે માણસ જમીન ધારણ કરે છે તે માણસ એવો સમજવો; અને તેનો જે વરિષ્ટ ધારણ કરનાર તેનું નામ "જમીનદાર;" અથવા જમીનદારની અગાઉ જેની પાસે માલેકપણાનો હક્ક હતો તેની પાસેથી મળેલા હક્ક પ્રમાણે જે જમીન ધારણ કરતો હશે તેને પણ "ખેડુત" સમજવો;

(૧૬) "ખાતાંદાર" આ શબ્દનો અર્થ દુમાલા નહીં હોય તેવી જમીનનો ધારણ કરનાર એવો સમજવો;

અથવા એકથી વધારે ધારણ કરનારા હોય ત્યારે સદરહુ પ્રકારની કોઇ જમીન બાબત જે ધારણ કરનારને સઘળા કરતાં વત્તો હક્ક હશે તે ધારણ કરનારો એવો સમજવો;.

અથવા સદરહુ પ્રકારનો સઘળા કરતાં વત્તો હક્ક એકથી વધારે ધારણ કરનારાઓને સરખો પ્રાપ્ત થયલો હોય ત્યારે તે ધારણ કરનારાઓ પૈકી કોઇ પણ ધારણ કરનાર એવો સમજવો.

(૧૭) "નોંધેલો ખાતાંદાર" આ શબ્દોનો અર્થ જે એકલાજ ખાતાંદારનું અથવા જુદા જુદા સામાઇક ખાતાંદારો પૈકી જે વડીલ અથવા મુખ્ય ખાતાંદારનું નામ હુકમથી સરકારી દફતરમાં દાખલ કર્યું હશે, પછી તે જાતે ધારણ કરનાર તરીકે હોય અથવા પોતાના સહખાતાંદારની અથવા ખેડુતની અથવા મુખત્યારની અથવા નોકરની અથવા બીજા કાયદાસર વારસ વકીલની વિદ્યમાન દુમાલા નહીં હોય તેવી જમીનના ધારણ કરનારા તરીકે હોય તે ખાતાંદાર એવો સમજવો.

(૧૮) "ખાતું" આ શબ્દનો અર્થ ખાતાંદારને ખાતાંદારના નાતાથી પ્રાપ્ત થયલા એકંદર હક્ક.

(૧૯) "દુમાલા" આ શબ્દનો અર્થ ગણોત અથવા જમીન મેહેસૂલ આપવાબાબત જે સરકારના હક્ક છે તેટલે સુધીજ કોઇ માણસોની માલકીમાં સઘળું અથવા થોડું આપેલું :

(૨૦) "ગામ" અથવા "કસબો" અથવા "શેહેર" આ શબ્દોમાં કોઇપણ ગામની અથવા કસબાની અથવા શેહેરની સઘળી જમીનનો સમાસ થાય છે :

(૨૧) "મુલકી સાલ" અથવા "સાલ" આ શબ્દોનો અર્થ એક ક્યાલેંડર સાલના જુલૈ મહિનાની ૩૧ મી તારીખથી તથા તે તારીખ મુકીને આગલી ક્યાલેંડર સાલમાંના જુલૈ મહિનાની ૩૧ મી તારીખ સુધી તથા તે તારીખ ગણતાં જે મુદ્દત થાય છે તે ;

(૨૨) "કલમ" આ શબ્દનો અર્થ આ આકટની કલમ ;

(૨૩) "આ બાબ" આ શબ્દોનો અર્થ આ આકટના જે બાબમાં તે શબ્દો હશે તે બાબ એવો સમજવો :

---

## બાબ ૨ જો—મુલકી અમલદારોની નીમણુકો અને તેઓના અધિકાર.

૪. જમીન મેહેસૂલ સંબંધી સઘળાં પ્રકરણમાં મુખ્ય નિયામક અધિકાર કમિશનરને આપ્યો છે, પરંતુ તે ગવરનર ઇન કોંસિલના હુકમને અનુસરીને જોઇયે.

ઇંડિયા સરકારના હુકમને અનુસરીને ગવરનર ઇન કોંસિલ ફરમાવશે તે પ્રમાણે એક અથવા વધારે કમિશનરો હશે, અને તેઓમાંના દરએકના હાથ હેઠળ કયા મુલક રેહેવા જોઇયે, તે પછી જોઇયે તો સામાન્ય રીતે હોય અથવા કોઇ વિશેષ કારણ સારૂં હોય, તે ગવરનર ઇન કોંસિલે ઠરાવવું જોઇયે. અને સદરહુ પ્રરકારના મુલકની હદ્દમાં વખતે વખતે ફેરફાર કરવાનો અધિકાર તેને છે. અને આ બાબત કરેલા સઘળા હુકમ યોગ્ય રીતે પ્રસિદ્ધ કરવા જોઇયે.

દરએક કમિશનરના તાબામાં જે મુલક હશે તે સઘળો મળીને એક ભાગ થશે અને તેને ભાગ કેહેવો.

હાલના ભાગ છે તેમાં ગવરનર ઇન કોંસિલ ફેરફાર કરે ત્યાંહાંસુધી તે, આ આકટના હેતું સારૂં તેમજ ચાલુ રેહેશે.

૫. કમિશનરોને ગવરનર ઇન કોંસિલે નિમવા જોઇયે, અને આ આકટ ઉપરથી અથવા જે વખતે જે બીજા કોઇ કાયદા ચાલુ હશે તે બીજા કાયદા ઉપરથી કમિશનરોને આપેલા અધિકાર તેઓએ ચલાવવા જોઇયે, અને સોંપેલાં કામ કરવાં જોઇયે. અને આ આકટને તથા સદરહુ કાયદાને અનુસરીને હોય તેટલે સુધી જે બીજા અધિકાર અથવા અપીલનાં કામ તથા દેખરેખ તથા પોત પોતાના ભાગમાં; તથા પોત પોતાના તાબા માંહેના અમલદારો ઉપર જે અમલ સરકાર વખતે વખતે આપશે તે સર્વ તેઓએ ચલાવવા જોઇયે.

૬. દરએક કમિશનરને જેટલા આસિસ્ટંટો જોઇયે એવું ગવરનર ઇન કૌંસિલ વખતે વખતે ફરમાવશે તેટલા આસિસ્ટંટો તેને હશે; તેઓની નીમણૂક ગવરનર ઇન કૌંસિલે કરવી. સદરહૂ પ્રમાણે નીમેલા આસિસ્ટંટ જે જે કમિશનરના તાબામાં હશે તે તે કમિશનર વખતે વખતે ફરમાવશે તે કામ તે આસિસ્ટંટોએ કરવાં જોઇયે.

૭. કમિશનરના હાથ હેઠળના દરએક ભાગના, ગવરનર ઇન કૌંસિલ યોગ્ય રીતે હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવશે તેટલા તથા તે હદના જીલ્હા કરવા.

અને ગવરનર ઇન કૌંસિલ યોગ્ય રીતે હુકમ પ્રસિદ્ધ કરીને વખતે વખતે ફરમાવશે તેટલા તાલુકા સદરહૂ પ્રકારના દરએક જીલ્હામાં જોઇયે, તથા દરએક તાલુકામાં ફરમાવશે તેટલા માહાલ તથા ગામો જોઇયે.

હાલના જીલ્હા અથવા કલેકટરેટ ગવરનર ઇન કૌંસિલ ફેરફાર કરે ત્યાંહાં સુધી આ આકટના હેતુ સારૂં જીલ્હા છે અને હાલના તાલુકા છે તે જેમના તેમ રેહેશે.

૮. ગવરનર ઇન કૌંસિલે દરએક જીલ્હામાં એક એક અમલદાર નિમવો જોઇયે કે જે તે જીલ્હાનો કલેકટર થશે, તથા પોતાના ભાગના કમિશનરના હાથ હેઠળ રેહેશે અને આ આકટ ઉપરથી અથવા જે વખતે જે બીજા કોઇ કાયદા ચાલૂ હશે તે બીજા કાયદા ઉપરથી કલેકટરને અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને જે અધિકાર આપ્યા છે તથા કામ સોંપ્યાં છે તે સઘળા અધિકાર પોતાના જીલ્હામાં સઘળે ઠેકણે ચલાવવાનો તથા તે સઘળાં કામ કરવાનો અધિકાર સદરહૂપ્રકારના અમલદારને છે; અને જે બાબત વિશે કાયદામાં ખસૂસ ઠરાવ કરયો નહીં હોય તે સઘળી બાબતમાં તેણે સરકારના હુકમ પ્રમાણે ચાલવું જોઇયે.

૯. ગવરનર ઇન કૌંસિલને યોગ્ય લાગે તેટલા આસિસ્ટંટ કલેકટરો તથા તેટલા ડેપ્યુટી કલેકટરો દરએક જીલ્હા સારૂં નીમવાનો અધિકાર તેઓને છે. તે આસિસ્ટંટોને તેઓની નીમણૂકના હુકમમાં લખ્યું હશે તે પ્રમાણે "ફર્સ્ટ" "સેકંડ" "સુપરન્યુમરરી" વિગેરે કેહેવા.

સદરહૂપ્રકારના સઘળા આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરો તથા જીલ્હાની જમીનનાં મેહેસૂલનો વહિવટ કરવાનાં કામમાં રાખેલા બીજા સઘળા અમલદાર કલેકટરના હાથ હેઠળના છે એમ સમજવું.

૧૦. કલેકટરને પોતાના જીલ્હા માંહેના તાલુકાપૈકી એક અથવા વધારે તાલુકાનાં મેહેસૂલનો કારભાર સરકારના સામાન્ય હુકમને અનુસરીને પોતાના આસિસ્ટંટોપૈકી અથવા ડેપ્યુટીપૈકી કોઇ આસિસ્ટંટને અથવા ડેપ્યુટીને સ્વાધીન કરવાનો અધિકાર અથવા તે પોતાને સ્વાધીન રાખવાનો અધિકાર છે.

સદરહૂ પ્રમાણે ચાર્જ* મળેલા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદા પ્રમાણે જીલ્હાના કલેકટરે કરવાનાં જે કામ તથા ચલાવવાના જે અધિકાર તે કામ તથા તે અધિકાર સદરહૂ પ્રકારના આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના, ચાર્જ માંહેના તાલુકાને અથવા તાલુ-

---

* ચારજ એટલે કારભાર, S. P. P.

કાઓને લાગૂ હશે તેટલે સુધી તે સઘળાં, તથા તે સઘળાં આ આકટના ૧૩ મા બાબ માંહેના ઠરાવોને અનુસરીને કરવાં જોઇયે તથા ચલાવવા જોઇયે.

માત્ર એવું ઠરાવ્યું છે કે, પોતાને યોગ્ય દેખાય ત્યારે ફલાણાં કામ કરશો નહીં અથવા ફલાણા અધિકાર ચલાવશો નહીં એવું સદહૂ પ્રકારના કોઇ આસિસ્ટંટને અથવા ડેપ્યુટીને ફરમાવવાનો અધિકાર અને તે કામ તથા તે અધિકાર પોતાની પાસે રાખવાનો અથવા પોતાના તાબામાંનાં બીજા કોઇ આસિસ્ટંટને અથવા ડેપ્યુટીને સોંપવાનો અધિકાર કલેકટરને છે.

જે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના ચાર્જમાં તાલુકા આપવા શક્ય અથવા યોગ્ય નહીં હોય તેને, પોતાને વખતે વખતે યોગ્ય લાગે તે વિશેષ કામ તથા અધિકાર સરકારના સામાન્ય હુકમ પ્રમાણે કલેકટરે સોંપવા જોઇયે.

**૧૧.** કલેકટર પોતાનાં કામ કરવાને અસમર્થ થાય અથવા કાંઈ કારણ ઉપરથી તે પોતાનો હુદ્દો છોડી દે અથવા પોતાનો જીલ્હો છોડીને જાય અથવા મરણ પામે ત્યારે સૌથી ઉંચા દરજાનો તેનો જે આસિસ્ટંટ જીલ્હામાં હાજર હશે તેણે તે હુદ્દા ઉપર સરકારે બીજી તજવીજ કરી ન હોય તો હંગામી સ્થાનાપન્ન થવું જોઇયે. અને કલેકટર પોતાના જીલ્હાનો ચાર્જ પાછો લે ત્યાંહાં સુધી અથવા અગાઉના કલેકટરની જગા ઉપર બીજો શખસ ગવરનર ઇન કોંસિલ નીમે તથા તે નીમેલો શખસ પોતાની નિમણૂકનો ચાર્જ લે ત્યાં સુધી તે આસિસ્ટંટ આ આકટ પ્રમાણે જીલ્હાનો કલેકટર છે એમ સમજવું.

જે અમલદારનો મુખ્ય હુદ્દો આસિસ્ટંટ કલેકટરના હુદ્દા કરતાં જૂદો હશે તથા જે વિશેષ કારણ સારૂંજ આસિસ્ટંટ કલેકટર હશે તે આ કલમના હેતુ સારૂ આસિસ્ટંટ છે એમ સમજવું નહીં.

**૧૨.** તાલુકાનાં સ્થાનિક મેહેસૂલના કારભાર જે મુખ્ય અમલદારને સ્વાધીન કર્યો હશે તેને મામલતદાર કેહેવો. તેનો તાલુકો જે ભાગમાં હશે તે ભાગના કમિશનરે તેની નીમણૂક કરવી જોઇયે.

આ આકટ ઉપરથી અથવા જે વખતે જે બીજો કોઈ કાયદો અમલમાં હોય તે બીજા કાયદા ઉપરથી જે કામ તેને માથે વિશેષ કરીને નાખ્યાં હશે અથવા જે અધિકાર વિશેષ કરીને આપ્યા હશે અથવા સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમ પ્રમાણે કલેકટરે તેને માથે નાખ્યાં હશે અથવા આપ્યા હશે તે તેનાં કામ તથા તે તેના અધિકાર છે એમ સમજવું. તે જે કામ હાલ કરતો હશે તથા જે અધિકાર તે હાલ ચલાવતો હશે તે કામ તથા તે અધિકાર તેણે આ આકટ કર્યા પછી યોગ્ય અધિકારી બીજી રીતનો તેને હુકમ કરે ત્યાંહાં સુધી કર્યાં કરવા તથા ચલાવ્યા કરવા.

**૧૩.** ગવરનર ઇન કોંસિલને જરૂર લાગે ત્યારે ત્યારે તાલુકાના ઠરાવેલા કોઇ એક ભાગનો ચાર્જ લેવા સારૂ માહાલકરી નિમવાનો અધિકાર કલેકટરને છે. અને મામલતદારનાં કામ પૈકી તથા અધિકારોપૈકી પોતાને વખતે વખતે યોગ્ય લાગે તે કામ તથા અધિકાર માહાલકરીને, તેના સ્થાનિક અમલમાં સરકારના તથા કમિશનરના હુકમને અનુસરીને સોંપી દેવાનો અધિકાર કલેકટરને છે; અને આ આકટની ૨૦૩ જી કલમના હેતુ સારૂ માહાલકરીનો અનંતર ઉપરી અમલદાર મામલતદાર સમજવો કે જે આસિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર અથવા કલેકટરને સ્વાધીન તાલુકાનો ચાર્જ હોય તે આશિસ્ટંટ કે ડેપ્યુટી કલેકટર અથવા કલેકટર સમજવો એ પણ વખતે વખતે ફરમાવવાનો અધિકાર કલેકટરને છે.

૧૪. કમિશનર અથવા કલેક્ટર વખતે વખતે જે સામાન્ય હુકમ કરશે તે સામાન્ય હુકમને અનુસરીને પોતાના તાબામાંના કામદારોપૈકી કોઇ કામદારને બીજાની પાસે કરાવી શકાય તેવાં કામ પૈકી કાંઇ ભાગ કરવામાં લગાડવાનો અધિકાર મામલતદારને અથવા માહાલકરીને છે. માત્ર એવું ઠરાવ્યું છે કે પોતાના તાબામાંના કામદારોને સદહૂપ્રમાણે લગાડ્યા હશે ત્યારે તેઓએ કરેલાં સઘળાં કામ તથા હુકમ સદહૂપ્રકારના મામલતદારે અથવા માહાલકરીએ તપાસવાને તથા મંજુર કરવાને પાત્ર થશે.

તાલુકાનો ભાગ માહાલકરીના ચાર્જમાં હશે તેને માહાલ કેહેવો. હાલના માહાલમાં ગવરનર ઇન કૌંસિલ ફેરફાર કરે ત્યાંહાંસુધી તે છે તેમજ આ અકટના હેતુના સંબંધથી રેહેશે.

૧૫. મામલતદાર અથવા માહાલકરી પોતાનાં કામ કરવાને અસમર્થ થશે અથવા કોઇ પણ કારણથી પોતાનો હુદ્દો છોડી દેશે અથવા પોતાનો તાલુકો અથવા માહાલ છોડીને જશે અથવા મરણ પામશે તો આ બાબત કલેક્ટરે વખતે વખતે કરવાના હુકમમાં જે તાબામાંના કામદારને ઠરાવ્યો હશે તેણે સદહૂ મામલતદારના અથવા માહાલકરીના હુદ્દા ઉપર હંગામી સ્થાનાપન્ન થવું. અને મામલતદાર અથવા માહાલકરી પોતાના તાલુકાનો અથવા માહાલનો ચાર્જ પાછો લે ત્યાંહાં સુધી અથવા બીજો શખસ યોગ્ય રીતે નિમવામાં આવે તથા તે પોતાની નિમણુકનો ચાર્જ લે ત્યાંહાં સુધી સદહૂપ્રકારનો કામદાર આ આકટપ્રમાણે મામલતદાર અથવા માહાલકરી છે એમ સમજવું.

૧૬. જે ગામમાં વંશપરંપરાનો પટેલ અથવા તલાટી નહીં હોય ત્યાંહાં સરકારના અથવા કમિશનરના સામાન્ય* હુકમને અનુસરીને પગારદાર પટેલ અથવા તલાટી નિમવાનો અધિકાર કલેક્ટરને છે, અને તે પગારદાર પટેલે અથવા તલાટીએ આ આકટમાં આગળ કહેલા અથવા જે વખતે જે બીજે કોઇ કાયદો અમલમાં હશે તે બીજા કાયદામાં કહેલા વંશપરંપરાના પટેલનાં અથવા તલાટીનાં સઘળાં કામ દરએકે જેનાં તેણે કરવાં જોઇયે અને તાબામાંના મુલકી અમલદારો બાબત જે કાનુન અમલમાં હશે તે કાનુન તેઓના હુદ્દાને લાગુ થશે.

કોઇ દુમાલા અથવા બીજાં ગામમાં પટેલની તથા તલાટીની નિમણુક બાબત દુમાલા ગામ ધારણ કરનારાઓને અથવા બીજાઓને હાલમાં કાંઇ હક્ક વિદ્યમાન હશે તે હક્કને આ કલમના કોઇ ઠરાવ ઉપરથી બાધ આવે છે એવું સમજવું નહીં.

૧૭. તલાટીએ કયાં રજિસ્ટરો તથા હિસાબ તથા બીજાં દફતર રાખવાં જોઇયે તે સરકારના તથા કમિશનરના સામાન્ય હુકમને અનુસરીને કલેક્ટરે વખતે વખતે ઠરાવવું અને આ કલમપ્રમાણે પ્રથમ હુકમ કરવામાં આવે ત્યાંહાંસુધી તલાટીએ આજસુધી જે રજિસ્ટરો તથા હિસાબ તથા બીજાં દફતર રાખવાં એવું તેને ફરમાવેલું હશે તે સઘળાં રજિસ્ટરો તથા હિસાબ તથા બીજાં દફતર તેણે રાખ્યા કરવાં.

ગામનાં કામ સંબંધી જે લેખ સરકારના અથવા લોકોના ઉપયોગ સારૂં જરૂરના હશે,—એટલે નોટીસો તથા મૈયતનાં પંચાતનામા તથા ફોજદારી પ્રકરણની જબાનીઓ તથા તપાસણીઓ એવા સઘળા લેખ, તલાટી જે ગામનું કામ કરતો હશે તે ગામના પટેલે,

---

* આ સાંમાન્ય હુકમો હજુસુધી આપવામાં આવેલાનુ જણાતુ નથી.

અથવા તાલુકાના અથવા જીલ્હાના કોઇપણ ઉપરી મુલકી અથવા પોલીસ અમલદારે તૈયાર કરવાને ફરમાવ્યું હશે તો તે તૈયાર કરવા એ પણ તલાટીનું કામ છે.

**૧૮.** આ આકટના ૮ મા તથા ૯ મા તથા ૧૦ મા બાબના હેતુના સંબંધથી વખતે વખતે જરૂર લાગશે તે અમલદારોને નિમવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને છે. સદહૂ પ્રકારના અમલદારને "સર્વે કમિશનર" તથા "સર્વે સુપરિંટેંડેંટ" તથા "સર્વે સેટલમેંટ આફિસર" તથા "આસિસ્ટંટ" એવાં અથવા જરૂર જણાય તેવાં બીજાં નામ આપવાં અને તેઓએ ગવરનર ઇન કૌંસિલ જે ક્રમ ફરમાવશે તે ક્રમ પ્રમાણે એકે બીજાના તાબામાં રેહેવું જોઇયે.

સદહૂ પ્રમાણે નિમેલા અમલદારોને, ગવરનર ઇન કૌંનસિલના હુકમને અનુસરીને સર્વે તથા સેટલમેંટસંબંધી સઘળી બાબતનાં કામ તપાસવાનો અધિકાર આપ્યો છે. અને તેઓએ આ અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદામાં કહેલા સઘળા અધિકાર ચલાવવા જોઇયે તથા કામ કરવાં જોઇયે.

**૧૯.** કોઇ માણસ કાયદા પ્રમાણે બીજીરીતે લાયક હશે, તે એકજ માણસને આ બાબમાં ઠરાવેલા કોઇપણ બે અથવા વધારે હુદ્દાઉપર નિમવાનો અથવા એક નામના એક અમલદારને કોઇ સ્થળસીમમાં અથવા બીજીરીતે યોગ્ય લાગે તે પ્રમાણે બીજા કોઇ અમલદારના અથવા અમલદારોના સઘળા અથવા કાંઇપણ અધિકાર અથવા કામ સોપવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને છે.

**૨૦.** ચોથી કલમથી તેરમી કલમસુધીની કલમોમાં તથા અહરાડમી તથા ઓગણીસમી કલમમાં કહેલા સઘળા અમલદારોની નિમણુકો યોગ્યરીતે પ્રસિદ્ધ કરવી જોઇયે.

સદહૂ પ્રકારના કોઇ અમલદારની જગાએ હંગામી કામ કરવાસારૂ નિમેલા કોઇપણ અમલદારે, જે અમલદારને બદલે કામ કરવાસારૂ તેને નિમ્યો હશે તે અમલદાર જે અધિકાર ચલાવત તથા જે કામ કરત તે અધિકાર ચલાવવા જોઇયે તથા તે કામ કરવાં જોઇયે.

**૨૧.** હેઠળ લખેલા અમલદારોના હાથ હેઠળના સઘળા લોકોની નિમણુક, સરકારે બીજીરીતે ફરમાવ્યું નહોય તો, તે તે અમલદારોએ ૨૧૪મી કલમ પ્રમાણે કરેલી કાનુનને અથવા હુકમને અનુસરીને કરવી જોઇયે. તે અમલદારોની તપશીલ:—

કમિશનર.
કલેકટર.
સર્વે કમિશનર.
સર્વે સુપરિંટેંડેંટ.
સર્વે સેટલમેંટ આફિસર.

આ બાબની પાછલી કલમોમાં કહેલા બીજા સઘળા અમલદારોના હાથ હેઠળના સઘળા લોકોની નિમણુકો કલેકટરે તથા સર્વે સુપરિંટેંડેંટે પોત પોતાના ખાતામાં કરવી જોઇયે. માત્ર એવું ઠરાવ્યું છે કે આ અધિકારનો જે ભાગ તેને યોગ્ય જણાય તે તાબામાંના કોઇપણ અમલદારને આપવાનો અધિકાર તેઓને છે; પણ એવી શરતે કે સદહૂ પ્રકારના તાબામાંહેના અમલદારોએ કરેલી નિમણુકો હરકોઇ વખતે તપાસીને ફેરવવાનો હક્ક તેઓની પાસે રેહેશે.

૨૨. કયા મુલકી અમલદારોએ શિક્કાનો ઉપયોગ કરવો તથા સદર્હૂપ્રકારના દરએક અમલદારે કેટલા મ્હોટા તથા કયા પ્રકારના શિક્કાનો ઉપયોગ કરવો એ વખતે વખતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને ઠરાવવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને છે.

જે શિક્કાનો જે અમલદાર ઉપયોગ કરતા આવ્યા છે તે અમલદારોએ તે શિક્કાનો ઉપયોગ આ કલમ પ્રમાણે પ્રથમ હુકમ કરવામાં આવે ત્યાંસુધી કર્યા કરવો.

## બાબ ૩—કેટલાએક મુલકી અમલદારોએ આપવાનાં તારણ બાબત અને મુખ્યોનાં તથા જામીનોની જવાબદારી બાબત.

૨૩. સરકારને યોગ્ય લાગે તે મુલકી અમલદારોએ પોતાના હુદ્દાઉપર રજુ થવાની અગાઉ, દરએકના સંબંધથી સરકારને યોગ્ય લાગે તેટલી રકમનું તારણ તેણે આપવું એવો અને તે તારણ વેચવાના અધિકારપત્ર સહીત સરકારી વ્યાજની નોટોની પીઠ ઉપર યોગ્ય શેરા લખીને તે અનામત મુકીને આપવું અથવા આ આકટનાં **બ.** પરિશિષ્ટમાં નમુનો લખ્યો છે તે નમુના પ્રમાણે લખી આપવું એવો હુકમ ફરમાવવાનો અધિકાર સરકારને છે.

સદર્હૂપ્રકારનું તારણ જે રકમનું આપવાનું હોય તે રકમમાં સરકારના હુકમથી વખતે વખતે ફેરફાર કરવાનો અધિકાર છે. અને **બ.** પરિશિષ્ટના નમુનાપ્રમાણે તારણ લેવું હોય ત્યારે કેટલા આસામી જામીન લેવા તે આસામીની સંખ્યાપણ સરકારે ઠરાવવી.

૨૪. કલેકટરના અથવા સર્વે સુપરિંટેંડેંટના તાબામાંના મુલકી અમલદારે તારણ આપ્યા પછી તે લીધેલું તારણ ખાત્રીનુ નથી એવુ જો તેને દેખાય તો અથવા જે હુદ્દાબાબત વધારે તારણની જરૂર છે તેવા હુદ્દાઉપર તે અમલદારની બદલી થઈ હશે તો અથવા બીજું પુરતું કારણ હશે તો નવું અથવા વધારે તારણ હરકોઇ વખતે માગવાનો અધિકાર કલેકટરને અથવા સર્વે સુપરિંટેંડેંટને છે. અને તે અમલદારની પાસે સદર્હૂ પ્રકારનું તારણ માગ્યાથી એક મહીનાની અંદર તે અમલદાર સદર્હૂ પ્રકારનું તારણ આપવાને ચુકશે તો તેને સસ્પેંડ અથવા બરતરફ કરવાનો અધિકાર તેને છે. માત્ર એવું ઠરાવ્યું છે કે ઉપરની છેલ્લી કલમપ્રમાણે સરકારના હુકમથી જેટલાં તારણની જરૂર હોય તેથી વધારે તારણ કદીપણ માગવું નહીં.

૨૫. કલેકટરને અથવા સર્વે સુપરિંટેંડેંટને તેના ખાતાંમાંહેના અથવા જીલ્લામાંહેના કોઇપણ મુલકી અમલદારપાસે, અથવા તેનાં ખાતામાં અથવા જીલ્લામાં અગાઉ ચાકરીમાં હતો એવા કોઈ માણસપાસે, સરકારી પૈસાબાબત અથવા કાગળ પત્રબાબત અથવા સરકારી બીજી માલ મિલકતબાબત માગણી કરવાની હશે ત્યારે તે સઘળે પ્રસંગે કલેકટરે અથવા સર્વે સુપરિંટેંડેંટે, અથવા આ કારણસારૂ કલેકટરે અથવા સર્વે સુપરિંટેંડેંટે અધિકાર આપેલા બીજા અમલદારે, તે માગણી લખીને, અને જો તે હુદ્દાનો શિક્કો વાપરતો હોય તો તે શિક્કો કરીને, અને પોતાના હુદ્દાની સહી કરીને કરવી; અને તેમાં લખવું કે અટકાવી રાખેલા તે પૈસા અથવા તે વિશેષ કાગળ પત્ર અથવા તે માલ મિલકત સદર્હૂ લેખ લાવનારને તાબડતોબ આપવી અથવા લેખમાં કહેલાં માણસને લેખમાં કહેલી તારીખે તથા જગાએ આપવી.

સદર્હૂપ્રકારનો અમલદાર અથવા બીજો માણસ જો ફરમાવ્યાપ્રમાણે તે પૈસાનો નિકાલ નહીં કરે અથવા કાગળ પત્ર અથવા માલ મિલકત સ્વાધીન નહીં કરે તો તેને

કેદ કરાવવાનો, તથા તેની પાસેથી માગેલી રકમનો તે નિકાલ કરે અથવા કાગળ અથવા માલ મિલકત સ્વાધીન કરે ત્યાંહાંસુધી તેને દિવાની તુરંગમાં અટકાવી રાખવા સારૂ ક. પરિશિષ્ટમાં કહેલા નમુનાપ્રમાણે વારંટ સહિત તેને મોકલવાનો અધિકાર તે કલેકટરને અથવા સર્વે સુપરિંટેંડેંટને અથવા તેણે અધિકાર આપેલા બીજા અમલદારને છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સદરહૂપ્રકારનાં કોઈ વારંટઉપરથી એક ક્યાલેંડર મહિનાથી વધારે મુદતસુધી કોઇ માણસને કેદમાં અટકાવી રાખવો નહીં.

**૨૬.** કલેકટરના ખાતામાં તથા જીલ્હામાં સદરહૂ અમલદાર અથવા બીજો માણસ ચાકરીમાં છે અથવા હતો એવું હોય ત્યારે કલેકટર પોતેજ અને સદરહૂપ્રકારનો અમલદાર અથવા માણસ કલેકટરના જીલ્હાના સર્વે ખાતામાં ચાકરીમાં છે અથવા હતો એવું હોય ત્યારે સર્વે શુપરિંટેંડેંટે દરખાસ્ત કરી હોય તો તે અમલદારનીપાસેથી અથવા માણસની પાસેથી આવવાના થયલા કાંઈ સરકારી પૈસા વસુલ કરવાસારૂ જમીન મેહેસૂલની બાકી ન આપનારાનીપાસેથી તે વસુલ કરવાબાબત આ આક્ટમાં જે રીત તથા જે કાનુન કહી છે તે રીતે તથા તે કાનુનપ્રમાણે કામ ચલાવવાનેપણ કલેકટર મુખત્યાર છે. અને સરકારી કાગળપત્ર અથવા સરકારની બીજી માલ મીલકત પાછી લેવાસારૂ ઝાડો લેવાનું વારંટ આપવાનો તથા તે બાબત ફોજદારી કામ ચલાવવાની રીતબાબતના કાયદાના (સન ૧૮૭૨ ના ૧૦ મા આકટના)* ૨૭ મા બાબના ઠરાવપ્રમાણે માજીસ્ત્રેટ જે અધિકાર કાયદાસરરીતે ચલાવી શકે છે તે સઘળો અધિકાર ચલાવવાનો અખ્ત્યાર કલેકટરને છે.

સદરહૂપ્રકારના સરકારી પૈસા અથવા કાગળપત્ર અથવા સરકારની બીજી માલ મિલકત જે માણસના કબજામાં હશે તેણે તે તાબડતોબ કલેકટરને સ્વાધીન કરવી એ તે સઘળાં માણસોનું કામ છે. અને સદરહૂપ્રકારનો માલ ક્યાંહાં સંતાડયો છે એ, જે જે માણસને ખબર હોય તે તે માણસે તે બાબતની બાતમી કલેકટરને આપવી એ, તે તે માણસને અવશ્યછે.

**૨૭.** ઉપર કહેલા પ્રકારના અમલદારનો અથવા બીજા માણસનો જે જામીન અથવા જે જામીનો **ખ.** પરિશિષ્ટમાં લખેલા નમુના પ્રમાણે ખત લખી આપશે તે ખતમાં લખી આપ્યાપ્રમાણે ન ચાલે તો તેના અથવા તેઓના મુખ્યઉપર કામ ચલાવવું એ જેમ યોગ્ય થશે તેમજ અને મુખ્યઉપર સુદ્ધા કામ ચાલાવ્યું હશે તોયપણ તેઓનીઉપર એકાજતે એકામતે તથા દરએકજણ ઉપર કામ ચલાવવું એ યોગ્ય થશે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સરકારમાં આવવાના પૈસાની કાંઇપણ રકમનો નિકાલ કરવાને અથવા તે ભરી આપવાને ચુકયાને અથવા ઠરાવેલી કીંમતનો સરકારનો કાંઇ માલ હાજર કરવાને ચુકયાને કોઇપણ પ્રસંગે, મુખ્યે ખત લખી આપ્યાપ્રમાણે તેણે ન કર્યાને લીધે સરકારને જે કાંઈ ખરેખર તોટો અથવા નુકસાન થયું હોય તે પુરૂં કરવાની રકમ કરતાં વધારે રકમ, જામીનપાસેથી અથવા જામીનોપાસેથી તેણે અથવા તેઓએ કરી આપેલા જામીનખતની શરતપ્રમાણે આવવાની રકમ તરીકે કદીપણ વસૂલ કરવી નહીં.

અને એવું પણ ઠરાવ્યું છે કે ખતમાં લખેલી સઘળી ગુન્હેગારી અથવા તે ગુન્હેગારીનો જેટલો ભાગ સદરહૂ જામીનપાસેથી અથવા જામીનોપાસેથી માગ્યો હશે તેટલો

* હવે સન ૧૮૮૨ ના ૧૦ મા આકટનો બાબ ૭.મો.

ભાગ તે અથવા તેઓ સરકારી ટ્રેઝરીમાં ભરશે તો સરકારી કાગળપત્ર અથવા માલ મિલકત હાજર કરવાને ચુકયાબાબત તે અથવા તેઓ કોઇપણ પ્રસંગે કેદને પાત્ર થનાર નથી.

**ટિકા**—જામીનની જવાબદારી જે મુકરર કૃત્યનેમાટે જામીન થયો હોય તેનેજમાટે ફક્ત લાગુ છે. જામીનની જવાબદારી કયાં સુધી છે તે સંબંધમાં નંબર ૧૩ તા૦ ૫ મી જાનેવારી સને ૧૮૮૫ નો લીગલ રીમેમબ્રન્સરનો અભિપ્રાય જે સરકારે પોતાના નંબર ૫૬૩ તા૦ ૨૩ મી જાનેવારી સને ૧૮૮૫ ના ઠરાવમાં કબુલ રાખ્યો છે તે સવિસ્તર નીચે આપેલો છે:

"આ કામમાં 'વ' એ તા૦ ૨૬ મી નવેમબર સને ૧૮૮૧ ના રોજ 'પ' ગામમાં પોતાના સરવે નંબર ૮૨ માં પાંચ એકર સેરડીના વાવેતર (વાઢ) ને, કેનાલનું પાણી મળવા અરજ કરી. આ અરજની માગણી મંજુર થઇ અને તા૦ ૧૮ મી જાનેવારી સને ૧૮૮૨ ને રોજ તેણે ફરી અરજ કરી કે તેજ નંબરમાં બીજી પાંચ એકર જમીન છે તેને પાણી મળવું જોઇએ તેપણ મંજુર થઇ.

"૨. પણ જ્યારે 'વ' એ પીઆવો કરેલી સેરડીનું ક્ષેત્રફળ માપવામાં આવ્યું ત્યારે તે ૧૫ એકર અને ૧૨ ગુંઠા છે એમ નકી થયું ને જેને માટે 'વ' ઉપર ઇરીગેશન ખાતાની ૩૩૮૨–૮–૦ ની દર એકરે રૂ ૨૫) મુજબ ઠરેલા દર પ્રમાણેની માગણી ઉત્પન્ન થઇ. આ રકમ વસુલ કરવા મામલતદારને સુચના થઇ; દરમીયાન 'વ' નાસી જતો રહયો ને પાક, જે મામલતદારે જપત કર્યો હતો તેના વેચાણમાં ફક્ત રૂ ૧૨૫) કિંમત ઉપજી.

"૩. 'વ' એ પાણી મળવાસારૂં કરેલી બંન્ને અરજીનીચે એવા મજકુરનો જામીનકીનો શેરો છે કે પાણીનો આકાર અથવા લીધેલાં પાણીના સંબંધમાં તેની પાસે જે રકમ લેણી ઠરે તે આપવામાં જો 'વ' કશુર કરેતો તે રકમ જામીન આપે. પેહેલી અરજીના સેરા ઉપર 'અ' એ સહી કરી હતી અને બીજી અરજી ઉપર 'જ' એ શહી કરી હતી. આ બન્ને ગૃહસ્થોને 'વ' નું દેવું અદા કરવા ફરમાવ્યું. પરંતુ 'અ' પોતાની જવાબદારી નામુકરર જાય છે અને કહે છે કે મેં તા૦ ૧૪ મી જાનેવારી સને ૧૮૮૨ ના રોજ ઇરીગેશન ખાતાના એગ્ઝીકયુટીવ ઇંજીનીયરને નોટીસ આપી હતી કે મારી જામીનકી રદ કરો. અને 'જ' કહે છે કે ફક્ત પાચ એકર જમીનનાં સંબંધમાં 'વ" નું જે દેવું છે તેટલાનોજ હું જવાબદાર છું.

"૪. 'અ' એ આપેલી નોટીસથી તેની જવાબદારી કમી થાય છે એમ હું ધારતો નથી. કરારના કાયદા (સને ૧૮૭૨ ના આકટ ૯) ની કલમ ૧૨૯ પ્રમાણે અખંડ જુમો તેને કેહેવો કે જે એક પછી એક થનારા કૃત્યોની હારને લાગુ પડેછે અને તેજ કાયદાની કલમ ૧૩૦ પ્રમાણે ફક્ત અખંડ જુમોજ જામીનથી ભાવી થનારા કૃત્યોના સંબંધમાં રદ કરી શકાય છે. 'અ' એ 'વ' ની એક અરજીના સંબંધમાં જે ભરવાનું તેની જામીનકી આપી છે. અને તે અખંડ જુમો કહી શકાય નહીં. એકઝીકયુટીવ ઇંજીનીયરનીસાથે કરાર કીધો કે 'વ' વસુલ આપવામાં કશુર કરે તો હું નુકસાની ભરી આપીશ તેથી 'અ' તેની એકલાનીજ મરજીપ્રમાણે કરાર રદ કરી શકતો નથી. કરાર બને પક્ષકારના અનુમતથીજ રદ થઇ શકે છે!

"૫. પણ મારા અભિપ્રાય પ્રમાણે બન્ને જામીનમાંથી દરએકજણ ફક્ત તે જે કૃત્યમાં સામીલ છે તેજ કૃત્યને માટે જવાબદાર છે. એટલે 'બ' ની પાસેથી પાચ એકર જમીનના સંબંધમાં જે લેહેણું થાય તેની જામીનકીનો બન્નેજણે બે અરજી નીચે શેરો કર્યો તે પ્રત્યેક અરજી સંબંધમાં પ્રત્યેક જણ પોત પોતાની જામીનકીવાળી અરજીના સંબંધનાં દેવા સુધીનો જવાબદાર છે. અને જેથી સઘળી એટલે ૧૫ એકર અને ૧૨ ગુંઠા જમીન જે 'વ' એ બાગાએત કરેલી તે ઉપર રૂ. ૧૨૫) ઉત્પન્ન થઇ ચુકયાછે તેથી જે પ્રમાણ ૫ એકરને અને ૧૫ એકર ૧૨ ગુંઠાને છે તેજ પ્રમાણથી જમા થએલી રકમનો જે ભાગ આવે તે ઉપર દરેક જામીનનો મજરે મળવાનો હક છે અને તે હકની રકમ જતા પાચ એકરના લેહેણામાં જે બાકી રહે તેટલુંજ આપવાને તે દરેકજણ જવાબદાર છે."

૨૮. ઉપર કહેલા પ્રકારના જે અમલદારપાસે અથવા જે બીજા માણસપાસે અથવા તેના જામીનપાસે અથવા જામીનોપાસે માગણી કરી હશે તે ડ. પરિશિષ્ટમાં કહેલા નમુના-પ્રમાણે પુરતું તારણ આપે તો સદર્હુ પ્રકારનો અમલદાર અથવા જામીન કેદમાં હોય તો કલેકટરે તેને છોડી મુકવો જોઇયે, તથા કાંઇપણ માલ જપ્ત કર્યો હોય તેનું વેચાણ બંધ કરવું જોઇયે અને તે માલ ધણીને પાછો આપવો જોઇયે.

૨૯. જામીનની અથવા જામીનોની જવાબદારીને, મુખ્ય મરણ પામ્યાથી અથવા જામીનખત જ્યારે થયું ત્યારે જે હુદ્દાઉપર તે હતો તેથી જૂદા હુદ્દાઉપર તેની નિમણુક થયાથી બાધ આવતો નથી. પણ જે કામબાબત ૨૩ મી કલમ પ્રમાણે તારણની જરૂર હશે તેવાં હરકાંઇ કામઉપર મુખ્ય હશે ત્યાંહાંસુધી તથા તેનું ખત રદ્દ કરવામાંઆવે ત્યાંહાં-સુધી તે જવાબદારી ચાલૂ રેહેશેં.

અમલદાર મરણ પામે અને તેનીઉપર કોઇ ખાનગી માણસનું માગણું હોય તે બાબત તેનાથી તે મેયતના વારસોઉપર દિવાની કોર્ટમાં જે રીતે દાવો કરી શકાશે તેજપ્રમાણે સર-કારનું માગણું મૈયતપાસે કાંઇ હશે તો તે બાબતનો દાવો તેના વારસોઉપર સરકારથી કરી શકાશે.

૩૦. જે અમલદારને ખત કરી આપ્યું હશે તેને, મ્હારી જામીનગીરી કાહાડી લેવાની મ્હારી મરજી છે એવું લખી જણાવીને કોઇપણ વખતે પોતાની જામીનગીરી કાહાડી લેવાનો અધિકાર હરકોઇ જામીનને છે, પછી તે જૂદાં કે સામાઇક ખતઉપરથી જામીન હશે તોપણ ચિંતા નથી. અને જે તારીખે તે સદર્હૂપ્રમાણે લખી જણાવે તે તારીખથી સાહાઠ દિવસ પછીનાં જે કાંઇ પૈસાબાબતના અથવા કાગળપત્ર બાબતના અથવા બીજી માલ મિલકત બાબતના બોજા વિશેનાં તેના મુખ્યઉપરનાં માગણાં હશે તે સઘળાં માગણાં બાબતની તે જામીનની ખતઉપરથી થયલી જવાબદારી સદર્હુ સાહાઠ દિવસની મુદ્દત થયા પછી બંધ થશે. પણ સદર્હુ મુદ્દત પુરી થવાની અગાઉ જે કાંઇ માગણાંબાબત તેનો મુખ્ય જવાબદાર થયલો હશે તે માગણાંબાબત તે જામીનની જવાબદારી, મુખ્યની જવા-બદારી સિદ્ધ કરનારી વાત સદર્હુ મુદ્દત પુરી થઇજાય ત્યાંહાંસુધી જાહેર નહીં થઇ હોય તોય-પણ બંધ થનાર નથી.

## બાબ ૪—કેટલાંએક કામ કરવાની મુલકી અમલદારોને મના કરવાબાબત તથા તેઓની ગેરચાલ બદ્દલ તેઓને શિક્ષા કરવાબાબત.

૩૧. કોઇ મુલકી અમલદારે, સરકારની અથવા તે જે કલેકટરના અથવા સર્વે સુપ-રિંટેંડેંટના તાબામાં હોય તે કલેકટરની અથવા સર્વે સુપરિંટેંડેંટની સ્પષ્ટ પરવાનગી હોયા વગર,

**(૧). વેપાર કરવો નહીં અથવા કોઇપણ વેપારમાં મુખ્ય તરીકે અથવા મુખત્યાર તરીકે સાક્ષાત્ અથવા પર્યાયથી કોઇપણ રીતે સંબંધ રાખવો નહીં,**

(૨). તે જે જીલ્લામાં ચાકરીમાં હશે તે જીલ્લાના કોઇ મુલકી અથવા ન્યાયખાતાના અધિકારીના હુકમથી આ આકટના અથવા જે વખતે જે બીજો કોઈ કાયદો ચાલૂ હોય તે બીજા કાયદાના ઠરાવપ્રમાણે કાંઇ માલ મિલકત વેચવામાં આવશે તે, પોતે અથવા મુખત્યારમારફત અથવા પોતાને નામે અથવા બીજાને નામે અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં વેચાતી લેવી નહીં અથવા તે બાબત લિલામમાં માગણી કરવી નહીં;

(૩). તે જે જીલ્હામાં ચાકરીમાં હશે તે જીલ્હામાં કાંઇપણ ઇજારો સાક્ષાત્ અથવા પર્યાયથી ધારણ કરવો નહીં, અથવા કોઈપણ પ્રકારનું મેહેસૂલ પોતાને ખાનગી ખાતે વસૂલ કરવામાં અથવા આપવામાં કોઇપણ રીતે સંબંધ રાખવો નહીં.

અને કોઇપણ મુલકી અમલદારે—

(૪). કાંઇપણ સરકારી પૈસા અથવા માલ મિલકત વસૂલ કરવાનું કામ અથવા જેનો ચાર્જ પોતાને સોંપ્યો હશે અથવા પોતાનો તેઓનીસાથે સંબંધ હશે તે પૈસામાંથી અથવા માલ મિલકતમાંથી પોતાના કાયદાસર પગારશિવાય અથવા વેતનશિવાય બીજી કાંઈ ઉપજ અથવા ફાયદો પોતાને વાસ્તે અથવા બીજા કોઇ માણસને વાસ્તે મેળવવો નહીં; અથવા

(૫). જે કાંઇ રકમ અથવા જે કાંઇ અવેજ આ આકટના અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો ચાલૂ હોય તેવા બીજા કોઇ કાયદાના ઠરાવપ્રમાણે માગવાનો અથવા લેવાનો તેને કાયદાસરરીતે હક્ક હોય તે રકમ કરતાં વધારે કાંઇ રકમ અથવા અવેજ પોતે મુલકી અમલદાર હોવાના નાતાથી પોતાના અધિકારને બાહાને અથવા પોતાનો અધિકાર ચલાવીને, અથવા અવેજ દાખલ અથવા બીજીરીતે માગવો નહીં અથવા લેવો નહીં, અથવા પોતાની તરફથી બીજાં કોઇ માણસને જાણીજોઇને માગવા દેવો નહીં અથવા લેવા દેવો નહીં.

## ટિકા—હિંદુસ્તાનમા જમીન ધારણ કરવાબાબતનો તથા સટ્ટાનો વેપાર કરવાબાબતનો સરકારી નોકરોનો જે સંબંધ તે બાબત હુકુમ.

નંબર ૨૧૩૫.

જનરલ ડીપાર્ટમેંટ.

મુકામ જંજીરે મુંબઇ, તા૦ ૯ મી જુન સને ૧૮૮૫.

હોમ ડિપાર્ટમેંટ (પબ્લિક) માહેનાં હિંદુસતાન સરકારના સેક્રેટરીનો પત્ર નંબર ૨૧–૭૯૮ તારીખ ૧૩મી મે સને ૧૮૮૫.

"એક સ્થાનિક સરકારસાથે પત્ર વ્યવહાર ચાલતો હતો તે વખતે હિંદુસ્તાન સરકારને એવું જણાઇ આવ્યું કે હિંદુસ્તાનમા જમીન ધારણ કરવા બાબત તથા સટ્ટાનો વેપાર કરવા બાબત સરકારી નોકરોનો જે સંબંધ તેનું નિયમન કરવા સારૂં જે હુકુમ હાલ અમલમાં છે તેનો બરોબર હેતુ તથા યોગ્ય અર્થ શો છે એ બાબતની કાંઇ ગેરસમજુત થએલીછે વાસતે સ્થાનિક સરકાર આડમિનીસ્ટ્રેશનો* તથા તેઓના હાથ હેઠળ

* ન્હાના ન્હાના ઈલાકાની સરકાર.

નોકરી કરનાર અંમલદારોને સદરહુ હુકુમ સેહેલથી જોવાને મલવા સારૂં, તે બાબત ચાલુ છે તે કાનુનો અને તે પૈકી કેટલીએક કાનુનોની જે મહત્વની વ્યાખ્યા મલિકામા અઝમાના સેક્રેટરી આફ સ્ટેટની મંજુરીથી હિંદુસ્થાન સરકારે કરી છે તે વ્યાખ્યાનો એક સંક્ષેપ લેખ તૈયાર કરવાબાબત તા૦ ૨૦ ફેબ્રુઆરી સને ૧૮૮૪ નો હોમ ડિપાર્ટમેંટનો ઠરાવ નંબર ૫–૨૪૪–૨૪૬ ના સંબંધમાં ઇષ્ટ છે એમ અલીજનાબ ગવરનર ઇન કૌંસિલને જણાય છે.

ખેતીવાડીના કામમા ઉપયોગમા લાવવા સારૂં યોજેલી જમીન મીલકત સંપાદન કરવા બાબત તથા કબજામાં લેવા બાબત.

૨ સનદી સીવીલ સરવંટસ, સીવીલ નોકરીમાહેના લસ્કરી અમલદારો અને ઉપર કહેલા બે વર્ગના સનદી અથવા કમીશન (લસ્કરી સનદી) અમલદારોએ જે સીવીલ હુદ્દા ઘણુંકરીને ધારણ કરવા હોય તેવા સીવીલ હુદ્દા ધારણ કરનારાં સઘળાં માણસો જે પ્રાંતમા નોકરી કરતા હોય અથવા જે પ્રાંતના કારભાર સાથે તેઓનો સંબંધ હોય તે પ્રાંતની અંદર તેઓને જમીન સંપાદન કરવાના અથવા ધારણ કરવાની મના કરીછે પછી તે સંબંધ કાયમનો હોય અથવા થોડી મુદતને માટે હોય. એમના* રેહેવાની ઈમારતને તથા તેના સંબંધના ઘણુંકરીને ઉપઘરો જે જમીન ઉપર હોય તે જમીનને તે લાગુ નથી.

* સેક્રેટરી આફ સ્ટેટને મોકલેલો પત્ર નંબર ૪૦ તારીખ ૧૬ મી જુન સને ૧૮૭૩. સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૯૯ તારીખ ૨૬ મી આગસ્ટ સને ૧૮૭૩ (એ પત્ર હોમ ડીપાર્ટમેંટનો ઠરાવ નંબર ૧૩-૪૬૭ તારીખ ૧૩ મી ફેબ્રુઆરી સને ૧૮૭૪ મા દાખલ કરયો છે.)

૩. સ્ટાટયુટરી રૂલ્સ પ્રમાણે નીમેલા હિંદુસ્તાનના દેશી માણસ સરકારી નોકરીમા પ્રથમ રેહે તે વખતે જે કાંઇપણ જમીન ખરેખરી તેઓના કબજામા હોય, અથવા જે તે પછી વારસાથી, બક્ષીસથી† અથવા મૃત્યુલેખથી તેઓના કબજામાં આવે તે જમીન ધારણ કરવાની તેઓને પરવાનગી છે; માત્ર એવી જમીનના વીશે પુરી માહીતી સ્થાનીક સરકારને આપવી જોઇએ. તથા તે સરકાર કોઇ અમલદારને કાંઇપણ વીશેષ જમીન ધારણ કરવાના કારણથી, એ જમીન જે ડીસ્ટ્રીકટમા હોય તેમાં તેને નોકરી કરવાને હરકત છે કે કેમ એ વીષયની દરએક બાબતનો વીચાર કરશે. પણ સ્ટાટયુટરી સીવીલ સરવંટ જે સ્થાનીક સરકારના તાબામા નોકરી કરતો હશે તે સ્થાનીક સરકારની અગાઉથી મંજુરી લીધા વગર તેણે કાંઇપણ નવી જમીન વેચાતી લેવી નહી.‡

† એટલે, સગાંવાહાલાં, અથવાં નીકટનાં સંબંધવાલા ઈષ્ટ મીત્ર તરફથી ખરી રીતે મળેલી બક્ષીસ.

‡ હોમ ડીપાર્ટમેંટ માહેના ઠરાવ નંબર ૧૧-૪૨૬-૩૭ તારીખ ૧૭ મી મારચ સને ૧૮૮૨. તથા સરકયુલર પત્ર નંબર ૨૬-૧૦૯૫-૧૧૦૪ તા૦ ૨૧ મી જુલાઇ સને ૧૮૮૨. (સેક્રેટરી આફ સટેટ તરફથી આવેલો પત્ર નંબર ૬૮ તા૦ ૮ મી જુન સને ૧૮૮૨).

૪. સ્વતંત્ર ન્યાય સંબંધી અથવા મુલકી અધીકાર ચલાવનારા ગૈર સનદી અમલદારો તે પછી યુરોપીઅન હોય, યુરેશીયન હોય કે દેશી લોક હોય, તેઓને ખેતીના કામ સારૂં બ્રીટીશ ઇંડીયામા જમીન મીલકત સંપાદન કરવાને અથવા ધારણ કરવાને હરકત નથી માત્ર એટલુંજ કે તે જે ડીસ્ટ્રીકટમા નોકરી કરતા હોય તે ડીસ્ટ્રીકટમા તેઓએ જમીન મીલકત ધારણ કરવી નહી. જોકે ગૈરસનદી અમલદારોને જમીન ધારણ કરવાને હરકત નથી એમ ઠરાવ્યું છે તોપણ જે હુદ્દા ધારણ કરનારાઓને તેઓના હુદ્દાના સબબથી સારો અધીકાર તથા વજન આવશ્ય પ્રાપ્ત થાય છે, જેવાકે મુનસફ, ડેપ્યુટી કલેકટર તથા તહસીલદાર એવા હુદ્દાઓની જગ્યા ઉપર જે માણસો પોતાની હકુમતની અંદર જમીન મીલકત ધારણ કરતા હોય તેવા માણસોની નેમણુંકો કરવી એ અયોગ્ય છે.§

§ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૨૨ તા૦ ૧૦ મી આગષ્ટ સને ૧૮૬૧.

૫ સર્વ વર્ગના અમલદાર (નોકરી સારૂં ઉમેદવારી કરનારા માણસો સુધાં) ની પાસેથી, જમીન મીલકત તેઓના કબજામાં હોય તે બાબતનો અથવા તેઓએ સંપાદન કર્યા બાબતનો એકરાર લખી લેવો જોઇએ, અને એવા એકરારમાં સદરહુ મીલકત કઈ ડીસ્ત્રીકટમાં છે તે અને જે જરૂરનો બીજો મજકુર હોય તે મજકુર તેઓએ લખી આપવો જોઇએ તથા આ બાબતમાં જેનો સંબંધ હોય તે સ્થાનીક સરકારોએ રજીસ્ટરો રાખવા.*

* સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૨૨ તારીખ ૧૦ મી આગષ્ટ સને ૧૮૬૧.

૬. કોઇપણ અમલદાર બ્રીટીસ ઇન્ડિઆમાં અથવા બીજે ઠેકાણે જમીન મીલકત ધારણ કરતો હોય તે અમલદાર હરકોઈ ખાતામાં નોકરી કરતો હસે તોપણ તેના જે સરકારી કામો, તે પછી સીવીલ હોય અથવા લસ્કરી હોય, તે તરફ જે વખત તથા લક્ષ લગાડવું જોઇયે તે વખત તથા લક્ષનો કંઇ પણ ભાગ તે મીલકતની વ્યવસ્થા તરફ તે ન લગાડે અને તેના સંબંધમાં તેને ઘણો વખત સુધી અથવા વારંવાર કામ ઉપરથી ગેરહાજર રેહેવાને રજા આપવામાં ન આવે એ બાબત જુદી જુદી સ્થાનીક સરકારોએ સાવધગીરી રાખવાની જરૂર છે.†

† સદર પ્રમાણે.

૭. હિંદુસ્તાનમાં રાણી સરકારની વસ્તુત: નોકરીમાંના સીવીલ સર્વંટોને તથા લસ્કરી અમલદારોને કોઇપણ પ્રકારની કાંઈ કારણસારૂં કોઇપણ દેશી સંસ્થાનમાં જમીન ધારણ કરવાની મના કરી છે. એ મના રહેવાની ઇમારતને તથા તેના સંબંધના ઉપઘરો જે જમીન ઉપર હોય તે જમીનને લાગુ નથી.

કોઈપણ કારણ સારૂ દેશી સંસ્થાનમાં જમીન મીલકત સંપાદન કરવા બાબત તથા કબજામાં રાખવા બાબત.

૮. ખેતીના ફાયદા સારૂ જમીનમાં પૈસા રોકવા સીવાય બીજીરીતે પૈસા રોકવાના સંબંધમાં કહીએ તો સરકારની નોકરીમાંના દરેક દરજાના તથા વર્ગના અમલદારોના સરકારી કામનો જે કામકાજ સાથે અથવા ધંધા સાથે સંબંધ હોય એવા કામકાજમાં અથવા ધંધામાં જેથી કરીને તે અમલદારનુ મન ખાનગી રીતે લાગે એવી કોઇપણ તરેહથી પૈસા રોકવાનુ (જો કે એવું રોકાવવુ એ જાતે પ્રતિબંધ કરવા લાયક નથી તોપણ) તે અમલદારો વર્જ કરશે એવી આશા છે‡ આ સાધારણ નીશેસ ઠરાવને પાત્ર રહીને સરકારના§ નોકરોનેદેશની ઉપજનો વધારો થાય એવો જેઓનો હેતુ હોય એવી માઇનીંગ અથવા બીજી કંપનીઓ (ખેતીસંબંધી કંપનીઓ સાથે) ના શેર ધારણ કરવાની હરકત નથી. માત્ર એટલુંજ કે એવી કોઇપણ કંપનીની વ્યવસ્થા જોવાના કામમાં તેઓનો સંબંધ ન જોઇએ અને જે કંપનીસાથે તેઓનો સંબંધ હોય તે કંપનીના

ખેતીના ફાયદા સારૂ જમીનમાં પૈસા રોકવા સીવાય બીજી રીતે પૈસા રોકવા બાબત.

‡ સેક્રેટરી આફ સ્ટેટને હિંદુસ્તાન સરકાર તરફથી મોકલેલો પત્ર નંબર ૨૪૦ તારીખ ૧૬ મી જુન સને ૧૮૭૩ નો ૬ ઠો પારેગ્રાફ; સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૯૯ તારીખ ૨૬ મી આગષ્ટ સને ૧૮૭૩: અને હોમ ડીપાર્ટમેન્ટમાંના ઠરાવ નંબર ૧૩-૪૬૭ તા૦ ૧૩ મી ફેબ્રુઆરી સને ૧૮૭૪.

§ સેક્રેટરી આફ સ્ટેટનુ મત એવું છે કે (અ) વેપારી કંપનીઓની સાથે સરકારી અમલદારોનો જે સંબંધ તે બાબત હાલ અમલમાં જે હુકમ હોય તે હુકમ સનદી તથા બીનસનદી નોકરીમાંના ગ્યાઝેટેડ અમલદારોનેજ લાગુ છે અને સરકારની નોકરી માંહેના કારકુન તથા બીજા હેઠલના દરજાના અમલદારોની બાબતમાં લાગુ નથી. સદરહુ કારકુન તથા બીજા હેઠળના દરજાના અમલદારની બાબતમાં તેઓ ઉપર ખાતાના મુખ્ય અમલદારો દેખરેખ રાખે એટલો દાબજ બસ થશે.

કામો* જયાંહા ચાલતા હોય તે ડિસ્ટ્રિક્ટમાં તેઓને કામ કરવાને લગાડવા નહીં† સદરહૂ બીજી બાબતમાં કહેલી મના સ્થાનિક સરકારના મેમ્બર, બોર્ડ આફ રેવીન્યુના મેમ્બર, તથા તેઓના સેક્રેટરીઓ સરખા જે કેટલાએક અમલદારોનો રાજયના મુખ્ય કારભાર સાથે સંબંધ હોય તે અમલદારોને કોઈ વખત થોડી અથવા કોઈ વખત વધારે સખ્ત રીતે લાગુ છે એમ સમજવું જોઇએ. અને જે પ્રાંતમાં એવા અમલદારોને કામ કરવાને લગાડેલા હશે તે પ્રાંતના કોઇપણ ભાગમાં જે ધંધા સાથે તેઓનો સંબંધ હોય તે ધંધાના સંબંધથી તેઓએ મોટી સાવધગીરી રાખવાની જરૂર છે એવું આ મના ઉપરથી દરસાવેલું છે એમપણ સમજવું જોઇએ.‡

૮. કોઈ કંપનીની વ્યવસ્થા જોવાના કામમાં જેનો સંબંધ હોય તે સંબંધ બાબત એમ ઠરાવ્યું§ છે કે સદરહૂ મના દેશની ઉપજમાં વધારો થવાના હેતુથીજ જે કંપની સ્થાપન કરી હોય તે કંપનીની વ્યવસ્થા જોવાના કામમાં સરકારના અમલદારોનો સંબંધ જોઇએ, આ બાબતનેજ લાગુ કરવાનો ઇરાદો છે એટલુંજ નથી, તોયપણ બ્યાંક સરખાં ખાતાંની વ્યવસ્થા જોવાના કામમાં એવા અમલદારોનો સંબંધ જોઇએ નહી એવોપણ આ મના કરવામાં ઇરાદો છે.‖ વળી એવો હેતુ છે કે કોઇ કંપનીની વ્યવસ્થા જોવાના કામમાં અમલદારોનો સંબંધ ન જોઇએ એવી જે આ મના કરી છે તે જે સરકારી નોકર પ્રત્યક્ષ નોકરી ઉપર હાજર હોય છે તેઓને જેવી લાગુ છે તેવીજ રજા ઉપર હોય તે સરકારી નોકરોને પણ લાગુ છે.૧ માત્ર તે સરકારે આપેલા હક્ક પ્રમાણે કામ કરનારી રેલવે કંપનીઓમાં હિંદુસ્થાન સરકારની મંજુરીથી જે અમલદાર નોકરી કબુલ કરે તેઓને લાગુ નથી.૨ અને જે મંડળીઓ ખરેખર એક બીજાને સરસામાન પુરા પાડવા સારૂં સ્થાપેલી હોય છે તથા જે વેપાર કરવા સારૂં અને વેપારથી થનારા ફાયદા સારૂં સ્થાપન કરી ન હોય તે મંડળીઓની વ્યવસ્થા જોવાને લાગુ નથી.૩ (માત્ર આ બીજી બાબતમાં જે અમલદારનો સંબંધ હોય તે અમલદાર બે જગાએ કામ કરે તે સબબથી સરકારના હિતને નુકસાન થાય નહી) કોઈ કંપનીની "વ્યવસ્થા" જોવાના કામમાં અમલદારનો સંબંધ ન જોઇએ એવી જે મના કરી છે તેનો અક્ષરશઃ અર્થ કર્યાથી કોઈ અમલદારથી મેમોરયાંડમ આફ આસોસીએશનમાં પુરસ્કર્તા તરીકે અથવા નોંધવા સારૂં અર્જદારોપૈકી એક અર્જદાર તરીકે પોતાનો સંબંધ રાખવો નહીં

દેશી સંસ્થાનમાં કામ ચલાવનારી ખેતી સંબંધી કમપનીમાં શેર ધારણ કરવાનો સીવીલ અથવા લશ્કરી અમલદારોનો જે હક્ક તેનુ નિયમન, બ્રીટીશ મુલક માહેની તેવીજ કમપનીમા તેઓને શેર ધારણ કરવાની જે કાનુન લાગુ છે, તેજ કાનુન ઉપરથી કર્યું છે.

* સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૨૨ તા૦ ૨૫ મી નવેમબર સને ૧૮૬૨ નો ૫ મો પેરેગ્રાફ.

† સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૪૬ તા૦ ૩૧ મી મે સને ૧૮૬૨.

‡ મદ્રાસ સરકારને મોકલેલો પત્ર નંબર ૧૦૮૬ તા૦ ૧૦ મી જુન સને ૧૮૮૪.

§ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૭૩ તા૦ ૧૯ મી જુલાઈ સને ૧૮૮૩ નો ૪ થો પ્યારેગ્રાફ.

‖ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૭૩ તા૦ ૧૯ મી જુલાઈ સને ૧૮૮૩ નો ૪ થો પ્યારેગ્રાફ.

૧ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૯૯ તા૦ ૭ મી સપટેંબર સને ૧૮૮૨.

૨ પબ્લીક વર્કસ ડિપાર્ટમેન્ટમાંનો ઠરાવ નંબર ૧૬૫૦--૧૬૭૨ ગ તા૦ ૧૪ મી ડીસેંબર સને ૧૮૮૨.

૩ સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૭૩ તા૦ ૧૯ મી જુલાઈ સને ૧૮૮૩.

એમ કહી શકાતું નથી પણ ગવર્નર જનરલ ઇન કૌંસિલનું કેહેવું એમ છે કે જે ધાસ્તિથી સદર્હૂ મનાની યોજના કરી હતી એટલે હુદ્દાના સબબથી પ્રાપ્ત થએલા વજનનો ગેરઉપયોગ થાય અથવા હુદ્દાના સબબથી અમલદાર ઉપર રાખેલા વિશ્વાસનો વિશ્વાસઘાત થાય તે ધાસ્તિ સદર્હૂ વાત બની આવે તો કંપની સ્થાપન થયા પછી વ્યવસ્થા જોવાના કામમાં જો સદર્હૂ અમલદારે પોતાનો સંબંધ રાખ્યાથી જેટલી ધાસ્તિ ઉત્પન્ન થઈ હોત તે કરતા ઘણી ઓછી થવાની નથી. વાસ્તે કંપનીઓની બઢતી તથા નોંધણીમાં સરકારી નોકરોએ કોઈપણ રીતે પોતાનો સંબંધ રાખવો નહી એમ ખુલી રીતે કેહેવામાં આવે છે.

૧૦. હાલ એવો હુકમ અમલમાં છે કે સરકારી નોકરોએ સટ્ટાના વેપારમાં પૈસા નાંખવાનુ વર્જ્ય કરવું. પણ જમીન અથવા કીમતી મિલકત ધારણ કરવી એ કૃત્ય કઇ સ્થીતાએ આવી પોહોંચ્યુ હોય તો અથવા કેવી વાત બની હોય તો સટ્ટાનુ થાય એ વીપયની બારીકથી વ્યાખ્યા કરી નથી. જમીનમાં સોનુ છે એવી માહીતી છે તેવી જમીન પાછળથી કંપનીઓને વેચવાના હેતુથી સંપાદન કરવી એ ખુલ્લી રીતે સટ્ટાનું કામ છે. હાથ હેઠળના અમલદારોને સટ્ટાનો વેપાર કરવાની ટેવ હોવી એ દુઃખની વાત છે એમ હમેશ મનાય છે અને જ્યારે જ્યારે એ ચાલ પ્રચારમાં છે એમ દેખાય ત્યારે ત્યારે તે બાબત સખ્ત રિતે વિચાર કરવાનો પુર્ણ અધિકાર સરકારે પોતાની પાસે રાખ્યો છે ૪ ખરા વેપારમાં તથા સટ્ટાના વેપારમાં જે સાધારણ ભેદ છે તે સાધારણ ભેદ હોમ ડિપાર્ટમેંટમાંથી બંગાલ સરકારને મોકલેલો પત્ર નંબર ૧૪૯૫ તા૦ ૧૦ મી એપ્રીલ સને ૧૮૭૩ નો જે ઉતારો હાસીઆમાં ૫ આપો છે તેમાં પુરી રિતે ખુલો કરીને કહેલો છે.

સાધારણપણે સટ્ટાનો વેપાર.

૪ સેક્રેટરી આફ સ્ટેટને મોકલેલો પત્ર નંબર ૪૦ તા૦ ૧૬ મી જુન સને ૧૮૭૩ નો ૭ મો પ્યારેગ્રાફ. સેક્રેટરી આફ સ્ટેટ તરફથી આવેલો પત્ર નંબર ૯૯ તા૦ ૨૬ મા આગષ્ટ સને ૧૮૭૩.

૫ હિંદુસ્તાન સરકારને એમ લાગે છે કે ખરો વેપાર તથા સટ્ટાનો વેપાર આમાં મોટો ભેદ છે. આ ભેદ હેતુપ્રદર્શક છે અને કોઇ માણસે વારંવાર વેચાતું લેવું અથવા વેચવું તેમ કરવાનો જે તેનો હેતુ તે બાબત ઘણા સરો પુરાવો જોઈએ. તથા તે હમેશા હોય છે. જે કોઈ અમલદાર ઉઘાડી રીતે ચઢ ઉતર થનારી કીમતની સીકયુરીટી હમેશા વેચાતી લેતો હશે તથા વેચતો હશે તો તેને સટ્ટાનો વેપાર કરવાની ટેવ પડી છે એ ઉઘાડું છે. અને તેથીકરીને તે નિઃસંશય સરકારની ગેરમરજીને ઉઘાડી રીતે પાત્ર થાયછે. આ ગેરમરજી પુશ્કળ પ્રકારોથી તથા તેની આનાકાનીનાં પ્રકારનાં પ્રમાણથી બતાવી શકાશે. જો તે એવા ઉદયોગથી સાધારણ સર્વ લોકોની નજરમાં આવે તથા તે વિશે ખરાબ અભિપ્રાય ઉત્પન્ન થાય એવી રીતે ગુતાશે અને તેથી કરીને તેના પ્રમાણીકપણા બાબત અને તેના સરકારી કામ તરફ લેવું ફુરસદ હોવા બાબતની ચર્ચા થઈને સંશય ઉત્પન્ન થશે તો તેણે નિંદાસ્પદ વાત કરી એમ થશે. ને તે બાબતનો વિચાર કરવાની સરકારને ફરજ પડશે.

૧૧. ઉપર લખેલા પ્યારેગ્રાફમા જે વિષય બાબત વિચાર ચાલેલો છે તે વિષય. ઉપર વખતે વખતે કરેલા અધિક મહત્વના હુકમોનો સંક્ષેપલેખ આપ્યો છે અને તે સ્થાનીક સરકાર અને આડમીનીસ્ટ્રેશનોએ અને તેમના હાત હેઠળના ચાકરી કરનારા અમલદારોએ કેમ ચાલવું એ બતાવનાર ઉપયુકત સાધન થશે. એવો ગવરનર જનરલ ઇન કૌંસિલને ભરોસો છે. માત્ર એમ સમજવું કે આ સંક્ષેપલેખમાં કેવળ વધારે મહત્વના હુકમોનોજ સમાવેશ થાય છે અને સઘળા સાધારણ હુકમોનો સમાવેશ થતો નથી.

(૨) સરકારી નોકરોનો કોઇ જમીન સાથે અથવા કોઈ પ્રકારના વેપાર સાથે સંબંધ હોય તે બાબતમાં નીચે બતાવેલા નમુના પ્રમાણે રજીસ્ટર રાખવા સરકારના ઠરાવ નંબર ૩૪૫ તા૦ ૨૫ મી જાનેવારી સને૧૮૮૬ માં ફરમાવેલુ છે.

## રજિસ્ટરનો નમુનો.

| જીલ્લો. | અમલદારનું નામ અથવા હુદ્દા સારૂ ઉમેદવાર હોય તેનું નામ. | જે જગાઉપર હોય તે અથવા જે જગા મેળવવાને ઈચ્છતો હોય તે જગા. | કબજામાંની જમીન-મિલકત. | | | | | | | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | મિલકતનો પ્રકાર. | મિલકતની આસરે કિંમત. | કયાંહાં છે. | કેમ સંપાદન કરેલી. | કયારે સંપાદન કરી. | કેટલા એકર ક્ષેત્રફળ. | આકાર. | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

(૩) આ નમુનામાં બધા સરકારી કામદારોએ પોત પોતાની માહેતી પોતે ભરી આપવી જોઇએ. અને તેના ખરાપણા બાબતની જવાબદારી તેઓના માથે છે. આ રજીસ્ટરમાં જે નોકરોનો પેનશન કોડની વ્યાખ્યાં પ્રમાણે સુપીરીઅર સરવંટ (ઉંચા દરજ્જાના નોકર) માં સમાસ થાય છે તે બધાની બાબતમાં માહેતી ભરવી જોઇએ. પછી તે નોકર હંગામી હોય કે કાયમનો હોય. અથવા ઉમેદવાર તરીકે નોકરી કરતો હોય તોપણ. આ રજીસ્ટરના કારણસારૂ જમીન મિલકતમાં ઘર અથવા ઉપઘરોમાં વાપરેલી જમીનનો સમાસ થાય છે એમ સમજવું અને તે પ્રકારની જમીન મિલકત કોઈ ધારણ કરતો હોય તો તેપણ આ નમુનામાં બતાવવી જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૧૫૧૩ તા૦ ૨૯ મી એપ્રીલ સને ૧૮૮૬).

(૪) એવી રીતની માહેતી, જેની નીમનોક સરકારથી થાય છે તેવા નોકરોની બાબતમાં સરકારમાં મોકલવી જોઇએ. અને બીજા નોકરોની બાબતમાં તેઓ જે ખાતાંમા નોકર હોય તે ખાતાંના વરિષ્ટ અધિકારી તરફ મોકલવી જોઇએ (સરકારનો ઠરાવ નંબર ૮૩૩ તા૦ ૪ થી માર્ચ શને ૧૮૮૬).

૩૨. ઉપરની છેલ્લી કલમમાં કહેલા કોઇ ગુન્હાબાબત અથવા ખાતામાંની કાનુન અથવા બંદોબસ્ત તોડયાબાબત અથવા ગફલત કન્યાબાબત અથવા નાલાયકીબાબત અથવા કામની ગફલત કન્યાબાબત અથવા બીજી ગેરચાલબાબત સઘળા મુલકી અમલદારોને ૨૧૪ મી કલમપ્રમાણે કરેલી કાનુનને અથવા હુકમને અનુસરીને દંડ કરવાનો અથવા ઓછા દરજાઉપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બરતરફ કરવાનો અધિકાર જે અધિકારી તેને નિમેછે તેને છે, અથવા તે અધિકારીની ઉપરના કોઇપિણ અધિકારીને છે. અને પ્રથમ કહેલો અધિકારી આ અધિકાર સઘળો અથવા થોડો પોતાના તાબામાંનાં કોઈ અમલદારને ૨૧મી કલમપ્રમાણે નિમણુક કરવાનો અધિકાર જે શરતે આપી શકે છે તેજ શરતે આપીશકે છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે મામલતદારશિવાય જે બીજા મુલકી અમલદારનો માહેવારી પગાર ૨૫૦ રૂપિયાથી વધારે હશે તે મુલકી અમલદારને ગવરનર ઇન કોંસિલના હુકમવગર દંડ કરવો નહીં, અથવા સસ્પેંડ કરવો નહીં અથવા ઓછા દરજાઉપર ઉતારવો નહી અથવા બરતરફ કરવો નહીં.

## ટિકા.—સસ્પેંડ રાખવાની મુદત.

આ કલમપ્રમાણે વિશેષ શિક્ષા તરીકે સસ્પેંડ રાખવું હોયતો તેની મુદત ઘણામા ઘણી છ માસની ઠરાવવી. એટલીજ મુદત વતનદારના કાયદામા તથા મુંબઇના પોલીસના કાયદામા ઠરાવી છે. જો ઘણામાંઘણી ત્રણ માસની મુદત ઠરાવીએ તો તે કેટલાક કામમાં ઘણી ઓછી ધારવામાં આવે અને બાર મહીનાની ઠરાવીએતો તે ઘણીજ લાંબી લાગે.

૨. કોઇ કામદારને કાંઈ ગેરવર્તણુકની બાબતમા, અથવા ગેરવર્તણુકના શક ઉપરથી સસ્પેંડ કર્યો હોય તો તે કામમાં ચોકસી થતા લગી, અથવા ચોકસી ચાલતી વખત, સસ્પેંડની ઘણામાંઘણી મુદત ઠરાવવી એ ભાગ્યેજ બની શકે. પણ એવા કામમા જે ચોકશી કરવાની તે બનતાસુધી જલદી કરવી જોઇયે અને નકામી ઢીલ થવા દેવી નહી. આવી ચોકસીને સાધારણ રીતે ઘણી લાંબી મુદત લાગે નહી. પણ જ્યારે કોઇ કામમાં કામદારને સસ્પેંડ કર્યાની તારીખથી ૨ માસની અંદર ચોકસી પુરી ન થાય ત્યારે તે કામનો નિકાલ થતા લગી ઢીલના કારણોનો કલેકટરે કમીશનરને દર મહીને રીપોર્ટ કરીને જાહેર કરવુ. સ૦ ઠ૦ ન૦ ૫૯૮૧ તા૦ ૧૯ મી ડીસેંબર સને ૧૮૮૪.

૩૩. કોઇપિણ મુલકી અમલદાર પોતાના તાબામાંના કોઇપિણ અમલદારને દંડ કરવાનો અથવા ઓછા દરજાઉપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બરતરફ કરવાનો હુકમ કરે ત્યારે તેણે તે હુકમ તેનાં કારણસહીત જીલ્હાની ભાષામાં અથવા અંગ્રેજી ભાષામાં પોતાની સહીસાથે દફતરમાં લખી મુકવો અથવા લખી મુકાવવો.

## ટિકા.—સરકારી નોકરોને બરતરફ કરવાની બાબતમાં કરવાની તજવીજ.

૧. દરએક બરતરફીના કામમા બરતરફ કરનાર અધિકારીએ હમેશ પોતાના હાથે અંગ્રેજીમાં એક ટીપણુ કરવું જોઇએ અને તેમાં ટુકામા પણ ખુલી રીતે સમજાય એવી રીતે નીચે બતાવેલી હકીકત લખવી. એટલે જે કામદારસંબંધી કામ ચાલ્યું હશે તે કામદાર ઊપર શો આરોપ છે તે, તે આરોપ શાબીત કરનારો પુરાવો હોય તે, જે અપ-

રાધનો આરોપછે તે અપરાધ કરવાને કીયા હેતુથી તેને અસર થએલાનું ધારવામા આવેછે તે હેતુ, તથા પોતાનો (બરતરફ કરનાર અમલદારનો) દરએક આરોપ સંબંધી અભિપ્રાય. (સ૦ ઠ૦ નં૦ ૧૫૪૯ તા૦ ૯ મી મેહે સને ૧૮૮૩.)

## તાબામાહેના એતદ્દેશીય મુલકી કામદારોને બરતરફકરવાના કામમા કરવાની તજવીજ.

૨. તાબા માહેના (સબારડીનેટ) એતદ્દેશીય નોકરોને ગેરવર્તણુકમાટે બરતરફ કરવાના સઘળા કામોમા કામ ચલાવનાર અધિકારીએ બરતરફીનો હુકમ આપતાં પેહેલા અથવા બરતરફીની શીફારસ કરતા પેહેલા "ઇનિતસકામ"* ની રીત પ્રમાણે ચોકસી કરવી જોઇએ. પણ એથી ઇનિતસકામની ચોકસીમા પુરાવા લેવાની બાબતમાં જે કાયદાના નિયમ છે તે એવી ચોકસીમાં લાગુ કરવા એવો હેતુ નથી. જે પુરાવાથી શાબેતી થવાનો સંભવ છે એમ ચોકસી કરનારને લાગે તેવો સઘળો પુરાવો દાખલ કરવો માત્ર તે પુરાવો, પછી તે ગમે તે રૂપમા રજુ થએલો હોય તોપણ, લખી લઇને આરોપીને સમજાવવો જોઇએ. આરોપીને સવાલ કરી તે સવાલનો સ્પષ્ટ જબાબ આપવા ફરમાવવું અને એવી રીતે ઘણોખરો પુરાવો દાખલ કરવો. શીવાય આરોપીને પોતાના બચાવમાં જે હકીકત કેહવાની હશે તે તેની પાસેથી લખી લઇને તેપણ દાખલ કરવી જોઇએ. સ૦ ઠ૦ નં૦ ૭૧૭૦ જુ૦ ડી૦ તા૦ ૧૬ મી અકટોબર ૧૮૮૩.

૩૪. પાછલા ઠરાવપ્રમાણે કરવાનો દંડ ગુન્હેગારે ગુન્હો કર્યો હશે તે વખતે જે હુદ્દાઊપર તે હશે તે હુદ્દાના બે મહિનાના પગારની રકમ કરતાં કોઇપિણપ્રસંગે વધારે હોવો ન જોઇયે.

આ બાબપ્રમાણે કરેલા સઘળા દંડ અમલદારના પગારમાંથી વસૂલ કરવાનો અધિકાર છે અથવા જરૂર હોયતો જમીનમેહેસૂલની બાકી આ આકટપ્રમાણે જેરીતે વસૂલ કરી શકાય છે તેરીતે વસૂલ કરવાનો અધિકાર છે.

૩૫. કલેકટર અથવા સર્વે સુપરિંટેંડેંટ પોતેજ, અથવા તાબામાંના અમલદારના હુકમઉપર અપીલ થયાઉપરથી, પોતાના તાબામાંના જે મુલકી અમલદારનો માહેવારી પગાર પાંત્રીસ રૂપિયા કરતાં વધારે નહીં હોય તેને દંડ કરવાનો અથવા ઓછા દરજાઊપર ઉતારવાનો અથવા સસ્પેંડ અથવા બરતરફ કરવાનો હુકમ કરશે તો, અથવા

કલેકટરના અથવા સર્વે સુપરિંટેંડેંટના કરતાં કોઇપિણ ઊપરી અધિકારી, જે મુલકી અમલદારનો માહેવારી પગાર નવાણું રૂપિયા કરતાં વધારે નહીં હોય તેબાબત સદહૂ પ્રકારનો કાંઇપિણ હુકમ કરશે તો તે હુકમઉપર અપીલ ચાલશે નહીં. માત્ર એવું ઠરાવ્યું છે કે જે અમલદારનો માહેવારી પગાર પાંત્રીસ રૂપિયા કરતાં વધારે હશે તે અમલદારને બરતરફ કરવાબાબત સરકારશિવાય બીજો કોઈ અધિકારી પોતેજ હુકમ કરશે ત્યારે દરએક હુકમઉપર નેદાન એક અપીલ ચાલવી જોઇયે.

---

* એટલે ઇન્સાફી કોરટની રીત પ્રમાણે.

અને એક રૂપિયા કર્તા વત્તો નહીં હોય તેટલો દંડ કરવાબાબતના કોઇપણ હુકમ ઊપર અપીલ ચાલનાર નથી.

**ટિકા.—કલમ ૩૫ પ્રમાણે કલેકટરે આપેલો હુકમ છેવટનો કયારે થાય છે.**

જેનો પગાર દર માસે પાંત્રીસ રૂપિયા કરતાં વધારે નહી હોય એવા પોતાના તાબામાના હરકોઈ નોકરને દંડની, બરતરફીની, પગાર કમીની, અથવા સસ્પેંન્ડની, શીક્ષાનો હુકમ કલેકટર કરે તો તેઊપર કમીશનર તરફ આપીલ ચાલે નહીં અને તે સરકારથી ફેર તપાસણીને પાત્ર રહીને આખેરનો સમજવો એવો આ કલમનો હેતુ છે. આ કલમની રકમ ૧ મા બયાન કરેલા પ્રકારનો કલેકટરે કરેલો હુકમ કમીશનરે ફેરવવો નહીં, કંપેશ કરવો નહી, તથા તેમાં હાથપણ ઘાલવો નહીં. સ૦ ઠ૦ નં૦ ૩૮૭૨ તા૦ ૨૪ મી જુલઈ સને ૧૮૮૦.

૩૬. હરકોઈ ગુન્હાનું હરકોઇ અમલદાર ઉપર તોહોમત આવે તેબાબદ તેનીઉપર ફોજદારીમાં કામ ચાલવાની તેની પાત્રતાને આ બાબના કોઈપણ ઠરાવઊપરથી બાધ આવતો નથી.

સદરહૂ પ્રકારનું ફોજદારી કામ જે અમલદારઉપર ચાલે તેનો ઇનિસાફ થતાંસુધી તેને સસ્પેંડ કરવાનો અને ઇનસાફ પુરો થાય ત્યારે તે તકસીરવાર ઠરે કે નહીં તોયપણ ઇનસાફ ચાલ્યો હશે ત્યારે જે વાત જાહેર થઇ હશે તેનો વિચાર કરીને તેને સસ્પેંડ કરવાનો અથવા ઓછા દરજાઉપર ઊતારવાનો અથવા બરતરફ કરવાનો અધિકાર યોગ્ય અધિકારીને છે.

---

# બાબ ૫.

## જમીન બાબત તથા જમીનની મેહેસૂલબાબત.

### જમીન.

૩૭. સઘળા સાર્વજનિક રસ્તા, ગલી તથા માર્ગ, પુલ, ચર, બંધારા તથા તેની ઊપરની અથવા તેનીપાસેની વાડ અને ભરતીનાં પાણીની નિશાણીની હેઠળ સમુદ્રનું તથા બંદરનું તથા ખાડીનું તળીઉ, અને નદીનું તથા નેહેરાંનું તથા નાળાંનું તથા સરોવરનું અને તળાવનું તળીઉ, અને સઘળી નેહેર તથા પાણીના પાટ તથા સઘળું બંધ તથા વેહેતુ પાણી અને સઘળી જમીન, પછી તે ગમે ત્યાંહાં હોય, આ સઘળી કોઇ માણસની અથવા માલ મિલકત કાયદાસરરીતે ધારણ કરીશકતા હોય તેવાં માણસોના સમૂહની માલ મિલકત નહીં હોય તે, અને તેમાં અથવા તેનીઊપર સદરૂ પ્રકારનાં માણસોનો કાંઇપણ હક્ક સાબેત થાય તેટલેસુધી તે મુકીદઇને, અને જે વખતે જે કાયદો અમલમાં હોય તેમાં જે બીજી રીતનો ઠરાવ કર્યો હોય તેટલેસુધી તે મુકીદઇને, તેમાનાં અથવા તેઉપરના અથવા તેસંબધી સઘળા હક્કસુધાં, સરકારની માલ મિલકત છે, તથા તે સરકારની માલ મિલકત છે એવું આ કલમઊપરથી જાહેરરીતે જણાવવામાં આવેછે. અને કમિશનરના હુકમને અનુ-

સરીને કલેક્ટરને યોગ્યલાગે તેરીને અથવા સરકારે મંજૂર કરેલા સામાન્ય નિયમઉપરથી અધિકાર આપેલો હોય તેપ્રમાણે તેની વ્યવસ્થા કરવાનો અધિકાર કલેકટરને છે. પણ જવા આવવાનો હક્ક તથા લોકોને અથવા વિશેષ માણસોને જે બીજા હક્ક કાયદાસરરીતે હશે તેસઘળા રાખીને તેઓની વ્યવસ્થા કરવાનો અધિકાર કલેકટરને છે.

ખુલાસો.—આ કલમમાં "ભરતીનાં પાણીની નિશાણી" આ શબ્દોનો અર્થ વરસની કોઈપણ રૂતુમાં હંમેશની ઉધાનની ભરતીનું પાણી ઊંચામાં ઊંચી જે જગાસુધી ચઢેછે તે જગા.

૩૮. દુમાલા નહીં હોય તેવા ગામની અથવા ગામના દુમાલા નહીં હોય તેવા ભાગની જે જમીન સરકારની મિલકત હોય તથા કોઇ માણસના અથવા માણસોના સમૂહના કાયદાસરરીતે ખાતાના ભોગવટામાં નહીં હોય તે જમીન ગામનાં ઢોર મફત ચારવાસારૂ અથવા રાખી મુકેલાં જંગલસારૂ અથવા બીજાંકાંઈ સાર્વજનિક અથવા મ્યુનિસિપલ કામ-સારૂ જુદી કાહાડી મુકવાનો અધિકાર, આ આકટના ૮ મા બાબઊપરથી સર્વેનું કામ ચાલ્યું હોય તે મુદતમાં સર્વે અમલદારને તથા બીજી કોઈ વખતે કમિશનરને છે; અને આ પ્રમાણે કરવામાં આવશે તેની ઊપર સરકારનો સામાન્ય હુકમ ચાલશે. અને સદરહુ પ્રકારનાં કોઈ કામસારૂ જે જમીન મુદ્દામ જૂદી કાહાડી રાખી હશે તે કમિશનરની મંજુરીવગર બીજાં કામમાં વાપરવી નહીં અથવા વાપરવા દેવી નહીં, અને ૩૭ મી કલમપ્રમાણે જમીનની વ્યવસ્થા કરતી વખતે સદરહૂપ્રમાણે વિશેષ વાપરેલી જમીન તરફ યોગ્ય લક્ષ આપવું જોઇયે.

૩૯. ઢોર મફત ચારવાની જમીનમાં ઢોર ચારવાનો હક્ક જે ગામની અથવા ગામોની તે જમીન હશે અથવા જે ગામને અથવા ગામોને તે સોંપી હશે તે ગામનાં અથવા ગામોનાં* ઢોરોને માત્ર લાગુ છે અને તે હક્કનું નિયમન કલેકટરે કમિશનરની મંજૂરીથી જે કાનુન વખતે વખતે સામાન્યરીતે અથવા કોઇ વિશેષ પ્રસંગે કરી હશે તે કાનુન ઊપરથી થશે. ઢોર ચારવાના સદરહુ હક્કબાબત કાંઈપણ તકરાર હશે તે પ્રસંગે કલેકટર ફેસલો કરશે તે આખરનો સમજવો જોઇયે.

## ઝાડો.

૪૦. જે ગામોનું અથવા ગામોના જે ભાગોનું પ્રથમનું સર્વે સેટલમેંટ આ આકટ ઠર્યાની અગાઊ પુરૂં થયું હશે તે ગામોમાં અથવા ગામોના તે ભાગોમાં દુમાલા નહીં હોય તેવી જમીન માંહેના સઘળાં ઝાડો ઉપરનો સરકારનો હક્ક ખાતાંદારને આપ્યો છે એમ સમજવું; માત્ર સદરહુ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે વખતને સુમારે ખસુસ કરેલા હુકમઊપરથી અથવા સદરહૂ પ્રકારનું સેટલમેંટ થતી વખતે કાંઇ કાનુન અથવા સાધારણ હુકમ અમલમાં હશે તે ઊપરથી અથવા સદરહૂ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે થયા પછી હરકોઈ વખતે કરેલાં તથા પ્રસિદ્ધ કરેલાં જાહેરનામાં ઊપરથી, સરકારે અથવા હરકોઈ સર્વે અમલદારે રાખી મુકેલાં ઝાડો ઊપરનો સરકારનો હક્ક ખાતાંદારને આપ્યો છે

---

* "ગામનાં ઢોર" આ વાક્યમાં ભટકનારા ગોવાળો જેઓકોઈ ગામના સારવજનીક જમીનમાં થોડાક મોસમમાટે મુકામ કરી રહેલા હોય તેમના ઢોરનો સમાવેશ થતો નથી. (ઇ૦ લા૦ રી૦ ૨ મુંબઇ ૧૧૦).

એમ સમજવું નહીં. પણ સન ૧૮૬૫ નો મુંબઇનો પેહેલો આકટ ઠર્યાની અગાઊ જે સર્વે સેટલમેંટ પુરાં થયા હોય તેઓના સંબંધથી ખાતાંદારને હક્ક આપ્યો છે એ ઠરાવ સાગનાં અથવા સીસમનાં અથવા સુખડનાં ઝાડને લાગૂ નથી. સદરહૂ પ્રકારના ઝાડ ઊપરનો સરકારનો હક્ક આપ્યો છે એવું સમજવું નહીં; માત્ર તેવા મજકુરના સ્પષ્ટ તથા મુદ્દામ શબ્દો લખ્યા હોયતોજ આપ્યો છે એમ સમજવું.

જે ગામો સંબંધી અથવા ગામોના જે ભાગો સંબંધી પ્રથમનું સર્વે સેટલમેંટ આ આકટ ઠર્યાપછી પુરૂં થશે તે ગામોમાં અથવા ગામના તે ભાગોમાં દુમાલા નહીં હોય તેવી જમીનમાનાં સઘળાં ઝાડો ઊપરનો સરકારનો હક્ક સદરહૂ પ્રકારની જમીનના ખાતાંદારને આપ્યો છે એમ સમજવું. માત્ર સદરહૂ પ્રકારનું સેટલમેંટ થતી વખતે અથવા તે વખતને સુમારે મુદ્દામ અથવા જે જીલ્લામાં સદરહૂ પ્રકારનું ગામ અથવા ગામનો ભાગ હોય તે જીલ્હાનું સર્વે સેટલમેંટ પુરૂં થયાની અગાઉ હરકોઈ વખતે કરેલાં તથા પ્રસિદ્ધ કરેલાં જાહેરનામાં ઊપરથી સામાન્યરીતે સરકાર અથવા સરકારની તરફથી કોઇ સર્વે અમલદાર સદરહૂ પ્રકારનો હરકાંઇ હક્ક જેટલેસુધી રાખી મુકે તેટલેસુધી મુકીદઇને, હક્ક સદરહૂ પ્રકારની જમીનના ખાતાંદારને આપ્યો છે એમ સમજવું.

જમીનનું ખાતું કબૂલ કરવાની પરવાનગી જે ગામમાં અથવા ગામના જે ભાગમાં તે જમીન હશે તે ગામનું અથવા ગામના તે ભાગનું સર્વે સેટલમેંટ પુરૂં થયા પછી આપી હોય અથવા હવે પછી આપવામાં આવે ત્યારે તે પરવાનગી ઊપરથી તે જમીન ઊપર ઊગનારાં જે ઝાડ ખસૂસ રાખી મુક્યાં નહીં હોય અથવા સદરહૂ પ્રકારની પરવાનગી આપતી વખતે હવે પછી રાખી મુકવામાં આવનાર નથી અથવા જે ઝાડ સદરહૂ ગામનું અથવા ગામના સદર્હ ભાગનું પ્રથમનું સર્વે સેટવમેંટ થતી વખતે અથવા તે વખતને સુમારે આકલમના પાછલા ઠરાવો પૈકી હરકોઈ ઠરાવ મુજબ રાખી મુકેલાં નહીં હોય, તેવાં સઘળાં ઝાડ ઊપરનો સરકારનો હક્ક આપ્યો એમ સમજવું.

**૪૧.** ઊપરની છેલ્લી કલમપ્રમાણે ખસૂસ રાખી મુકેલાં સઘળાં ઝાડોઊપરનો હક્ક, અને સન ૧૮૬૫ ના મુંબઇના ૧ લા આકટની ૩૨ મી કલમ પ્રમાણે અથવા આ આકટની ૩૮ મી કલમપ્રમાણે જંગલ રાખી મુકવાસારૂ જુદી કાહાડી મુકેલી જમીનઊપર ઉગનારાં સઘળાં ઝાડોઊપરનો, ઝાડીઊપરનો, જંગલઊપરનો તથા બીજી સ્વાભાવિક પેદાશઊપરનો હક્ક, અને ઝાડ, ઝાડી, જંગલ તથા બીજી સ્વાભાવિક પેદાશ ગમે ત્યાંહાં ઉગતી હશે તેઓઊપરનો હક્ક, તે ઝાડવિગેરે આસામીઓની અથવા માલમિલકત ધારણ કરીશકે તેવા આસામીઓના સમૂહની માલ મિલકત હશે તેટલાસિવાય બાકીનો તે હક્ક સરકારનો છે એમ સમજવું. અને સદરહૂપ્રકારનાં ઝાડ, ઝાડી, જંગલ તથા બીજી સ્વાભાવિક પેદાશ સરકાર વખતે વખતે જે રીત ફરમાવે તે રીતે સંભાળી રાખવી જોઇયે અથવા તેઓની વ્યવસ્થા કરવી જોઇયે.

## ટિકા.—સરકારી જમીનમાં કોઈ શખસ ઝાડ વાવેતો તેના હક્ક વિશે.

જમીનનીસાથે જોડાએલી અથવા તેમાં વાવેલી શઘળી ચીજો, તે જમીન ઊપર જે પ્રકારનો મીલકત સંબંધી હકક હોય તેજ હકકને પાત્ર થાય છે. કોઇ સખસ સરકારી જમીનમાં ઝાડ વાવેતો તે ઝાડ સરકારની મિલકત થાય છે. અને વાવનારનો ઝાડ અથવા તેના ઉત્પન્ન ઊપર હકક નથી. ઊત્પન્ન ભોગવવાનો હકક રીવાજને લીધે કબુલ રાખી શકાય નહી. **ઘણી જુની વહીવટને લીધે એવા હકકને પુષ્ટી થતી નથી કારણ તે સરકારના હક્ક વિરૂધ**

જઈ શકતી નથી. દાવાદારે ઊત્પન્ન લેવુ એવો ખાસ ઠરાવ અથવા કબુલીયત સરકારની સાથે અથવા સરકારના કોઇ કામદારનીસાથે થયલી હોય તે શિવાય તેવો દાવો કબુલ રાખી સકાય નહી. સરકારી પડતર જમીનમાં ઊગેલા ઝાડોનુ ઉત્પન્ન લેવાનો ભોગવટો વહીવટથી અથવા રાજકારભારના ઢીલાપણાથી ચાલતો અવ્યો હોય તો તેટલાઊપરથીજ સદરહુ ભોગવટાનો હક્ક છે એવુ સરકારે કબુલ કર્યું છે એમ સમજવું નહીં. માટે તે રદ્દ કરવામાં આવશે.

આ કલમમાં ખાનગી હક્ક વિશે કરેલો અપવાદ કલમ ૩૮ મુજબ જંગલસારૂ રાખી મુકેલી જમીનને લાગુ થાય છે. (સરકારનો ઠરાવ નંબર ૬૫૫૦ તા૦ ૩ જી નવેંબર સને ૧૮૮૧).

## નદીના કાંઠા ઉપર ઉગનારા ઝાડના હક્ક વિસે.

૨. જે ઝાડો કબ્જાવાલા સરવે નંબરની જમીનમાં ઊગેલા હોય તો તે ખાતાદારનાં છે. જો, તે નદીના સુકા તળીયાની જમીન, જે એવા સરવે નંબરપૈકીની ન હોય, તેમાં ઉગેલા હોયતો, તે ઊપરનો પોતાનો હક ખાતાંદાર સાબેત નહી કરેતો, તથા જ્યાંહાસુધી સાબેત નહી કરીઆપે ત્યાંસુધી, સરકારનો છે એમ સમજવામાં આવશે.

જ્યાંહા ખેતરની વેહેળાઉપર આવી પોહોંચેલી હદ નકી કરેલી ન હોય ત્યાંહા ખાતાદારનો હક ક્યાંહાસુધી પોહોચેછે તે વાત, સરવે રજીસ્ટરમાં સદરહુ ખેતરનુ જે ક્ષેત્રફળ દાખલ કરેલું હોય તે ઉપરથી કાયમ કરવી જોઇએ. સદહૂ દાખલામાં દાખલ થએલી ક્ષેત્રફળની હદનીઅંદર ઉગેલા ઝાડોનો ફાયદો ખાતાંદારને આપવો. અને તે હદની બાહાર જેકાંઈ હોય તે સઘળુ સરકારની માલકીનું છે એમ સમજી તેની જમીન મેહસુલના કાયદામાં ભાઠાસંબંધીના ઠરાવોને અનુસરીને વ્યવસ્થા કરવાની છે. (સરકારનો ઠરાવ નંબર ૬૪૯ તા૦ ૩૦ મી જાનેવારી સને ૧૮૮૨.)

૪૨. રસ્તાની બાજુઊપરનાં જે ઝાડ સરકારે અથવા સરકાના હુકમથી અથવા સરકારને ખરચે અથવા લોકલફંડને ખરચે વાવ્યાં હશે તથા ઊછેર્યાં હશે તે સઘળાં ઊપરનો હક્ક સરકારનો છે. પણ સદહૂ પ્રકારનાં ઝાડ મરીજાય અથવા પવનથી પડીજાય અથવા કલેકટરના હુકમથી કાપી નાખવામાં આવે ત્યારે તેના લાકડાં જે જમીનમાં તે ઝાડ ઊગતાં હતાં તે જમીન ધારણ કરનારની મિલકત થશે અને સદહૂપ્રકારનાં ઝાડનો ઊપભોગ તેનાં છાંટેલાં ડાળાંસુધાં લેવાનો હક્ક પણ સદહૂ ધારણકરનારનો છે. માત્ર એવું ઠરાવ્યું છે કે તે ઝાડ કલેકટરના હુકમશિવાય છાંટવાં નહીં.

જે કોઈ જમીનમાં સદહૂપ્રકારનાં ઝાડ હશે તે જમીનના ધારણ કરનારની ઇચ્છા સદહૂ ઝાડ જમીનના જે કડકાઉપર હશે તે કડકો તે ધારણ કરનારની જમાનમાંથી કલેકટરે બાદ કરવો એવી હશે તથા તેમ થવાસારૂ તે, આ આકટ જે તારીખે અમલમાં આવે તે તારીખથી બે વરસની અંદર કલેકટરને અરજી કરશે તો કલેકટરે તે પ્રમાણે કરવું જોઇયે. તથા તે દિવસથી, સદહૂપ્રમાણે બાદ કરેલા કડકાબાબત ફાળા પ્રમાણે જમીન મેહેસૂલની રકમ લેવાની હશે તે છોડવી જોઇયે. સદહૂપ્રમાણે બાદ કરેલી જમીનનો કડકો તથા તે ઉપરનાં ઝાડ પછી સરકારનાં થશે.

૪૩. કોઈ માણુસ કોઈ ઝાડ અથવા તેનો કાંઇ ભાગ સરકારની માલ મિલકત હશે તે હુકમવગર કાપસે તથા પોતાના કામમાં વાપરશે, અથવા બીજી કાંઇ સ્વાભાવિક ઊપજ

સરકારની મિલકત હશે તે હુકમવગર કાહાડી લઇજશે તે માણુસ તેની કીંમત સરકારને આપવાને પાત્ર થશે, અને તે કીંમત જમીન મેહેસૂલની બાકીપ્રમાણે તેનીપાસેથી વસૂલ કરવાનો અધિકાર છે; અને આ શિવાય તે જમીનનો ભોગવટો કર્યાબાબત આ આકટના ઠરાવપ્રમાણે અથવા બીજે પ્રકારે કાંઇ એક દંડને પણ પાત્ર થશે અને સરકારની માલ મિલકત તેણે સદહૂપ્રમાણે પોતાનાં કામમાં વાપર્યા બાબત તેનીઉપર ફોજદારીમાં કાંઈ કામ ચલાવવું તે પણ વળી ચલાવવામાં આવશે.

સદહૂપ્રકારનાં કોઈ ઝાડની અથવા તેના કાંઇપણ ભાગની અથવા બીજી સ્વાભાવિક ઉપજની કીંમતબાબત કલેકટર ઠરાવ કરશે તે આખરનો છે એમ સમજવૂં જોઇયે.

૪૪. જે ગામમાં અથવા જમીનમાં બાળવાનાં અથવા સુતાર કામનાં લાકડાં ઘરગુતી અથવા બીજાં કામસારૂ કાપવાવિશેના ગામવાળાઓના અથવા કેટલાએક વર્ગના લોકોના અથવા માણસોના કેટલાએક અધિકાર કાયમ રેહવાદેઇને, ઝાડઉપરના સરકારના હક્ક ૪૦ મી કલમપ્રમાણે રાખ્યા હશે તે ગામમાં અથવા જમીનમાં, અને જે જમીન સદહૂપ્રકારના અધિકાર કાયમ રેહવાદેઇને, રાખેલા જંગલ સારૂ ૩૮ મી કલમપ્રમાણે જાદી કાહાડી રાખી હશે તે જમીનમાં, અને જે બીજી વખતે કોઈ દુમાલા જમીનબાબત સદહૂપ્રકારના અધિકાર વિદ્યમાન હશે તે બીજી સઘળી વખતે સદહૂ અધિકાર ચલાવવાનું નિયમન, કલેકટરે અથવા સરકાર ફરમાવે તે બીજા અમલદારે સામાન્યરીતે અથવા કોઈ વિશેષ પ્રસંગે જે કાનુન વખતે વખતે કરી હશે તે કાનુન પ્રમાણે થશે. સદહૂપ્રકારનો કાંઇપણ અધિકાર ચલાવવાની રીતબાબત અથવા વખતબાબત કાંઈ તકરાર ઊત્પન્ન થાય તે પ્રસંગે કલેકટર અથવા સદહૂપ્રકારનો બીજો અમલદાર ફેસલો કરશે તે આખરનો છે એમ સમજવૂં જોઇયે.

---

## જમીનમેહેસૂલ.

૪૫. બધી જમીન પછી તે ખેતીનાં કામમાં વાપરી હોય કે બીજા કામમાં વાપરી હોય તથા તે ગમે ત્યાંહાં હોય તોયપણ આ આકટમાં આગળ ઠરાવેલી કાનુનપ્રમાણે જમીન મેહેસૂલ સરકારને આપવાને પાત્ર છે. માત્ર સરકારસાથે કરેલા કોઇપણ વિશેષ કરારના ઠરાવપ્રમાણે અથવા જે વખતે જે કાયદો ચાલૂ હોય તે કાયદાના ઠરાવપ્રમાણે જે જમીનને બિલકુલ માફી હશે તે જમીન પાત્ર નથી.

પણ જમીન ગમે તે હક્કથી ધારણકરેલી હોય તોયપણ તે કોઇ જમીનઉપર જ્યારે જ્યારે તથા જ્યાંહાંસુધી સરકારની ગરજપ્રમાણે મેહેસૂલ લેવાની જરૂર હશે ત્યારે ત્યારે તથા ત્યાંહાંસુધી તે સઘળી જમીન ઉપર મેહેસૂલ લેવું એવું ફરમાવવાના કાયદા કરનારી મંડળીના અધિકારને આ આકટના કોઇપણ ઠરાવ ઉપરથી બાધ આવશે એવું સમજવૂં નહીં.

૪૬. * જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદાપ્રમાણે દુમાલા જમીનના કોઇ-

---

* કલમ ૨૧૪ ઉપર થએલી રૂલ પૈકીની રૂલ ૪૬ જુઓ.

૨. "જે વખતે જે કાયદો અમલમા હશે તે પ્રમાણે" જે વખતે લ્યાંન્ડ રેવીનુકોડનો કાચો ખરડો સ્થાનિક કાયદા કાઉન્સિલમા હતો તેજવખત, ભાડાની જમીનની બાબતમા નિર્ણય કરવાસારૂ એક કાયાદાનો ખરડો ઈંડિઆના કાયદા કાઉંન્સિલમાં દાખલ કર્યો હતો અને જો તે ખરડો પાસ થઈ કાયદો થાત તો આ કલમ ઉપરથી ઉત્પન્ન થનારા તમામ કામોનો તે કાયદા પ્રમાણે નિર્ણય કરવામા આવ્યો હોત. પરંતુ તે ખરડો રદ કરવામાં આવ્યો તેથી હાલ એવી બાબતમાં વિશેષ પ્રકારનો કોઈ કાયદો નથી. માટે આ કલમ ઉપરથી ઉત્પન્ન થનારા કામોનો નિકાલ દેશ રિવાજને અનુસરીને થવાનોછે એમ અનુમાન થાય છે.

પણ ધારણ કરનારનો હક્ક, જો કાંઇ ભાહાની જમીનઉપર અથવા નવા થયલા બેટ ઉપર અથવા નદીએ તજેલાં તળીયાંઉપર પોહોંચે તો, જમીન મેહેસૂલ આપવાની જે યોગ્યતા, તે યોગ્યતાનાસંબંધથી તે સઘળી ભાહાની જમીન અથવા બેટ અથવા નદીનાં તળીઆં જે અસલ દુમાલા જમીનઊપરથી તેના ધારણ કરનારને પ્રાપ્ત થશે, તે અસલની ધારણ કરેલી જમીનને જે વિશેષ અધિકાર અથવા શરત અથવા બંધી લાગૂ હશે તે અધિકારને અથવા શરતને અથવા બંધીને તે ભાહાની જમીન અથવા નવા થયલા બેટ અથવા નદીએ તજેલાં તળીઆં પાત્ર થશે; પણ સદહૂપ્રકારની કોઈ ભાટાની જમીનનું અથવા બેટનું અથવા નદીનાં તળીઆંનું ક્ષેત્રફળ અડધાં એકર કર્તાં વત્તુ થાય ત્યાંહાંસુધી અથવા વધારે ન હોય તો, અને તે શિવાય વળી સદહૂ અસલ ધારણ કરેલી જમીનનાં ક્ષેત્રફળના એક દશાંસના કર્તાંપણ વત્તું થાય ત્યાંહાંસુધી અથવા વધારે ન હોય તો, સદહૂપ્રકારની જમીનબાબત અથવા બેટ-બાબત અથવા તળીઆંબાબત મેહેસૂલ લેવાનો અધિકાર નથી.

૪૭. જમીનનો કોઇ ધારણકરનારો તે ધારણ કરેલી જમીનબાબત મેહેસૂલ આપતો હશે એવા દરએક ધારણ કરનારને, અડધાં એકરનાકર્તાં ઓછો નહીં હોય તથા ધારણક-રેલી જમીનના એક દશાંશનાકર્તાં ઓછો નહીં હોય એવો તે જમીનનો કાંઇ ભાગ પાણીનાં પુરથી તણાઇગયો હોય તો ગવરનર ઇન કોંસિલ આબાબત વખતે વખતે કાનુન કરશે તે કાનુનને અનુસરીને ધારાના આકારમાં કાંઇ ઓછું થવું જોઇયે એ બાબતનો હક્ક છે.

આ કલમમાંહેના "ધારણકરેલી જમીન" આ શબ્દોનો અર્થ જે સર્વે નંબરઊપર અથવા જમીનના કોઇપણ ભાગઉપર જુદો અથવા સામટો આકાર ઠરાવ્યો હશે તે સર્વે નંબર અથવા જમીનનો ભાગ એવો સમજવો.

**ટિકા.—પાણીથી જમીન તણઈ જવાથી આકાર કમી થવાના હક બાબત.**

ખાતાની જમીનનો એટલે સરવે નંબર અથવા જમીનનો હરકોઇ તુકડો જેના ઉપર જુદો અથવા સામટો આકાર ઠરાવેલો હોય તેનો પાણીથી તણઈ ગએલા ભાગ બદલ આ કલમ મુજબ આકાર કમી કરવાનો તે ફક્ત તેવો ભાગ. અરધા એકર કરતા કમી ન હોય તો તથા સદરહુ ખાતાના એક દશાંશ જેટલો અથવા તેથી વધારે હોય તોજ કમી કર-વામાં આવશે. ખાતાદારને ધારો કમી થવાનો હક્ક પ્રાપ્ત થવા બન્ને શરતો પુરી થવી જોઇએ. સ૦ ૯૦ નં૦ ૭૭૩ તા૦ ૧૩ ફેબ્રુવારી સને ૧૮૮૦.

૪૮. આ આકટના ઠરાવ પ્રમાણે જમીનનું મેહેસૂલ, હેઠળ લખેલી જમીન ઉપર લેવાનો અધિકાર છે એટલે—

(અ) ખેતીનાં કામમાં લગાડેલી જમીન ઉપર,

(બ.) ખેતીથી જે નફો અથવા ફાયદો સામાન્યરીતે મળેછે તે શિવાય બીજો કાંઈ નફો અથવા ફાયદો જે જમીનમાંથી મળતો હશે તે જમીન ઉપર.

(ક.) ઘરનાં ગભાણસારૂ જે જમીનનો ઉપયોગ કર્યો હશે તે જમીન ઉપર,

અને ઉપર લખેલાં કામપૈકી કોઈ એક કામમાં વાપરેલી કોઈ જમીનઉપર. આ આકટના ઠરાવપ્રમાણે ઠરાવેલો ધારો, તે જમીન બીજાં કાંઈ કામમાં વાપરવામાં આવેતો બદલી શકાશે તથા જુદા દરે ઠરાવી શકાશે, પછી તે આકાર જે કોઇ મુદતનો ઠરાવ્યો

---

કલમ ૨૧૪ ઉપર થએલી રૂલપૈકી રૂલ ૪૯ જુઓ.

**હશે તે મુદ્દત પુરી થઈ નહીં હશે તોયપણ ચિંતા નથી. અને કોઇ જમીન એક કામમાં** લગાડવાની શરતે વગર ધારે ધારણકરવાની પરવાનગી સરકારે આપી હશે તે જમીન હર-કોઈ વખતે બીજાં કોઈ કામમાં લગાડવામાં આવશે તો તે ધારો આપવાને પાત્ર થશે.

અને આ શિવાય, દુમાલા નહીં હોય તેવી કાંઇ જમાન, જમીનમેહેસૂલ આપવાને પાત્ર હશે તે કેટલાંએક વિશેષ કામમાં વાપરવાની મના કરવાનો, અને કોઇ ધારણકરનાર તે જમીન સદહૂપ્રકારનાં મના કરેલાં કામમાં વાપરશે અથવા કામમાં વાપરવાની કોશિશ કરશે તેને સંક્ષેપરીતે કામ ચલાવીને તે જમીનમાંથી કાહાડી મુકવાનો અધિકાર ૨૧૪ મી કલમ પ્રમાણે આ બાબત કરેલી કાનુનને અથવા હુકમને અનુસરીને કલેકટરને અથવા સર્વે અમલદારને છે.

**ટિકા.—ખેતીનાજ કામસારૂં આકાર ઠરાવેલી એવી જમીનના કોઈ ભાગનો સને ૧૮૬૫ નો આકટ ૧ લો પાસ થતા અવલ ખેતી શિવાય બીજા કામમાં ઉપયોગ કર્યો હોયતો તેની વ્યવસ્થા કરવા વિશે.**

૧. ખેતીનાજ કામસારૂ આકાર ઠરાવેલી જમીનનો જે ભાગ સને ૧૮૬૫ નો ૧ લો આકટ પાસ થતા અવલ, ઇમારત બાંધવાના કામમાં અથવા ખેતી શિવાય બીજા કામમાં વાપરેલો હોય તે ભાગની આવતી રીવીજન સરવે વખતે આ કાયદાની કલમ ૧૧૬ અન્વયે જુદી હદ્દ ઠરાવીને તેના ઊપર કલમ ૪૮ (ક) મુજબ વિશેશ આકાર ઠરાવવો. (સરકારનો ઠરાવ નંબર ૨૦૫ તા૦ ૯ જાનેવારી સને ૧૮૮૫).

૨. જો કે સરકારનો ઠરાવ નંબર ૨૦૫ તા૦ ૯ જાનેવારી સને ૧૮૮૫ પ્રમાણે કોઇ મોટા પ્રખ્યાત કસ્બાની નજીકમાં મોટી ઇમારત બાંધી હોય એવી કેટલીએક બાબતોમાં અમલ કરવો વ્યાજબી જણાય તોપણ સદહૂ ઠરાવ મુજબ જમીનના દરેક નાહાના નાહાના ટુકડા, જે ઝુપડીઓ, દેરા, કબરો અને ઝાડોને ફરતા ઓટલા વીગેરે બાંધવામાં વાપર્યા હોય તેની જુદી જુદી હદ્દ ઠરાવીને જુદો આકાર ઠરાવવો એ ઘણા ખર્ચનુ અને અડચણ ભરેલું કામ થઇ પડે એવું જણાય છે માટે નામદાર ગવરનર ઇન કાંસિલે સરવે કમીશનરને પ્રત્યેક કામની લગતી હકીકત જોઇ, પોતાની નજરમાં વ્યાજબી લાગે તે પ્રમાણે ઉપરના ઠરાવ પ્રમાણે અમલ કરવાનો અથવા તે જમીનને પેટા ખરાબાની રૂલ લાગુ કરીને નિકાલ કરવાનો અધિકાર આપેલો છે. (સરકારનો ઠરાવ નંબર ૩૫૪૨ તા૦ ૧૬ મી મે સને ૧૮૮૫.)

**કલમ ૪૮ ના બીજા પારેગ્રાફનુ લાગુપણુ.**

૩. કલમ ૪૮ ના બીજા પારેગ્રાફમાં એવુ ઠરાવેલુ છે કે જે જમીન ઉપર "આ આકટના ઠરાવ પ્રમાણે ધારો ઠરાવેલો હોય" તે જમીન જે કામ સારૂ તેનાઉપર આકાર ઠરાવેલો હોય તે શિવાય બીજા કોઇ કામમાં વાપરવામાં આવેતો તેનો ધારો બદલી શકાશે. એ ઊપરથી એમ સમજવાનુછે કે આ આકટ પાસ થતા પેહેલા જે જમીનઊપર આકાર ઠરીગએલો હોય તે જમીનની બાબતમાં આ પારેગ્રાફ પ્રમાણે અમલ થતો નથી એટલે તેનો આકાર બદલી શકાતો નથી પરંતુ તેનો અમલ ફકત આ કાયદા ઊપરથી આકાર ઠરેલી જમીનની બાબતમા થાયછે. (સરકારનો ઠરાવ નંબર ૨૦૫ તા૦ ૯ જાનેવારી સને ૧૮૮૫ તથા નંબર ૧૦૧૯૬ તા૦ ૧૯ ડીસેમબર સને ૧૮૮૫ તથા નંબર ૪૭૫૮ તા૦ ૩ જુલઇ સને ૧૮૮૬.)

૪૯. જ્યારે કોઇએક જમીનને જમીનમેહેસૂલ બદ્દલ સઘળી અથવા થોડી નામની માફી હશે તોયપણ તે જમીનના ધારણ કરનારની પાસેથી કાંઇપણ વિશેષ અથવા વધારાનો

બાબ અથવા ફ્રાઇન* અથવા કર, ગમે તે નામે લેવાની ચાલ પડી હશે અને તે વિશેષ અથવા વધારાનો બાબ અથવા ફ્રાઇન અથવા કર વસૂલ કરવામાં આવતો હશે તેથી સરકારનો કર પર્યાયથી બેહોજ છે એવું હશે ત્યારે,

અથવા જ્યારે કોઇએક જમીનને સામાન્યત: અથવા કોઈ પ્રસંગે ધારાની બિલકુલ અથવા થોડી માફી હશે તોયપણ તે જમીન પ્રસંગોપાત અથવા વિશેષ કારણઉપરથી ધારો આપવાને અથવા હરકાંઈ નામનો કાંઇ બાબ અથવા કર આપવાને પાત્ર હશે ત્યારે,

સદરહૂ ધારો અથવા બાબ અથવા ફ્રાઇન અથવા કર બદલીને તે જમીનઉપર હંમેશા આપવાનો વાર્ષિક ધારો ઠરાવવાનો અધિકારછે. પણ સદરહૂપ્રકારનો બદલીને ઠરાવેલો ધારો જે ધારાને અથવા બાબને અથવા ફ્રાઇનને અથવા કરને બદલે ઠરાવ્યો હશે તે ધારાના અથવા બાબના અથવા ફ્રાઇનના અથવા કરના યોગ્ય બદલા તરીકે જે રકમ કમિશનરને યોગ્ય લાગે તે રકમનાકર્તાં તે બદલીને ઠરાવેલો ધારો વધતો હોવો નહીં જોઇયે. અને તે જમીન બાબત માફીનો હક્ક નહીં હોત તો જે ધારાને તે જમીન સામાન્યત: પાત્ર હોત તે ધારાનાકર્તાં વધારે હોવો ન જોઇયે.

**૫૦.** સદરહૂપ્રકારનો જે કાંઈ બાબ અથવા ફ્રાઇન અથવા કર કનિષ્ટ ધારણકરનાર આજ સુધી આપતો હશે તે વરિષ્ટ ધારણકરનારની પાસેથી લેવો એવું ઠરાવવામાં આવે ત્યારે તે કનિષ્ટ ધારણ કરનારની પાસેથી સદરહૂપ્રકારના બાબને અથવા ફ્રાઇનને અથવા કરને બદલે ધારો ઠરાવ્યો હશે તે ધારાની રકમ વસૂલ કરવાનો અધિકાર વરિષ્ટ ધારણકરનારને છે.

**૫૧.** જમીનના કાંઇ ભાગઉપર "જ્હેતા" એ નામથી અથવા બીજાં કોઇ નામથી મેહેસૂલ લેવાની ચાલ પડી હશે અને તે મેહેસૂલ, તે ભાગની સાથે બિલકુલ અથવા થોડા ધારાની માફી હોય એવી બીજી જમીન ધારણ કરેલી હોવાને લીધે તે ભાગ ઉપર સામાન્યત: જે મેહેસૂલ બેસાડવાનું હોય તેનાંકર્તાં વધારે હશે ત્યારે જમીનના તે ભાગ ઉપર જેટલું બેસાડવું જોઇયે તેકર્તાં વધારે બેસાડેલું મેહેસૂલ, આજસુધી બિલકુલ અથવા થોડી માફીથી ધારણ કરેલી જમીનઉપર બેસાડવાનો અધિકાર છે.

**૫૨.** જે જમીનને જમીનમેહેસૂલ આપવાની સઘળી માફી નહીં હોય તથા જે, ૯૫ મી કલમ પ્રમાણે કરેલા હુકમનો અમલ જે પ્રદેશમાં હશે તે પ્રદેશમાં નહીં હોય તે સઘળી જમીનઉપર, જમીનમેહેસૂલ તરીકે લેવાની રકમનો આકાર ૨૧૪ મી કલમ પ્રમાણે આબાબત કરેલી કાનુનને† અથવા હુકમને અનુસરીને કલેકટરે પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવવો. અને સદરહૂપ્રકારના આકાર પ્રમાણે રકમો આપવાની થાય તે સદરહૂપ્રકારની સઘળી જમીનઉપર લેવી જોઇયે.

માત્ર એવું ઠરાવ્યું છે કે જે જમીનને જમીનમેહેસૂલ આપવાની થોડી માફી હોય અથવા જમીનમેહેસૂલ આપવાની જેની પાત્રતાને વિષેશ શરત અથવા બંધી લાગુ હોય તે જમીનનો આકાર ઠરાવતી વખતે તથા મેહેસૂલ લેતી વખતે જે હક્ક કાયદાસરરીતે વિદ્યમાન હશે તે સઘળા હક્ક તરફ તે હક્કના પ્રકારપ્રમાણે યોગ્ય લક્ષ આપવું જોઇયે.

---

* ફ્રાઇન એટલે હરકંઇ સ્થાવર મિલકત વહીવટમાં લેવા સારૂ નવો પુટો કરે ત્યારે તે મિલકતના ધણીને શેલાં પાઘડીના અથવા નજરાણાના રૂપિયા આપેછે તે અથવા એના જેવો બીજો કાંઇ અવેજ. S. P. P.

† કલમ ૨૧૪ ઉપર ઘડેલી રૂલ પૈકી રૂલ ૫૩ થી તે ૫૬ સુધી જુઓ.

૫૩. ગવરનર ઇનકૌંસિલ જે નમુનો વખતે વખતે ઠરાવશે તે નમુનાપ્રમાણે કલેકટરે એક પત્રક રાખવું જોઇયે અને તેમાં જે જમીનનું દુમાલા, જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવપ્રમાણે સ્થાપિત થયું હશે અથવા કબુલ કર્યું હશે તે સઘળી જમીન દાખલ કરવી જોઇયે; અને સદરહૂપ્રકારની કોઈ દુમાલા જમીનસંબંધી આપેલી કોઈ સનદ બિલકુલ ગુમ થઇછે અથવા તેનો નાશ થયોછે એવું કલેકટરની ખાત્રી થાય એરીતે ઠરાવવામાં આવશે ત્યારે, ૨૧૩મી કલમપ્રમાણે ગવરનર ઇન કૌંસિલે ઠરાવેલી કાનુનને અનુસરીને તથા ઠરાવેલી ફી આપશે તો સદરહુ પ્રત્રક માંહેનો સહી સાથેનો ઉતારો મળવાનો હક્ક જે માણસને છે એવું કલેકટરને લાગશે તે માણસને તે ઉતારો આપવાનો અધિકાર તેને છે. સદરહૂપ્રકારના ઉતારાની પીઠ ઉપર જે સનદ ગુમ થઇછે અથવા જેનો નાશ થયો છે એવું કહેતા હોય તે સનદને બદલે આ ઉતારો આપ્યોછે એવો શેરો કલેકટરે લખવો જોઇયે; અને તે ઉતારો સદરહૂ સનદપ્રમાણેજ હક્ક સાબેત કરવા બાબત યોગ્ય પુરાવો છે એમ સમજવૂં.

૫૪. જમીનમેહેસૂલબાબત જમીનના દરએક ભાગના અથવા સર્વે નંબરના ધારાનો ઠરાવ કરવો તે, તે મેહેસૂલબાબત જે માણસ ૧૩૬મી કલમ પ્રમાણે સરકારને પ્રથમ જવાબદાર હશે તેનીસાથે કરવો.

સદરહુ માણસ હાજર નહીં હોય તથા અધિકાર આપેલો મશહૂર મુખત્યાર તેણે જીલ્હામાં કરીમૂકયો નહીં હોય અને તેથી ધારાનો ઠરાવ તેની સાથે કરી શકાતો નહીં હોય તો તેના પેટામાં જે માણસ (જમીન) ધારણ કરતો હોય અથવા તે જમીનનો ઉપભોગ કરતો હોય તેનીસાથે સદરહૂપ્રકારનો ઠરાવ કરવાનો અધિકાર છે.

૫૫. ગવરનર ઇન કૌંસિલને એવું ફરમાવવાનો અધિકાર છે કે જે પાણી ઉપર હક્ક સરકારનો હશે અને જે પાણી બાબત મુંબઇના સન ૧૮૭૯ ના ઇરીગેશન આક્ટ પ્રમાણે કાંઈ આકાર લેવા જોગુ નહી હશે તે પાણીનો ઉપયોગ, જમીન ધારણકરનારાએ તથા બીજાં માણસે કરવાબાબત જે પિઆવો વખતે વખતે મંજુર કરવાનું ગવરનર ઇન કૌંસિલને યોગ્ય લાગે તે પિઆવો કલેકટરે અથવા સર્વેનું કામ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારે અથવા ગવરનર ઇન કૌંસિલને યોગ્ય લાગે તે બીજા અમલદારે ઠરાવવો. સદરહુ પ્રકારનો પિઆવો જે મુદ્દત સરકાર વખતે વખતે ઠરાવશે તે મુદ્દતે મુદ્દતે ફરીથી ઓછો વતો થવાને પાત્ર છે તથા જમીન મેહેસૂલપ્રમાણે તે વસૂલ કરવાનો અધિકાર છે.

૫૬. જમીન બાબત જમીનમેહેસૂલની બાકી કોઈ ધારણ કરનારની પાસે લેણી હશે તે, તે ધારણકરેલી જમીનઉપર તથા તેના દરેક ભાગઉપર પેહેલો બોજો છે એવું સમજવું, અને તે બાકી આપવાને ચુકે તો ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીન, તથા તે જમીન ઉપરનાં સઘળાં ઝાડઉપરના તથા પાકઉપરના તથા ઇમારત ઉપરના તથા તે જમીનને ચોટેલી વસ્તુઉપરના અથવા તે જમીનને ચોટેલી કાંઇ વસ્તુસાથે જાથુ જડેલું કાંઈ હશે તે ઉપરના ખાતાંદારના અથવા ધારણકરનારના સઘળા હક્કસુધાં સરકાર દાખલ થવાને પાત્ર થશે; પછી આપવાની બાકી રહેલી સઘળી રકમો, હેઠલ લખેલી રીતે વસૂલ કરવાનો અધિકાર કલેકટરને છે:-એટલે સઘળા સત્તાપ્રકાર તથા દેણાં તથા હક્ક ખાતાંદારે અથવા ધારણકરનારાએ અથવા તેની અગાઉ જે માણસોને હક્ક હશે તેઓપૈકી કોઇ માણસે ઉત્પન્ન કરેલા હશે અથવા સદરહૂપ્રકારના ખાતાંદારની અથવા ધારણકરનારની વિરૂદ્ધ

કોઈ પણ રીતે હશે તેથી તે ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીન મુક્ત થઇ એમ સમજીને વેચીને વસૂલ કરવાનો અધિકાર કલેકટરને છે; અથવા સદહૂપ્રકારનાં ખાતાંની અથવા ધારણકરેલી દુમાલા જમીનની ૨૧૪ મી કલમ મુજબ આબાબત કરેલી કાનુનપ્રમાણે અથવા હુકમપ્રમાણે બીજી વ્યવસ્થા કરવાનો અધિકાર તેને છે.

**ટિકા.**—કલમ ૨૧૪ ઊપર થએલી રૂલની નંબર ૫૮ થી ૬૪ સુધીની રૂલ જોવી.

૨. જે જે વખત જમીનનુ મેહસૂલ બાકી રેહે તે તે વખત તે જમીન વેચીને લેણુ વસૂલ કરવાને સરકાર મુખત્યાર છે. પછી તે મેહેસૂલ ભરવામા કસુર કરનારો ગમે તે હોય તોપણ. (ઇંડીયન લા રીપોર્ટ ૫ મુંબઇ ૭૪).

## જમીન કયારે જપ્ત થાય છે.

૩. જમીનનુ મેહસૂલ ભરવામા કસુર થવાથી ખાતુ જપ્ત થાયછે. મેહસૂલનુ વસૂલબાકી રહયા પછી કોઇપણ વખતે ખાતુ જપ્ત કર્યું છે એમ ફરમાવવાને કલેકટરને અધિકાર આપેલો છે. ખાતુ જપ્ત કર્યુ છે એમ કલેકટરે ફરમાવ્યુ એટલે જપ્ત થાય છે. અને તેવો હુકમ નોટીસમા લેખેલી મુદ્દતને અંતે કલેકટર ફરમાવી શકે છે. (સ૦ ઠ૦ નં૦ ૪૦૦૦ તા૦ ૩૧ જુલઇ સને ૧૮૭૯.)

## જપ્ત થએલા ખાતાની વ્યવસ્થા.

૪. આ કાયદા ઉપરથી મેહસૂલની બાકી વસૂલ કરવાસારૂ જપ્ત થએલુ ખાતુ કલેકટરે વેચવુંજ જોઇએ એમ કાંઈ નથી. તેની મરજીમા આવે તો તે વેચે અગર બીજી રીતે તેની વ્યવસ્થા કરે. (સ. ઠ. નંબર ૫૭૩૦ તા૦ ૨૭ અકટોબર સને ૧૮૭૯.)

## મેહેસૂલ ન આપનારો કલેકટરની પરવાનગી સીવાય ફરીથી જમીન ધારણ કરવા યોગ્ય થતો નથી.

૫. જેઓ એકવાર મેહેસૂલ ન આપનારા ઠરેછે તેઓને કલેકટરના ખાસ હુકમ શિવાય ફરીથી જમીન લેવા દેવી નહી. મેહેસૂલ ભરવાની કસુર બદલની ગુન્હેગારી એ સરકારી જમીન ફરીથી ધારણ કરવાને તદન નાલાયકીછે એવું ઠરાવવામાં આવે તો તેનો પરીણામ હિતકારક થાય. (સ-ઠ નંબર ૪૨૯૭ તા૦ ૨૫ જુલઇ ૧૮૮૧.)

## જપ્ત થએલા ખાતાનું વેચાણ કરવાવીશે.

૬. જ્યારે કોઈ ખાતું, અથવા ધારણ કરેલી દુમાલા જમીન કલમ ૫૬ તથા ૫૭ પ્રમાણે વેચવામાં આવે છે ત્યારે તે મિલકત જપ્ત થએલાના સબબથી સરકારની મિલકત છે, મેહેસૂલ ન આપનારાની નથી, એમ ગણી વેચવામાં આવે છે. દુમાલા નહી હોય એવી (સરકારી) પડતર જમીનનું વેચાણ જે નીયમ તથા ઠરાવને અનુસરીને કરવામાં આવે છે તેજ નીયમ તથા ઠરાવ જ્યાંસુધી આ કાયદાના બાબ ૧૧ ના ઠરાવને મળતા હોય ત્યાંસુધી તેને અનુસરીને જપ્ત થયેલી જમીનનું વેચાણ કરી શકાય છે. વગર કબજાની સરકારી પડતર જમીનના વેચાણની બાબતમા જે જાહેરનામા છે તેવાજ જાહેરનામાનો ઉપયોગ જપ્ત થયેલા ખાતાના વેચાણની બાબતમાં કરવો જોઇએ. (સ. ઠ. નંબર ૬૪૫૫ તા૦ ૨૯ અકટોબર સને ૧૮૮૧.)

**૫૭.** મેહેસૂલ ન આપ્યાથી અથવા જે બીજી ચુકનેલીધે ધારણ કરેલી જમીન સરકારદાખલ થાયછે તે બીજી ચુક કર્યાઉપરથી કોઇ ધારણ કરેલી જમીન, પાછલી કલમ-

પ્રમાણે અથવા જે વખતે જે કોઈ કાયદો ચાલૂ હોય તે કાયદાપ્રમાણે સરકાર દાખલ થઈ હશે તો, ધારણકરેલી જમીનમાં હોય તેવી જમીનનો તાબડતોબ કબજો લેવાનો તથા તે ખરીદ કરનારના કબજામાં, અથવા આ આક્ટના અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો ચાલૂ હોય તે બીજા કાયદાના ઠરાવપ્રમાણે તે જમીન ધારણકરવાનો હક્ક જે બીજાં માણસને હશે તેના કબજામાં આપવાનો અધિકાર કલેકટરને છે.

**૫૮.** જે જે મુલકી અમલદારને જમીનમેહેસૂલના પૈસા પોંહોંચે તેણે તે બાબત લખેલી પોંહોંચ આપવી જોઇયે.

દુમાલા ગામના અથવા ગામના દુમાલા ભાગના દરએક વરિષ્ટ ધારણ કરનારને કનિષ્ટ ધારણકરનાર ગણોતના અથવા જમીન મેહેસૂલના જે જે પૈસા આપે તે તે બાબત તે વરિષ્ટ ધારણ કરનારે લખેલી પોંહોંચ આપવી જોઇયે. અને સદહૂપ્રકારની દરએક પોંહોંચ ઊપર ગામનો તલાટી હોય તો તેણે મખલશી કરવી જોઇએ.

**ટિકા.—મળેલા વસુલની પોંહોંચ આપવા વિશે તલાટીની જવાબદારી.**

૧. જમીન મેહેસૂલનું વસૂલ લેનારો ગામનો તલાટી સદહૂ વસૂલબદલ કોઇ પણ નમુના પ્રમાણે પોંહોંચ આપવાને બંધાએલો છે. અને જો કોઇ રયત પોંહોંચની ચોપડી રજુ નહી કરે તો પોંહોંચ આપવી અગર નહી આપવી એ તલાટીની મરજી ઊપર છે એમ નથી. પણ તેણે જુદા કાગલ ઊપર પોંહોંચ તઇયાર કરીને આપવીજ જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૩૬૬૧ તા૦ ૭ મી મે સને ૧૮૮૪.)

૨. કલમ ૮૫ નીચે આપેલા હુકમ પણ જુઓ.

**૫૯.** હરકોઈ માણસઊપર, ઊપરની છેલ્લી કલમના ઠરાવ તોડ્યાની શાબેતી કલેકટરની રૂબરૂ સંક્ષેપરીતે કામ ચલાવીને ચોકશી કર્યા પછી થાય તે માણસ, પોંહોંચેલી જે રકમ-બાબત યોગ્યરીતે પોંહોંચ નહીં આપી હોય તે રકમના ઘણામાં ઘણા ત્રણ ઘણાસુધી દંડને પાત્ર થશે; અને તે દંડનો અડધો ભાગ બાતમી આપનાર હોય તો તેને કલેકટરની નજરમાં આવે તે પ્રમાણે આપવાનો અધિકાર છે. સદહૂપ્રકારની ચોકશી કલેકટરની પાસે કાંઇપિણ ફરિયાદ આવ્યાવગર કોઈ વખતે ખુદ પોતે કરી શકશે.

---

## બાબ ૬.—દુમાલા નહીં હોય તેવી જમીન ખેડવા બાબત તથા ખાતાંદારના હક્ક બાબત.

### જમીન ખેડવા સારૂ રાખવી.

**૬૦.** દુમાલા નહીં હોય તેવી પડતર જમીન ખેડવા સારૂ રાખવાની જે કોઈ માણસની ઇચ્છા હશે તેણે તે ખેડવા માંડવા પેહેલાં મામલતદારની અથવા માહાલકરીની લખેલી પરવાનગી લેવી જોઇયે.

**ટિકા.–કલમ ૬૦ પ્રમાણે જમીન રાખવા સંબંધી કરેલી અરજીને સ્ટાંપ નહી જોઈએ.**

૧. ખેતીનો વિસ્તાર કરવાના હેતુથી જમીન રાખવા પરવાનગી મળવા વિશે કરેલી **અરજીને કોરટ ફી સ્ટાંપની માફી છે. (સને ૧૮૭૦ નો કોરટ ફીના કાયદા ૭ ની કલમ ૧૯ નો ૧૧મો પારેગ્રાફ જુઓ.)**

૨. ખેડવા સારૂં જમીન રાખવાની પરવાનગી મળવા સારૂં અરજી કરતી વખત અરજદાર કાંઇપણ જમીન ધારણ કરતો નહી હોય તોપણ તેણે કરેલી અરજીને કોરટ ફી સ્ટાંપની માફીછે. (તા૦ ૨ જી અકટોબર સને ૧૮૮૪ ના મુંબઈના સરકારી ગેજીટ ભાગ ૧ લા ને ૭૩૫મે પાને છપાએલું નામદાર હિંદુસ્તાન સરકારનું જાહેરનામું નંબર ૩૬૨૬ તા૦ ૨૩ મી સપટેમબર સને ૧૮૮૪ જુઓ.)

**૬૧.** કાંઇપિણ વિશેષ કારણ સારૂં જુદી કાહાડી રાખેલી કોઇ જમીન અથવા દુમાલા નહીં હોય તેવી પડતર જમીન જે કોઈ માણુસ હુકમવગર ખેડશે તે માણુસે,

જે જમીન હુકમવગર તે ખેડતો હશે તે જમીન ધારો બેસાડેલા સર્વે નંબરનો ભાગ હશે તો તે જેટલી મુદ્દતસુધી ખેડશે તેટલી સઘળી મુદ્દતબદ્દલ તે આખા નંબરનો ધારો આપવો જોઇયે, અને

તેણે સદહૂપ્રમાણે ખેડેલી જમીનનો આકાર થયલો નહીં હોય તો તેજ ગામમાંની તેવીજ તથા તેટલીજ તથા તેવાંજ કામમાં વાપરેલી જમીનઊપર સદહૂ મુદ્દતબાબત ધારાની જેટલી રકમ લેવા લાયક થશે તેટલી રકમ આપવી જોઇયે;

અને તે જમીન તેણે ખેતીનાં કામસારૂ લીધી હોય તો તે માણુસ, કલેકટરની નજરમાં આવે તે પ્રમાણે ઘણામાં ઘણા પાંચ રૂપિયાસુધી દંડને અથવા એક વરસનો તેણે જે ધારો આપવાનો હશે તે ધારાની રકમના દશપટ જેટલી રકમ પાંચ રૂપિયા કરતાં જો વધારે હોય તો ઘણામાં ઘણી તે દશપટ રકમસુધી દંડને પાત્ર થશે; અને ખેતીવાડીનું નહીં હોય તેવાં કોઇ કામમાં તેણે જમીન વાપરી હશે તો ૨૧૪ મી કલમપ્રમાણે આબાબત કરેલી કાનુનમાં અથવા હુકમમાં જે મર્યાદા ઠરાવી હશે તે મર્યાદાસુધી દંડને પાત્ર થશે.

હુકમવગર ખેડેલી તથા ભોગવટામાં લીધેલી જમાનબાબત આપવાના ધારાની રકમવિશે કલેકટર ઠરાવ કરશે તે આખરનો છે એવું સમજવૂં જોઇયે; અને ધારાની રકમ ઠરાવતી વખતે વરસના ભાગસુધી ખેડી હશે તથા ભોગવટામાં લીધી હશે તે આખાં વરસસુધી ખેડી છે તથા ભોગવટામાં લીધી છે એમ સમજવું જોઇયે.

સદહૂપ્રકારની કોઇ જમીન જે માણુસ હુકમવગર ખેડતો હશે અથવા તેનો ભોગવટો કરતો હશે તેને સંક્ષેપરીતે કામ ચલાવીને તે જમીનમાંથી કાહાડી મુકવાનો અધિકાર કલેકટરને છે. અને તે જમીનમાં તેણે કાંઇ પાક કર્યો હશે તે સરકાર દાખલ થવાને પાત્ર થશે. અને તેણે તે જમીનઊપર કાંઇ ઇમારત અથવા બીજું કાંઇ બાંધ્યું હશે તે કલેકટરને યોગ્ય લાગે તેવી લખેલી નોટીસ આપ્યાપછી તે કાહાડી નહીં નાખશે તો તેપણ સરકાર દાખલ થવાને પાત્ર થશે.

આ કલમપ્રમાણે સરકાર દાખલ થવાનો ઠરાવ કલેકટરે કરવો જોઇયે, અને સદહૂપ્રમાણે સરકાર દાખલ થયલી કોઇપણ માલમિલકતની કલેકટર ફરમાવે તેપ્રમાણે વ્યવસ્થા કરવી જોઇયે.

## ટિકા.—ગભાણ જમીનને કલમ ૬૧નું લાગુપણું.

૧. આ કલમ જેમ બીજી જમીનને લાગુ પડેછે તેમજ ગામ તથા કસ્બાની ગભાણ જમીનનેપણ લાગુ પડે છે અને તે ઊપરથી દુમાલા નહી હોય એવી પડતર જમીન કોઇ હુકમ વગર ખેડતો તેને તે જમીનમાથી સંક્ષેપ રીતે કાઢી મુકવાને કલેકટરને અધિકાર

પ્રાપ્ત થાયછે. તોપણ તે કલમ પાછલી વાતોને લાગુ થઇ શકતી નથી, અને તેથી કરીને આ કાયદો મંજુર થઆ પેહેલા કોઇ માણસે વગર હુકમે કોઇ જમીનનો કબજો કરેલો હોય તો તેને સંક્ષેપરીતે કાઢી મુકવાને સદહૂ કલમથી કલેકટરને અધિકાર પ્રાપ્ત થતો નથી. આવા કામમા કલેકટરનો ઇલાજ એછે કે તેણે દિવાનીકોરટમાં દાવો કરવો. (સ. ઠ. નંબર ૧૭૨ તા૦ ૧૨ જાનેવારી સને ૧૮૮૦.)

## વગર હુકમે જમીન ખેડયાના કામમા વધારેલા આકારમા છુટ આપવા બાબત.

૨. છુટ આપવાના સઘળા કામમા છુટ આપવા બદલ સરકારની મંજુરી લેવીજ જોઇએ એવો જે ઠરાવછે તેની સખતાઇ ઓછી કરવા સારૂ સરકારે કલેકટરોને, તથા આસીસટંટ અને ડેપુટી કલેકટરોને તેઓ જ્યારે આ કલમપ્રમાણે વગર હુકમથી જમીન ખેડ્યાના કામની તજવીજ કરતા હોય ત્યારે સદહૂ કલમના ઠરાવ મુજબ જે આકાર લેવા જોગ હોય તેમાથી, તે કામની લગતી હકીકત ઉપર નજર રાખી જેટલી રકમની છુટ મુકવી તેમને વ્યાજબી અને ઇષ્ટ લાગે તેટલી છુટ મુકવાનો અધિકાર આપ્યોછે. પરંતુ એવું સમજવું કે આ ઠરાવથી છુટ મુકવા સંબંધી આપેલો અધિકાર ફકત જે કામમાં આ કલમના ઠરાવ અક્ષરશઃ અમલમાં આણવાનુ અયોગ્ય જણાય તેજ કામમાં વાપરવાનો છે. અને તે શિવાયના બીજા બધા કામમાં હાલના રીવાજમુજબ છુટ આપતા પેહેલા હમેશ સરકારની મંજુરી મેળવવી જોઇએ. (સ. ઠ. નંબર ૧૬૨૫ તા૦ ૩૦ માર્ચ સને ૧૮૮૦.)

## કલમ ૬૧ના ઠરાવ પાછલા કામોને લાગુ નથી.

૩. આ કલમ પાછલ થઈ ગએલા કામને લાગુ નથી. એટલે તેના ઠરાવો આ કોડ મંજુર થયા પેહેલા કબજે કરેલી જમીનના કામને લાગુ થતા નથી. પણ કોઇ બાબતમાં એમ બનીઆવેકે જે કબજાની શરૂવાત કાયદો મંજુર થતાં પેહેલા હુકમસર થએલી હોય, તે કાયદો મંજુર થયા પછી વગર હુકમથી જારી રેહે. એવો વગર હુકમનો કબજો આ આકટ અમલમા આવ્યાપછી જેટલે સુધી જારી રહેલો હોય તેટલાને આ કલમના ૨ થી ૫ લગીના પેરેગ્રાફના ઠરાવો લાગુ થશે અને જે અર્થે એવો કબજો હાલપણ વગર હુકમનોજ ગણાય તેથી તે કબજાદારની વિરૂધ આ કલમના પારેગ્રાફ ૬ અને ૭ પ્રમાણેપણ કલેકટર તજવીજ કરી શકે. (સ. ઠ. નંબર ૩૨૭૪ તા૦ ૨૫ જુન સને ૧૮૮૦.)

૪. જો (સદહૂ) જમીન ઘરના ગભાણુની હોય અને તે ઉપર આ કાયદો મંજુર થતા પેહેલા ઇમારત બાંધવામા આવી હોય તો તે જમીનનો વગર હુકમી કબજો આ આકટ અમલમા આવ્યા પેહલા પુરો થઇ ગએલોછે તેથી તેની આ કલમમુજબ તજવીજ થઇ શકે નહી. ઇમલાના માલીકે કરેલો જમીનનો કબજો જારે ઇમલો બંધાયો તેજ વખત સરકારના વિરૂધ થઇ ચુકયો છે.

તેજપ્રમાણે બીજી રીતે જો તે જમીન બીજા કામે–એમ કહો કે ખેડવા સારૂ–વાપરેલી હોય તો તેનો હરવખત કરેલો નવો ઉપયોગ વગર હુકમનો કબજો ગણાય અને તેની, તે વખત જે કાયદો અમલમા હોય, તે કાયદા પ્રમાણે તજવીજ થશે. આવા કામમા કબજાદારને જો કાહાડી મુકવામા આવે તો તેણે બાંધેલી ઇમારત પછી તે કાયદો મંજુર થતા પેહલાની હોય કે પછીની તોપણુ, જો તે કાઢી લઇ ન જાય તો જપ્ત થશે. )સ. ઠ. નંબર ૬૦૬૭ તા૦ ૧૫ અકટોબર સને ૧૮૮૧.)

૫. જો કોઇ કસ્બામાં કોઇ સખસે જમીન મેહસૂલનો કાયદો (આ કાયદો) મંજુર થતા પેહેલા સરીઆમ મેહલાની જમીન તે ઉપર મકાન બાંધીને દબાવી હોય તો તે મકાન ખસેડવાનો હુકમ કલેકટર કલમ ૬૧ પ્રમાણે કરી શકે નહી. પણ જો આ કાયદો અમલમા આવ્યા પછી કોઇ સખસ બીનહુકમનો કબજો જારી રાખે તો તેને આ કાયદાના ઠરાવ શામાટે લાગુ નહી કરવા તેનુ કારણ દેખાતુ નથી. ઉપરના એક કામમાં જ્યારે જમીન દબાઇ ચુકી તેજ વખત વ્યવહારરીતે કબજો પુરો થઇ ગયો એમ થાયછે અને બીજા કામમાં જ્યાંહાલગી કબજેદાર ખેડવાના કામસારૂ તે જમીન વાપરે ત્યાંહાલગી કબજો જારી રહ્યો એમ કેહવાય. (સ. ઠ. નંબર ૪૪૦૪ તા૦ ૨૯ જુલઇ સને ૧૮૮૧.)

## દુમાલા ગામો અથવા જમીનોને કલમ ૬૧ લાગુ નથી.

૬. આ કાયદાની કલમ ૬૧ દુમાલા ગામો તથા જમીનોને લાગુ નથી. તેથી દુમાલા ગામોમાં ગોચર અથવા (કાઇપણ વિશેષ કામ સારૂ કાઢી મુકેલી) જમીનોના દબાણના કામમાં કલેકટર આ કલમ પ્રમાણે ઇલાજ કરી શકે નહી. આવા કામમાં ઇનામદારનો ઉપાય દિવાની કોરટમાં ફરીયાદ કરવાનો છે. (સ. ઠ. નંબર ૫૨૦૫ તા૦ ૨૫ જુન સને ૧૮૮૫.)

૭. આ કાયદાની કલમ ૪૮, ૬૧, ૬૫ તથા ૬૬ મુજબ વિશેષ આકાર અને દંડની સારૂં આપ્યુંછે. આ પત્રક દુમાલા નહી હોય એવી જમીન વગર પરવાનગીથી કબજે કરી ખેતીનાજ કામસારૂ આકાર ઠરાવેલી જમીન પરવાનગીથી પણ ખેતી શિવાય બીજા કામ-થએલી રૂલ પ્રમાણે લેવાની દંડની રકમ શી રીતે આકારવી તે બતાવે છે.

| દુમાલા નહી હોય એવી કોઇ જમીન ઊપર ફકત ખેતીનો આકાર ઠરેલો હશે અથવા ખેતીના કામસારૂ ધારણકરેલી હશે તેવી જમીન જ્યારે ખેતીનો સંબંધ ન હોય એવા કામે ખાતાદારે વાપરી હશેતો. | | | | |
|---|---|---|---|---|
| પરવાનગીથી. | | | | બીન પરવાનગી થી |
| કાયદાની કલમ ૬૫ મુજબ લેવા લાયક દંડ. | | | | કાયદાની કલમ ૬૬ મુજબ લેવાલાયક દંડ |
| દંડની રકમ ઠરાવવા સારૂ કમીશનરોએ પોત-પોતાના ભાગમાંહેના ગામો, તથા કસ્બાએ શહેરોના રૂલ ૬૬ મુજબ વર્ગ પાડેલા છે. | આ પ્રમાણે વાપરેલી જમીનનો આકાર કાયદાની કલમ ૪૮ ના બીજા પારેગ્રાફના ઠરાવ મુજબ રૂલ ૫૬ માં નકી કરેલા દર પ્રમાણે ફેરવવામાં આવશે એટલે નીચેના કોષ્ટકમાંથી જે જાદે હશે તે. દર એકરે રૂ.——લેખે. | આ પ્રમાણે વાપરેલી જમીનનો આકાર કાયદાની કલમ ૪૮ ના બીજા પારેગ્રાફના ઠરાવ મુજબ રૂલ ૫૬ માં નકી કરેલા દર પ્રમાણે ફેરવવામાં આવશે એટલે નીચેના કોષ્ટકમાંથી જે જાદે હશે તે. ખેતી સારૂ ઠરાવેલા આકારના પટ. | રૂલ ૫૬ પ્રમાણે ફેરવેલા આકાર (શિવાય સાચ-વણી રીતે નીચેના દરપ્રમાણે દંડ લેવામાં આવશે. (રૂલ ૬૭ જુઓ) (વિશેષ કામમાં પહેલા વર્ષનો દરશી વખતે નહી હોય તેટલી કોઈ રકમનો દંડ લેવાતો હુકમ કલેક્ટર કરી શકે. | કલેક્ટર પોતાને વાજબી લાગે તેટલો દંડ-વશે પરંતુ કાયદાની કલમ ૬૬ થી ઠ-જેટલો ઠરાવી શકે તેના પાંચગણાથી વધારે નહી એટલે નીચે બતાવેલી રકમ કરતા વધારે નહી. (રૂલ ૬૮ જુઓ). |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ લો. | રૂ. ૧૦—૦—૦ | દસપટ | રૂ. ૨૫૦ | રૂ. ૧,૨૫૦ |
| ૨ જો. | „ ૫—૦—૦ | પાચપટ | „ ૧૫૦ | „ ૭૫૦ |
| ૩ જો. | „ ૨—૦—૦ | તીપટ | „ ૧૦૦ | „ ૫૦૦ |
| ૪ થો. | „ ૧—૦—૦ | દુપટ | „ ૫૦ | „ ૨૫૦ |
| ૫ મો. | સાધારણ રીતે આકારમાં ફેર-ફાર કરવામાં નહી આવે. | | સાધારણ રીતે દંડ લેવામાં નહી આવે. | |

રકમ ગણુવામાં વારંવાર ચુકો થાય છે માટે નીચે બતાવેલું પત્રક તે વાતના ખુલાસા
હોય, અથવા ઊપયોગમાં લીધી હોય, તે બાબત, તેમજ દુમાલા નહી હોય એવી
માં વાપરી હોય તો તે બદલ, વિશેષ આકારની તથા કાયદા તથા તે ઉપર

---

કોઇપણ શખસ કાંઇ વિશેષ કારણુસાર જુદી કાહાડી રાંખેલી જમીન અથવા દુમાલા નહી હોય તેવી પડતર જમીન બીનપરવાનગીથી કબજે કરશે તો.

---

(કલમ ૬૧ મુજબ લેવા લાયક દંડ)

| જો તે ખેતી શિવાય બીજા કામે વાપરી હશે તો. | જો ખેડવાના કામમાં લીધી હોય તો. | |
|---|---|---|
| કાયદાની કલમ ૪૮ અને ૬૬ મુજબ વસૂલ લેવા લાયક રકમના દુપટ દંડ આપવા પાત્ર થશે. (એટલે પાચમાં આસનમાં બતાવેલી રકમના દુપટ.) | જો તે જમીન આકાર ઠરેલા સર્વે નંબરનો ભાગ હોય તો તેના કબજાની આખી મુદત સારૂ તે આખા નંબરનો આકાર ભરવાને પાત્ર થશે અથવા | જો જમીનનો આકાર ઠરેલો નહી હશે તો તેજ ગામમાં તેટલાજ ક્ષેત્રફળની તેવાજ પ્રકારની તેવાજ કામમાં વાપરેલી જમીન ઊપર આકારની જે રકમ વસૂલ લેવઈ શકાશે તેટલી રકમ ભરવાને પાત્ર થશે. |
| ૬ | ૭ | |
| રૂ. ૨,૫૦૦<br>„ ૧,૫૦૦<br>„ ૧,૦૦૦<br>„ ૫૦૦ | અને વલી રૂ. ૫ થી વધારે નહી હોય તેવી કોઇપણ રકમ કલેકટરની નજરમાં આવે તેટલો દંડ અથવા તેણે એક વરસમાં ભરવાનો આકાર જો પાંચ રૂપીઆથી જાદે હોય તો તે રકમના દશપટ આકાર ભરવાને પાત્ર થશે. | |

**૬૨.** ખેડવાની પરવાનગી ૬૦ મી કલમપ્રમાણે આપવાની અગાઉ ખાતાં બદ્દલ ફલાણી કીંમત દાખલ પૈસા માગવાનો અથવા ખાતાંનો હક્ક લિલામ કરીને વેચવાનો તથા જે શરતો યોગ્ય લાગે તે શરતો ખાતાના હક્કને જોડવાનો અધિકાર ગવરનર ઈનિ કૌંસિલ વખતે વખતે જે હુકમ કરશે તે હુકમને અનુસરીને કલેકટરને છે.

ખાતાંના હક્કની કીંમતમાં ૪૦ મી કલમના ઠરાવપ્રમાણે જે ઝાડો ખસૂસ રાખી મુકેલાં નહીં હોય તે સઘળાં ઝાડો ઉપરનાં સરકારના હક્કની કીંમત આવે છે એમ સમજવૂ. અને ખાતાંના હક્કની કીંમત જમીનમેહેસૂલની બાકીપ્રમાણે વસૂલ કરવાનો અધિકાર છે એમ સમજવૂ.

**૬૩.** જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદાપ્રમાણે સરકારનો હક્ક જે કોઈ ભાઠાની જમીન ઉપર હશે તે જમીનનું ખાતું સરકારનાં મેહેસૂલના ફાયદા તરફ યોગ્ય લક્ષ આપીએ તોપણ જાથુને વાસ્તે વેચવાને હરકત નથી એવું કલેકટરને લાગે ત્યારે તેણે, તે જમીનનું ખાતું લેવાનો અધિકાર સદહૂ પ્રકારની ભાઠાની જમીન જે કાંઠાઉપર અથવા કિનારાઉપર થઇ હોય તે કાંઠાનો અથવા કિનારાનો ખાતાંદાર હોય તો પ્રથમ તેને લેવાનું કેહેવું જોઇયે.

ઉપર લખ્યા પ્રમાણે જે ખાતું આપવાને કાહાડયું હશે તેની કીંમત, જે જમીનનુ ખાતું આપવાને કાહાડયું હશે તે જમીનના વાર્ષિક ધારાના ત્રણ ઘણાકર્તાં વધારે હોવી નહી જોઇયે.

સદહૂ ખાતાંદાર તે ખાતું લેવાની ના કેહે તો તેની કીંમતબાબત કાંઇ મર્યાદા ન રાખતાં તેની વ્યવસ્થા કરવાનો અધિકાર કલેકટરને ઉપરની છેલ્લી કલમપ્રમાણે છે.

**૬૪.** જ્યારે ભાઠાની જમીન કોઇ કાંઠાઉપર અથવા કિનારાઉપર થાય ત્યારે તે કાંઠાનો અથવા કિનારાનો ખાતાંદાર હોય તો તે ખાતાંદારને તે ભાઠાની જમીનનું ક્ષેત્રફળ અડધા એકરના કર્તાં વધારે ન હોય તો અથવા વધારે થાય ત્યાંહાંસુધી અને તે ખાતાંદારની ધારણ કરેલી જમીનનાં ક્ષેત્રફળના એક દશાંશના કર્તાં વધારે ન હોય તો અથવા વધારે થાય ત્યાંહાંસુધી તે ભાઠાની જમીનનો થોડી મુદ્દતસુધી ઉપયોગ કરવાનો તથા તે ખેડવાનો હક્ક છે. ભાઠાની જમીનનું ક્ષેત્રફળ સદહૂ પરિમાણના કર્તાં વધારે થાય ત્યારે ઉપરની છેલ્લી કલમના ઠરાવોને અનુસરીને તેની વ્યવસ્થા કરવાનું કલેકટરની પાસે રેહેશે.

આ કલમમાંહેના "ધારણકરેલી જમીન" આ શબ્દોનો અર્થ જે સર્વે નંબરઉપર અથવા જમીનના કોઈ વિભાગઉપર જુદોજ અથવા સામટો આકાર ઠરાવ્યો હશે તે સર્વે નંબર અથવા જમીનનો તે ભાગ એવો સમજવો.

## ખાતાંદારના હક્ક.

**૬૫.** ખેતીનાં કામમાં લગાડેલી જમીનના ખાતાંદારને પોતાને તથા તેના નોકરની તથા ખેડુતની તથા મુખત્યારની તથા બીજા કાયદાસર વારસ વકીલની મારફત ખેતીનાં કામસંબંધી ઇમારત અથવા કુવા અથવા તળાવ બાંધવાનો અથવા તે જમીનની વધારે સારીરીતે ખેતી થવાસારૂ અથવા સદહૂ કામસારૂ તેનો વધારે સગવડ ભરેલીરીતે ભોગવટો કરી શકાય એટલાસારૂ તેનીઉપર બીજા કાંઇ સુધારા કરવાનો હક્ક છે.

પણ કોઈપણ ખાતાંદારે ધારણકરેલી જમીન અથવા તેનો કાંઇ ભાગ બીજાં કાંઇ કામમાં વાપરવાની તે ખાતાંદારની ઇચ્છા હશે તો, નોંધેલા ખાતાંદારે કલેકટરની પરવાન-

ગીસારૂ પ્રથમ અરજી કરવી જોઇયે. તેવી અરજી પોહોંચ્યાપછી કલેકટરે તે પોહોંચ્યાની લખેલી પોંહોંચ અરજદારને તાબડતોબ આપવી જોઇયે. અને ચોકશી કર્યાપછી તે અરજી મંજુર અથવા ના મંજુર કરવાનો અધિકાર કલેક્ટરને છે; પણ સદહૂ પોંહોંચની તારીખથી ત્રણ મહિનાની અંદર અરજદારને કાંઈ જવાબ ન મળે તો કલેકટરે પરવાનગી આપી એમ સમજવૂં. વિશેષ પ્રસંગે કલેકટરે બીજીરીતે ફરમાવ્યું ન હોય તો સદહૂપ્રકારની કોઇ અરજી નોંધેલા ખાતાંદારે કરેલી હોયાવગર તે ધ્યાનમાં લેવી નહીં.

સદહૂપ્રકારની કાંઇ જમીન ખેતીને લાગતું વળગતું ન હોય તેવાં કોઈ કાંમમાં સદહૂ પ્રમાણે વાપરી હોય ત્યારે ૪૮ મી કલમના ઠરાવપ્રમાણે જે કોઈ નવો ધારો લેવનો અધિકાર હોય તે શિવાય વળી નજરાણું માગવાનો અધિકાર કલેકટરને સરકારના સામાન્ય હુકમને અનુસરીને છે.

## ટિકા.—કલમ ૬૫ દુમાલા જમીન ધારણ કરનારને લાગુ નથી.

આ કાયદાની કલમ ૩ રકમ ૧૬ મા આપેલી વ્યાખ્યા મુજબ "ખાતાદાર" શબ્દમા દુમાલા જમોન ધારણ કરનારનો સમાસ થતો નથી માટે તેઓને કલમ ૬૫ મુજબ પરવાનગી માગવાની જરૂર નથી. (સ. ઠ. નંબર ૪૧૪૮ તા૦ ૨૩ મે સને ૧૮૮૫.)

૨. આ કલમ મુજબ દંડ ઠરાવવાની બાબતમા કલમ ૬૧ નીચે આપેલું પત્રક જુઓ.

**૬૬.** સદહૂપ્રકારની કોઇ જમીન કલેકટરની પરવાનગી પ્રથમ લીધાવગર અથવા ઊપર કહેલી પોંહોંચની તારીખથી ત્રણ મહિના થવાની અગાઊ સદહૂપ્રમાણે કામમાં વાપરશે તો ખાતાંદારને તથા કોઈ ખેડુતને અથવા તેના પેટામાં અથવા તેની વિદ્યમાન (જમીન) ધારણકરનાર બીજા માણસને સદહૂપ્રમાણે કામમાં વાપરેલી જમીનમાંથી તથા તે જમીન જે ખેતરનો અથવા સર્વે નંબરનો ભાગ હોય તે આખા ખેતરમાંથી અથવા સર્વે નંબરમાંથી સંક્ષેપરીતે કામ ચલાવીને કલેકટર કાહાડી મુકી શકશે; અને નોંધેલો ખાતાંદાર, જે મુદ્દત સુધી સદહૂ જમીનનો સદહૂપ્રમાણે ઉપભોગ કર્યો હશે તે મુદ્દતનો ૪૮ મી કલમના ઠરાવ પ્રમાણે જે નવો ધારો લેવાનો અધિકાર હોય તે નવા ધારાશિવાય વળી સરકારના સામાન્ય હુકમને અનુસરીને જે દંડ લેવાનું કલેકટર ફરમાવે તે દંડ આપવાને પણ પાત્ર થશે.

જે કોઇ સહખાતાંદાર અથવા કોઇ ખાતાંદારનો જે ખેડુત અથવા ખાતાંદારના પેટામાં અથવા તેની વિદ્યમાન (જમીન) ધારણકરનાર જે બીજું કોઈ માણસ નોંધેલા ખાતાંદારનાં અનુમતવગર સદહૂપ્રકારની કાંઈ જમીન સદહૂપ્રકારનાં કાંઈ કામમાં વાપરશે અને તેથીકરીને સદહૂનોંધેલા ખાતાદારને સદહૂ દંડને પાત્ર કરશે તે, નુકસાનબદ્દલ સદહૂ નોંધેલા ખાતાંદારનો જવાબદાર થશે.

**ટિકા**—૧. આ કલમ મુજબ દંડ કરવાની બાબતમાં કલમ ૬૧ નીચે આપેલુ પત્રક જુઓ.

## આ કાયદો મંજુર થયા પછી મકાન બાંધવાસારૂ જમીન મળવા કરેલી અરજી વિશે.

૨. મુંબઇનો આકટ ૧૮૬૫ નો ૧ લો તથા ૧૮૬૮ નો ૪ થો જમીન મેહેસૂલના કાયદાથી રદ થવાથી તેકાયદો મંજુર થયા પછી મકાણ બાંધવાના ઉપયોગસારૂ જમીન મળવાની પરવાનગી મળવા વિશે કરેલી અરજીનો નીકાલ તે કાયદા તથા તે ઉપર થએલી રૂલ પ્રમાણે કરવો જોઇએ. કંઈ રદ્દ થએલા કાયદા તથા તે ઉપર થએલી રૂલ પ્રમાણે કરવાનો નથી. (સ. ઠ. નંબર ૭૮૩૧ તા૦ ૮ નવેંમબર ૧૮૮૨ અને નંબર ૮૪૮૬ તા૦ ૪ ડીસંબર સને ૧૮૮૨.)

## "ખાતાદાર" "સહુખાતાદાર" અને "નોંધેલા ખાતાદાર"ની વ્યાપ્તિ.

૩. કલમ ૬૬ મા "ખાતાદાર" શબ્દ વાપરેલાછે તેમાં નોંધેલા ખાતાદારનો સમાસ થાયછે. જો નોંધેલો ખાતાદાર આખા ખાતાનો પોતે એકલોજ ખાતાદાર હોય તો તે શબ્દ તેને એકલા-નેજ લાગુ પડે છે. જો નોંધેલા ખાતાદારની સાથે બીજા સહખાતાદારો હોયતો તે શબ્દ તેને તથા તેઓનેપણ લાગુ પડેછે. કારણ એક વચનમાં બહુ વચનનો સમાસ થાય છે. (સ. ઠ. નંબર ૩૫૪૩ તા૦ ૨ મે ૧૮૮૪.)

૬૭. સરકાર તથા નોંધેલા ખાતાંદારની દરમિયાન જે શરતો ઠરશે તે શરતોથી ઉપર કહેલી પરવાનગી વિશેષપ્રસંગે આપવાની, ઉપરની છેલ્લી બે કલમના કાંઇપિણ ઠરાવઉપરથી મના છે એમ સમજવું નહીં.

૬૮. ખાતાંદારને તેની જમીનનો ઉપયોગ કરવાનો તથા તે ખેડવાનો હક્ક, તે ખાતાંનો હક્ક ફલાણી મુદ્દતસુધી રેહેશે એવી મુદ્દતની મર્યાદા ઠરાવેલી હોય તો તે મુદ્દતસુધી, અથવા મુદ્દતની મર્યાદા ઠરાવી નહીં હોય અથવા સર્વેસેટલમેંટ તે જમીનને લાગૂ કર્યૂં હોય તે જાતુનો છે એમ સમજવું; પણ એવી શરતે કે આ આકટના અથવા આ આકટપ્રમાણે કરેલી કાંઇ કાનુનના ઠરાવપ્રમાણે અથવા બીજો કોઇ કાયદો તે વખતે ચાલૂ હોય તો તે બીજા કાયદાપ્રમાણે તે જમીનબાબત જમીનમેહેસૂલની જે રકમ દેણી હશે તે તે આપ્યા કરશે તો અને તેનાં ખાતાંને બીજી કાંઇ બંધી કાયદાસરરીતે જોડેલી હશે તે પુરી કર્યા કરશે તો.

૬૯. દુમાલા નહીં હોય તેવી સઘળી જમીનમાંની ખાણ ઉપરનો તથા ખનીજ ઊત્પન્ન ઊપરનો સરકારનો હક્ક ખસૂસ રાખી મુકયો છે, અને ખસૂસ રાખી મુકયો છે એવું આ કલમ ઊપરથી ફરમાવ્યું છે.

માત્ર એવું ઠરાવ્યું છે કે સદર્હૂપ્રકારની જમીનના કોઇ ખાતાંદારને સદર્હૂપ્રકારની ખાણ-ઊપર અથવા ખનીજ ઊત્પન્નઊપર કાંઇપિણ હક્ક હાલમાં હશે તેઓને આ કલમના કોઇપણ ઠરાવઉપરથી બાધ આવે છે એવું સમજવું નહીં.

## દુમાલા ગામો અથવા જમીનો માંહેની ખાણોઊપરના હક વીશે.

આ કલમ દુમાલા નહી હોય તેવી બધી જમીનોને લાગુછે તેથી તેવી જમીનો સંબંધી પટા અગર કબુલાતોમા ખાણો તથા ખનીજપદાર્થ ઊપર સરકારનો હક્ક ખાસ રાખી મુકયો છે એ અર્થની શરત લખી લેવાની જરૂર નથી. તોપણ એવી જમીન જ્યારે કોઈ શખસની માલ-કીની એવી રીતે કરી આપવામાં આવે કે જેથી તે આ કાયદાની કલમ ૩ ની રકમ ૧૯ ની વ્યાખ્યા પ્રમાણે દુમાલા થઈ જાય તે વખત તે જમીનમાંના ખુનીજપદાર્થ ઊપર સરકારના, અને સરકાર તરફથી જેને એવી બાબતમા અધિકાર સોંપવામાં આવે તેના હક્ક ખસુસ રાખી મુકવા જોઇએ કારણકે એવી બાબતમાં આ કલમ લાગુ પડે નહીં. (સ. ઠ. નંબર ૬૬૬૮ તા૦ ૧૫ ડીસંબર સને ૧૮૭૯.)

૭૦. જો અધિકારવાળી કોર્ટ હુકમનામું અથવા હુકમ કરીને એવું ઠરાવે કે ખાતાંદાર બીજાં કોઇ માણુસના પેટામાંનો કનિષ્ટ ધારણકરનારો છે, અથવા ખાતાંનો હક્ક બીજાં કોઇ માણુસનો છે તો, અથવા જો સદર્હૂપ્રકારનું હુકમનામું અથવા હુકમ બજાવ્યાથી ખા-તાંદારની જમીનમાંનો હક્કસંબંધ વેચીને અથવા બીજીરીતે બીજાં માણુસને પ્રાપ્ત કરી

આપ્યો હશે તો, તે બીજાં માણસે તે હુકમનામાની અથવા હુકમની દાખલાવાળી નકલ અથવા વેચાણબાબત કોર્ટનું સર્ટિફિકેટ અથવા બીજાને પ્રાપ્ત કરી આપ્યાનો દાખલો હાજર કરે તો તે બીજો માણસ ખાતાંદાર છે એમ સમજવું જોઇયે, અને તે પ્રમાણે તેની સાથે વહિવટ કરવો જોઇયે. અને નોંધેલા ખાતાંદારનું નામ નોંધ્યું હોય તે નોધમાં પ્રસંગને અનુસરીને જે ફેરફાર કરવાની જરૂર હોય તે કરવાબાબત કલેકટરને લખેલી અરજી કરી હોય તો તે ફેરફાર કરવો જોઇયે.

**ટિકા.—જયારે કોર્ટના હુકમનામાથી જમીનનો હક્ક બીજાને પ્રાપ્ત થયો હોય ત્યારે પરિશિષ્ટ (ડ) મુજબ નવુ ખત કરી લેવાની જરૂર નથી.**

કોર્ટના હુકુમનામાથી ખાતુ એક શખસના નામ ઉપરથી બીજાના નામ ઉપર ચઢાવવામાં આવે છે તે કામમાં તથા ખાતાદારના મોતને લીધે નામનો ફેરફાર કરવામાં આવેછે તે કામમાં નવા નોંધેલા ખાતાદારને જેની જગોએ તેનુ નામ દાખલ થયું હોય તેની સ્થિતિ અને જવાબદારીઓ પ્રાપ્ત થાયછે અને તેથી તેની પાસેથી પરિશિષ્ટ (ડ) મુજબ ખત લખી લેવાની જરૂર નથી. (સ. ઠ. નંબર ૨૬૦૦ તા૦ ૩૧ માર્ચ સને ૧૮૮૩.)

૭૧. નોંધેલો ખાતાંદાર મરણ પામ્યો હોય તો તેના વડીલ છોકરાનું અથવા જે બીજો માણસ તેનો વારસ છે એવું દેખાતું હોય તે બીજાં માણસનું અથવા તેના વારસોપૈકી જે મુખ્ય હોય તેનુ નામ મૈયત ખાતાંદારનાં નામનેબદલે કલેકટરે નોંધાવવું જોઇયે અને પછી સદર્‌હુ વારસ નોંધેલો ખાતાંદારછે એમ સમજવું જોઇયે. અને તે પ્રમાણે તેની સાથે ઉપરના છેલ્લી કલમના ઠરાવને અનુસરીને વહિવટ કરવો જોઇયે.

પણ કલેકટરે જે માણસનું નામ નોંધવાવિશે હુકમ કર્યો છે તે માણસની અગાઉ નોંધેલો ખાતાંદાર થવાનો મ્હને હક્ક છે એવી કલેકટરની ખાત્રી કોઇ માણસ હરકોઇ વખતે વારસાનુ સર્ટિફિકેટ અથવા અધિકારવાળી કોર્ટનું હુકમનામું અથવા હુકમ હાજર કરીને કરેતો કલેકટરે સરકારી દફતરમાં કરેલી નોંધ તેપ્રમાણે દુરસ્ત કરાવવી જોઇયે.

**ટિકા.—આ કલમમાં બયાન કરેલો અધિકાર ઈનામદારને પોતાના ઈનામી ગામમા ચલાવવાને હરકત નથી.**

ઇનામી ગામમાંનો કોઈ ખાતાદાર મરી જાયતો તેના વારસનુ નામ તે ખાતામાં દાખલ કરવાનો અધિકાર તે ગામનો ધારણકરનાર ચલાવેતો તેમાં કાયદાસર કંઈ હરકત છે એમ જણાતું નથી. (સ. ઠ. નંબર ૧૦૧૪ તા૦ ૧૩ ફેબ્રુવારી સને ૧૮૮૨.)

**વારસાની રૂઈએ નામ દાખલ થવાનો હક્ક હોય એવા શખસે નામ દાખલ કરવા અરજ કરવા બાબત.**

૧. કોઇ ઇનામ અથવા ખાલસા ધારણકરેલી જમીન ઊપર વારસાની રૂઇએ નામ દાખલ થવાનો કોઈ શખસ દાવો રાખતો હોય પણ તે બાબતમાં નમુના પ્રમાણે કરવાની અરજીઉપર જે સ્ટાંપ જોઇતો હોય તે આપવાને તે અસમર્થછે એવો પુરતો પુરાવો હોય તો એવા કામમાં મરણપામનાર શખસને બદલે પોતાના આફીસના દફતરમાં કોનુ નામ દાખલ કરવુ તે બાબત ચોકસી કરીને નિર્ણય કરવા અધિકાર પ્રાપ્ત થવાસારૂ મામલેદાર તરફ મરનારના વારસતરફથી અરજી અવશ્ય આવવીજ જોઇએ એમ કંઈ નથી. તેવા કામમાં જો મામલેદાર પોતાની મેળે ચોકસી શરૂ કરે, અને જરૂર હોયતો

બાકી થનાર અરજદારની જબાની લે તો કંઈ ગેરકાયદાસર થયુ એમ ગણાય નહી (સ. ઠ. નંબર ૫૭૧૨ તા૦ ૨ આગષ્ટ સને ૧૮૮૩.)

૭૨. જો કોઇ ખાતાંદાર, જે હિંદુ અથવા મુસલમાન અથવા બૌદ્ધ હોય તે મૃત્યુપત્ર કર્યાવગર તથા મહશૂર વારસવગર મરણપામે તો તે ખાતાંદારનું ખાતું, કલેકટરે આ આકટના ઠરાવને અનુસરીને અથવા સરકાર દાખલ થયલાં ખાતાં જમીનમેહેસૂલ વસૂલ કરવા સારૂ વેચવાબાબત તે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવોને અનુસરીને વેચવું જોઇયે. અને મૃત્યુપત્ર કર્યાવગર તથા મહશૂર વારસવગર મરણ પામનાર હિંદુની અથવા મુસલમાનની અથવા બૌદ્ધની માલ મિલકતબાબત જે કાયદો તે વખતે અમલમાં હોય તે સદહૂ ખાતાંને લાગૂછે એમ સમજવૂં નહીં. પણ મૈયતની પાસે સરકારની જમીનમેહેસૂલની બાકી લેણી હશે તે સઘળી બાકી તથા સદહૂ વેચાણનો સઘળો ખરચ સદહૂ વેચાણની ઉપજમાંથી બાદકરીને જે બાકીની ઉપજ રેહેશે તેને માત્ર તે કાયદો લાગૂ છે એમ સમજવૂં.

## ટિકા.—કોઈ શખસ મૃત્યુલેખ કર્યા વગર મરીજાય તો તેના ખાતાની વ્યવસ્થા કરવા બાબત.

૧. કલમ ૭૨ નો હેતુ એવો છે કે કોઇ ખાતાદાર મૃત્યુલેખ કર્યાવગર મરીજાય તો તેહેના ખાતાની વ્યવસ્થા કરવાનો, તથા તે ખાતાનુ વેચાણ કરીને સરકારની કંઇ બાકી હોય તે વસૂલ થતા સુધી મૃત્યુલેખ કર્યા વગર મરનારની મિલકતની વ્યવસ્થા કરવા સંબંધીના કાયદાનો અમલ બંધ રાખવાનો અધિકાર કલેકટરને આપવો. સદહૂપ્રમાણે વ્યવસ્થા થઇ રહ્યાપછી તે મિલકતની, તે સબંધીના કાયદા મુજબ વ્યવસ્થા કરી શકાશે.

કલમ ૭૨ માં વાપરેલા "ખાતાદાર" એ શબ્દનો અર્થ એકસરખી રીતે નોંધેલો ખાતાદાર એમ સમજવામાં આવેતો, અને જો કલમ ૭૨ ના કારણોસારૂ કલેકટર નોંધેલા ખાતાદાર શિવાય બીજા કોઇને માન્ય નહી કરેતો હરવખત ઘણી સખતાઇ થશે એમ ખુલું દેખાય છે.

કલમ ૭૨ માં વાપરેલી "ખાતાદાર" એ સંજ્ઞા એકલા નોંધેલા ખાતાદારનેજ નહી પણ બધાએ ખાતાદારોને સામાન્ય રીતે લાગુ પડે છે અને નોંધેલો ખાતાદાર મૃત્યુલેખ કર્યા વગર મરી ગયો હોય તે કામમાં જ્યાંહાસુધી કાયદેસર કબજેદારને તે ખાતું પ્રાપ્ત થયું છે કે નહી એવી ચોકસી થઇ ન હોય ત્યાંહાસુધી કલમ ૭૨ મુજબ અમલ કરવા પુરતુ કારણછે એમ સમજવુ નહી.

'ખાતાદાર' એ સંજ્ઞા સામાન્ય અર્થે લેવી જોઇએ. અને જો એવું યાદ રાખવામાં આવે કે આ કલમનો હેતુ ફકત એટલોજ છે કે જ્યારે અમૃત્યુલેખ મરનાર શખસની મિલકત કોઇ "ખાતું" હોય ત્યારે તેવી મિલકત સંબંધી તે વખતે જે કાયદો અમલમાં હશે તે પ્રમાણે તજવીજ કરવાની પેહેલા તે ખાતાંઉપર સરકારનુ જે લેહેણું બાકી હોય તે વસૂલ કરવાની કલેકટરને તક મળે તો તે સંજ્ઞાનો અર્થ તે પ્રમાણે સમજવાને કંઇ હરકત નથી. અને પછી આ કલમ મુજબ કામ ચલાવતા પેહેલાં પેહેલવેહેલી દેખીતી તજવીજ કરવાની એજ કે, તે ખાતું અમૃત્યુલેખ મરનારનું છે કે શીરીતે એ નક્કી કરવુ જોઇએ, પછી તે નોંધેલા ખાતાદારનુ હોય કે વગર નોંધેલા ખાતાદારનુ તોપણ. (સરકારનો ઠરાવ નંબર ૨૭૧૧ તા૦ ૨૬ એપ્રલ ૧૮૮૨.)

**૨. કલમ ૭૯ ના છેલા ભાગ પ્રમાણે મરનાર ખાતાદારના ખરીદદારને (તેનું નામ દફ્તરે દાખલ થયુ નહી હોયતો?) કબુલ રાખવા કલેકટર બંધાએલો નથી.**

કલમ ૭૯ ખસુસ કરીને એટલામાંટેજ કાયદામાં દાખલ કરેલી છે કે કલેકટરના દફ્તરમાં નામનો મોબદલો થવાની પુરી અવશ્યકતા છે એમ ખાતાનો હક્ક અદલ બદલ કરનારા પક્ષકારોની સમજમાં આવે, અને તેથી એન વખતે જેનુ નામ દફ્તરમાં દાખલ હોય તેજ ખરો ખાતાદાર છે એવું હમેશ માલુમ પડી આવે; આ ઠરાવની અને તે અક્ષરશ: અમલમાં લાવવાની એટલીબધી અવશ્યકતા છે કે કંઇ અપવાદના કારણ શિવાય તે પળાવ્યા વગર ચલાવી લેવુ નહી. (સરકારનો ઠરાવ નંબર ૩૧૦૨ તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૮૨.)

૩. જમીન મેહેસૂલના કાયદાની ૭૨ મી કલમનો હેતુ અને અર્થ વિશે મિસ્તર ફ્રોસ્ટ સાહેબે જે અભિપ્રાય આપેલો છે (અને જે સરકારના ઠરાવ નંબર ૨૭૧૧ તા૦ ૨૬ એપ્રીલ સને ૧૮૮૨ માં નમુદ કરેલો છે) તે બરાબર છે. અને તે પ્રમાણે "ખાતાદાર" એ શબ્દ જે તે કલમમાં વાપર્યો છે તેનો અર્થ કલમ ૩ની રકમ ૧૬ માં આપ્યા મુજબ સામાન્ય અર્થે લેવો જોઇએ, એકલો નોંધેલો ખાતાદાર એમ સમજવો નહી. મહશૂર વારસો વગર તથા મૃત્યુલેખ કર્યાવગર જે શખસ મરી ગયો હોય તે જો ખાતાદાર હોય અને નોંધેલો ખાતાદાર ન હોય તોપણ તેની માલકી, હિત સંબંધ નોંધેલા ખાતાદારના હક્કને કોઇપણ રીતે અડચણ નહી કરતા કલેકટર વેચાણ કરશે. (સરકારનો ઠરાવ નંબર ૭૮૩ તા૦ ૨૭ જાનેવારી સને ૧૮૮૫.)

૪. કલમ ૭૨ મુજબ દરેક નવારશી ખાતા બાબતનો રીપોર્ટ કલેકટર તરફ કરવોજ જોઇએ એવો વિશેષ ઠરાવ કરવાની જરૂરછે કે શીરીતે તે બાબત ઉપર લીગલ રીમેંમ્બ્રન્સરનો નીચે જણાવેલો અભિપ્રાય સરકારે પોતાના ઠરાવ નંબર ૩૮૧૩ તા૦ ૧૩ મે સને ૧૮૮૫માં મંજુર રાખ્યો છે.

"ગામના પોલીસના (મુંબઇ સને ૧૮૬૭ ના ૮માં) કાયદાની કલમ ૧૯ પોલીસ પટેલને નવારસી મિલકત પોતાના તાબામાં લેઇ પોતે જે માજીસ્ત્રેટના તાબામાં હોય તેના તરફ પોતે કરેલી તજવીજનો રીપોર્ટ કરવાનું ફરમાવે છે. મૃત્યુલેખ કર્યાવગર તથા મહશૂર વારસો વગર મરી જનારની મિલકત આ કલમના અર્થ પ્રમાણે નવારસી છે. અને કોઇ મૃત્યુલેખ કર્યાવગર મરી જનાર જંગમ મિલકત શિવાય કંઇ જમીન મુકી ગયો હોય તો તે બાબતમાં તપાસ કરવાથી માજીસ્ત્રેટને તુરત જણાઇ આવે કે મરનારો "ખાતાદાર" હતો કે કેમ, અને તે સબબથી જમીન મેહેસૂલના કાયદાની કલમ ૭૨ મુજબ કલેકટરે તે જમીન સંબંધી કામચલાવવું જોઇએ કે કેમ. વહિવટ જો જોઇએ તો તે ઉપરથી મને એમ લાગેછે કે મૃત્યુલેખ કર્યાવગર મરનાર શખસની મિલકત સંબંધી દરેક કામનો ગામની પોલીસના કાયદાની કલમ ૧૯ પ્રમાણે અથવા કોઇ બીજી રીતે વરિષ્ટ અધિકારી તરફ રીપોર્ટ કરવામાં આવેછે અને એવું કોઇપણ મહત્વનું કામ જાહેર થયા વગર રેહેતુ હોય એવો ભાગ્યેજ સંભવ રહેછે. કલેકટર તો ફકત જે કામ તેને જાહેર થાય તેનીજ તજવીજ કરી શકે, અને દરેક કામ કલેકટરને જાહેર કરવુંજ જોઇએ એ વિશે ખસુસ ઠરાવ કરવાની જરૂર છે એમ મને લાગતુ નથી. નોંધેલા નહી હોય એવા મૃત્યુલેખ કર્યા વગર તથા મહશૂર વારસો વગર મરનારા ખાતાદારોની સંખ્યાપણ કંઈ ઘણી હોવાનો સંભવ નથી."

## દુમાલા જમીનને કલમ ૭૨ ના ઠરાવ લાગુ નથી.

૫. "ખાતાદાર" એ શબ્દમાં દુમાલા જમીન ધારણ કરનારનો સમાસ થતો નથી માટે ધારણકરેલી દુમાલા જમીનના કામમાં આ કલમ પ્રમાણે કામ ચલાવવાનો કલેકટરે યત્ન કરવો નહીં. (સરકારનો ઠરાવ નંબર ૩૮૧૨ તા૦ ૧૩ મે સને ૧૮૮૫.)

**૭૩.** ખાતાંનો હક્ક ૫૯ મી કલમમાંહેના ઠરાવોને અથવા કાયદાના બીજા ઠરાવ હોય તે ઠરાવોને અનુસરીને વારસોની તરફ ચાલવાજોગ તથા બીજાને કરીઆપવાજોગ માલમિલકત છે એમ સમજવું, અને તે હક્ક ખાતાંદાર થવાબાબતની જે માણસની કબૂલાયત કલેકટરે સ્વીકારી હશે તે માણસની તરફ તાબડતોબ જશે.

## ખાતાંનું રાજીનામું આપવું.

**૭૪.** મામલતદારને અથવા મહાલકરીને લખેલી સૂચના આપીને કોઇ પણ ખાતાંદારને, પોતાનું ખાતું એમને એમ અથવા નામ દઇને કહેલાં કોઇ માણસને મળવાસારૂ રાજીનામું આપવાનો અધિકારછે. પણ એવું ઠરાવ્યુંછે કે સદર્હૂપ્રકારનું રાજીનામું આપવું તે, આખાં ખાતાંવિશે અથવા આખાં સર્વે નંબર વિશે અથવા સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગવિશે હોવું જોઇયે. એમને એમ મુકી દેવાસારૂ રાજીનામું આપવું હશે તે ચાલતી સાલ પુરી થયાથી અમલમાં આવેછે એમ સમજવું, અને એમને એમ મુકી દેવા સારૂ રાજીનામું આપવાની સૂચના, સદર્હૂપ્રકારની સાલના માર્ચ મહિનાની ૩૧ મી તારીખ અગાઉ, અથવા ગવરનર ઇન કોંસિલે આબાબત દરએક જીલ્હા સારૂ વખતે વખતે જે તારીખ ઠરાવી હોય તે તારિખની અગાઉ આપવી જોઇયે. નામ દઇને કહેલાં કોઈ માણસને મળવાસારૂ રાજીનામું આપવું એ હરકોઇ વખતે આપવાનો અધિકાર છે.

એક કરતાં વધારે ખાતાંદાર હોય ત્યારે રાજીનામાંની સૂચના નોંધેલા ખાતાંદારે આપવી જોઇએ. અને ખાતું કોઇએક માણસને મળવાસારૂ તે બાબતનું રાજીનામું આપ્યુંછે એમ હશે તો જે માણસને ખાતું મળવાનું તે માણસે, અથવા તે ખાતું એકથી વધારે માણસને મળવાસારૂ રાજીનામું આપ્યું છે એમ હશે તો તેઓમાં જે મુખ્ય હોય તેણે નોંધેલો ખાતાંદાર થવાસારૂ લખેલી કબુલાયત કરી આપવી જોઇયે, અને પછી તેનું નામ અગાઉના નોંધેલા ખાતાંદારનાં નાંમને બદલે દફતરમાં દાખલ કરવું જોઇયે.

## ટિકા.—સરવે સેટલમેંટ લાગુ કર્યુ નહી હોય તેવા દુમાલા ગામમાં ખાતાદારે આપેલા રાજીનામાને ક૦ ૭૪ નુ લાગુપણું.

૧. જ્યારે કોઈ દુમાલા ગામને સરવે સેટલમેંટ લાગુ થયુ નહી હોય ત્યારે તે ગામમાં કલમ ૭૪ નો, તેમજ દુમાલા નહી હોય તેવા ગામોના ખાતાંદારની જવાબદારીઓને તથા હક્કોને લાગુ પડે તેવી હરકોઇ કલમનો, અમલ લાગુ થતો નથી.

દુમાલા ગામને જ્યારે સરવે સેટલમેંટ લાગુ કર્યુ હોય ત્યારે ત્યાંહાના ખાતાદારોને કલમ ૭૪ લાગુ થશે અને જ્યાંહા સુધી કલમ ૮૮ (ઇ) મુજબ ઇનામદારને રાજીનામા લેવાનો અધિકાર (જે સેહજ અપાઇ શકાશે) આપવામાં આવ્યો નહી હોય ત્યાંહાસુધી રાજીનામા આપવાના તે મામલેદારને અથવા માહાલકરીનેજ આપવા જોઇએ. (સ. ઠ. નંબર ૩૪૩૫ તા૦ ૧૫ જુન સને ૧૮૮૧.)

## આ કલમમાં બયાન કરેલા અધિકાર ઈનામદાર ચલાવેતો તેમાં હાથ ઘાલયો નહી.

૨. પોતાના ઇનામીગામમાંહેની અથવા ધારણ કરેલી ઇનામ જમીન પૈકીની જમીન ખેડવા આપવાનો, અથવા જમીન છોડી દેવા વિશે આપેલો રાજીનામા લેવાનો, અધિકાર ઇનામદાર ચલાવે તો તેમાં હાથ ઘાલવાનો કાયદા કરનારી મંડળીનો હેતુ હોય એમ સરકાર ધારતા નથી. (સ. ઠ. નંબર ૫૬૩૦ તા૦ ૧ અકટોબર સને ૧૮૮૧.)

૩. ઠરાવ નંબર ૫૭૩૦ તા૦ ૧ અકટોબર સને ૧૮૮૧. એ નંબર ૩૪૩૯ તા૦ ૧૫ જુન સને ૧૮૮૧ ના ઠરાવથી ઉલટોછે એમ નથી. બેશક જ્યારે કોઇ દુમાલા ગામને સરવે સટલમેંટ લાગુ કર્યું હશે ત્યારે કલમ ૨૧૭ ના આધારે કલમ ૭૪ તો લાગુ કરવામા આવેછેજ. પણ કલમ ૮૮ (ઇ) મુજબ મામલેદારને બદલે ઇનામદારે રાજીનામા લેવાનો અધિકાર આપવા નામદાર ગવરનર ઇન કૌંસિલને અધિકાર પ્રાપ્ત થાયછે તેથી તે પ્રમાણે અધિકાર આપીને ઇનામદારના કામમાં હાથ ઘાલવાનું સામાન્ય રીતે ટાળવું જોઇએ એવો કાયદા બાંધનારનો નિ:સંશય હેતુ હતો એમ જણાયછે. (સ. ઠ. નંબર ૭૦૪૫ તા૦ ૨૩ નવેંમબર સને ૧૮૮૧.)

૪. દુમાલા ગામમાં રાજીનામા અને કબૂલાયત સંબંધી એમ કેહવું આવશ્ય છે કે તે નીચે લખેલા ત્રણપ્રકાર પૈકી એક પ્રકારમાં અપાય છે.

૧. એમને એમ જમીન મુકી દેવાનું રાજીનામુ (કલમ ૭૪)

૨. બીજા માણસને જમીન મળવા સારૂ આપેલુ રાજીનામુ અને તે માણસે આપેલી કબૂલાયત (કલમ ૭૪).

૩. નવી જમીન રાખનારે આપેલી કબૂલાયત (રૂલ ૩૨).

પ્રકાર ૧ તથા ૨ સંબંધી.

(અ) સરવે થઇ નહી હોય તેવા દુમાલા ગામમાં ઇનામદારે હાલસુધી જે અધિકાર ચલાવતા આવ્યા હોય તેજ પ્રમાણે ચલાવવાનુ તેઓએ જારી રાખવુ કેમકે એવા ગામને કલમ ૭૪ લાગુ નથી.

(બ) સરવે થઇ હોય તેવા દુમાલા ગામમાં જ્યાંહા આવશ્ય લાગે ત્યાંહા કલમ ૮૮ પ્રમાણે કલમ ૭૪ માં કહેલો અધિકાર બને તેટલે સુધી ઇનામદારને આપવો જોઇએ.

પ્રકાર ૩ સંબંધી.

કલમ ૬૦ દુમાલા જમીનને લાગુ નથી તેથી એવી કબૂલાયતના કામમાં ઇનામદારનો અધિકાર અબાધિત છે પછી તે ગામની સરવે થઇ હોય કે નહી તોપણ (સ. ઠ. નંબર ૯૫૯ તા૦ ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૮૨.)

## સગીરની વતી ખાતું મુકી દેવાનુ રાજીનામુ આપવા વિશે અથવા જમીન રાખવાની કબૂલાયત વિશે.

૫. દીવાના માણસ અથવા સગીરોના સગાવાહાલા અથવા સ્નેહીઓને જો તેઓને તે માણસની મિલકતના કાયદેસર વહિવટદાર નીમેલા ન હોય તો તેઓને તે દીવાના અથવા

સગીર માણસ વતી કાંઇપણ કામ કરવાનો અધિકાર નથી. અને તેથી એવા સગાવાહાલા અથવા સ્નેહીઓએ સદરહૂ માણસવતી આપેલા રાજીનામા અથવા કબુલાયતો લેવી એ કલેકટરને વ્યાજબી નથી. (સ. ઠ. નંબર ૭૦૭૪ તા૦ ૧૧ અકટોબર સને ૧૮૮૨.)

૬. સગીરે ધારણ કરેલી જમીન જે તે એમનેએમ છોડી દેવા ચાહે છે, તે બાબતમાં જો કલેકટરની એવી ખાત્રી થાય કે સદરહૂ જમીનનો ખાતાદાર સગીર હોવાથી જમીન મુકી દેવા રાજીનામુ આપવા પોતે લાયક નથી તથા તેની વતી કામ કરનારા કાયદેસર કોઇવાલી નથી એવી અડચણને લીધેજ તે પડતર રહેલી છે, અને જ્યારે તે સગીર લાયક થાય ત્યારે તે છોડી દેવાનો તેનો ઇરાદોછે, તો તે બાબતમાં સારો માર્ગ એ છે કે સદરહૂ જમીનના આકારની છુટ મુકવી. (સ. ઠ. નંબર ૨૪૦૭ તા૦ ૨૨ મારચ સને ૧૮૮૩.)

૭. ઉપરના ઠરાવ પ્રમાણે તજવીજ કરવામાં આવે તો સરકારને નુકસાન પોચવાનો સંભવ છે માટે એમ ઠરાવવામાં આવ્યુ છે કે જ્યારે કલેકટરને એમ જણાશે કે કોઇ સગીરની જમીન તેનો કોઈ કાયદાસર વાલી નહી હોવાથી પડતર રેહે છે તો તેણે (કલેકટરે) સિવિલ કોરટમાં તે સગીરની વતી આડમીનીસ્ટ્રેટર નીમવા વિશે અરજી કરવી; અને તે અરજી ઉપરથી કામચાલી જે માણસ નીમવામાં આવે તેની પાસેથી તે સગીરની જમીનનુ રાજીનામુ લેવુ. અને એ પ્રમાણે કરતા સુધી દરમીઆન જે ધારો લેવાનો બાકી રહયો હશે તેની છુટ મુકવી. (સ. ઠ. નંબર ૮૦૭૮ તા૦ ૫ અકટોબર સને ૧૮૮૫.)

## રાજીનામાની નોટીસ રજીસ્ટર કરવા વિશે.

૮. રજીસ્ટ્રેશનનો કાયદો સુધારવાની યોજના* ચાલે છે તેનો નિકાલ થાય ત્યાંહાસુધી રૂ ૧૦૦ તથા તેથી વધારે કિમતના ખાતાની રાજીનામાની નોટીસો રજીસ્ટર કરવીજ જોઇએ એવી સખતી કરવી નહી એમ કલેકટરોને ફરમાવવુ જોઇએ. (સ. ઠ. નંબર ૨૩૬૭ તા૦ ૧૯ મારચ સને ૧૮૮૫.)

**૭૫.** કેટલાંએક ખેતરો અથવા સર્વે નંબર એકંદર લેતાં તેઓનીઉપર એક ઉધડ રકમનો ધારો બેસાડયો હોય ત્યારે કલેકટરની અગાઉ મંજુરી લીધાવગર તે ખેતરોપૈકી અથવા સર્વે નંબરોપૈકી કોઇ એકનું અથવા વધારે ખેતરોનું અથવા સર્વે નંબરનું સદરહૂપ્રમાણે રાજીનામું આપવાનો અધિકાર ખાતાંદારને નથી, કલેકટરને પોતાની મંજુરી આપવાનો અથવા આપવાની ના કહેવાનો અધિકાર છે; તે મંજુરી આપે તો ખાતાંના ભાગ કરવા અને તેના દરએક ભાગે આપવાની જમીનમેહેસૂલની ફાળા પડતી રકમ કલેકટરે ઠરાવવી. અને અસલનો ખાતાંદાર અને તેણે પોતાનાં ખાતાંનો ભાગ જોકોઇને મળવાસારૂ રાજીનામું આપ્યું એવો કોઇ હશે તો તે માણસ પોત પોતાના ભાગઉપર જૂદૂં જૂદૂં આકારેલું મેહેસૂલ આપવવાને પાત્ર થશે.

**૭૬.** છેલ્લી બેઉ કલમના ઠરાવ બને તેટલા દુમાલા જમીન ધારણકરનારાઓને લાગૂ થશે. પણ એવું ઠરાવ્યું છે કે—

(અ.) ૪૯ મી કલમના પેહેલા પારેગ્રાફમાં કહેલા પ્રકારે સઘળી અથવા થોડી ધારાની માફીથી ધારણકરેલી કોઇ જમીનના કોઇ ભાગનો બદલીને ઠરા-

---

* રજીસ્ટ્રેશનનો કાયદો સુધારવા બાબતનો આકટ જે હવે પાસ થયો છે (સને ૧૮૮૬ નો ૭) તેની કલમ ૬ પ્રમાણે હવે આ કાયદાની કલમ ૭૪ તથા ૭૬ મુજબ આપેલી રાજીનામાની નોટીસો રજીસ્ટર કરવાની જરૂર નથી.

વેલો ધારો સદરહૂ કલમના ઠરાવપ્રમાણે ઠરાવવામાં આવે ત્યાંહાંસુધી તે ભાગનું સદરહૂપ્રમાણે રાજીનામું આપવાનો અધિકાર નથી, અને

(બ.) જે જમીનઉપર જે મેહેસૂલ સામાન્યરીતે લઈ શકાય તેનાકતાં વધારે મેહેસૂલ ૫૧ મી કલમમાં કહેલો પ્રકાર હોવાથી લેવામાં આવતું હશે તેવી જમીનનું કોઈ માણસ રાજીનામું આપે તો તે જમીનનીસાથે સઘળી અથવા થોડી ધારાની માફીવાળી જે બીજી જમીન ધારણ કરેલી હશે તેનુંપણ તેણે રાજીનામું આપ્યું એમ સમજવું.

**૭૭.** કોઇ માણસ જમીનનું રાજીનામું આપે તથા તે જમીનઉપર જવાનો માર્ગ તેણે પોતાની પાસે રાખેલી બીજી જમીનમાંથી હોય તો સદરહૂપ્રમાણે રાખેલી જમીનમાંથી જવાનો હક્ક, રાજીનામું આપેલી જમીનનો આગળ જે ધારણકરનારો થશે તેની તરફ ચાલશે.

**૭૮.** ૭૫ મી તથા ૭૬ મી કલમના કોઈ ઠરાવઉપરથી હેઠળ લખેલી વાતને બાધ આવેછે એમ સમજવું નહીં, એટલે—

(અ.) જે ગામની જમીનના મેહેસૂલબાબત સઘળા ભાગીઆ કાયદાપ્રમાણે અથવા ગામના ચાલપ્રમાણે એકત્ર જવાબદાર હશે તે ગામના કોઇ ભાગની જવાબદારીને, અથવા

(બ.) જે કોઈ પટાઉપરથી અથવા ખસૂસ કરેલા જે બીજા દસ્તાવેજઉપરથી સરકારમાંથી જમીન ધારણ કરી હશે અથવા હવેપછી ધારણ કરવામાં આવશે તે પટાની અથવા બીજા દસ્તાવેજની બંધીની અથવા શરતની યોગ્યતાને.

**૭૯.** નોંધેલો ખાતાંદાર અથવા દુમાલા જમીનનો ધારણ કરનાર, ખાતાંબદ્દલ અથવા ધારણકરેલી દુમાલા જમીન બદ્દલ જમીનમેહેસૂલ આપવાનું હશે તે બાબત, તથા ખાતાં બદ્દલ અથવા ધારણકરેલી દુમાલા જમીન બદ્દલ સરકારનાં જે બીજાં કાયદાસર લેણાં હશે તે સઘળાં લેણાં બાબત, ખાતાનું અથવા ધારણકરેલી દુમાલા જમીનનું રાજીનામું આપવામાં, અથવા તે બીજાં કોઈ માણસનાં નામઉપર કરીઆપવામાં, આ આકટના ઠરાવપૈકી કોઇ ઠરાવપ્રમાણે, આવે ત્યાંહાંસુધી જવાબદાર રેહેશે; અને ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીનના કોઇપણ ભાગઉપરના કાંઈ હક્ક, જો કોઈ માણસને સોંપ્યા હશે તો તે હક્ક આપ્યાની વાત મુલકી દફતરમાં પાછલા ઠરાવપ્રમાણે દાખલ ન થાય ત્યાંહાંસુધી, સદરહૂ માણસને કલેકટરે કબૂલ કરવોજ જોઇયે એમ સમજવું નહીં.*

## ખાતું સરકાર દાખલ ન થવા બાબતના ઈલાજ.

**૮૦.** ખાતાં બાબત જમીન મેહેસૂલ આપવાનું હોય તે, નોંધેલા ખાતાંદારે ન આપ્યાને લીધે ૫૬ મી કલમના ઠરાવપ્રમાણે અથવા જે વખતે જે બીજો કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવપ્રમાણે ખાતું સરકાર દાખલ ન થાય એટલામાટે જમીનમેહેસૂલની જે રકમો દેવી હોય તે સઘળી, સદરહૂપ્રકારના નોંધેલા ખાતાંદારની તરફથી આપવાનો અધિકાર કોઈ પણ સહખાતાદારને અથવા ખેડુતને અથવ

*કલમ ૭૨ નીચે આપેલી ટિકા જોવી.

ધરેણે રાખનારને અથવા ખાતું ચાલુ રેહેવામાં જે બીજાં માણસનો હક્કસંબંધ હશે તે બીજાં માણસને છે, અને તે રકમો લેવાનો અધિકાર કલેકટરને છે. અને સદર્હૂ પ્રકારને કોઇ પ્રસંગે જે માણસે જમીનમેહેસૂલ સદર્હૂ પ્રમાણે આપ્યું હશે તે માણસને, કોઇ ખેતરની અથવા સર્વે નંબરના ભાગની ખેડ કરનારાં બીજા માણસે ફાળા પડતી જે રકમ આપવી યોગ્ય છે એવું કલેકટરને લાગશે તે રકમ વસૂલ કરવાસારૂ જે મદદ સદર્હૂપ્રમાણે મેહેસૂલ આપનારૂં માણસ નોંધેલો ખાતાંદાર હોત તો કલેકટરે કાયદાસરરીતે આપી હોત તે મદદ આપવાનો અધિકાર કલેકટરને છે.

પણ એવું ઠરાવ્યું છે કે હક્ક સંબંધવાળાં માણસનો હક્ક યોગ્ય હકુમતવાળી કોર્ટમાં સદર્હૂપ્રકારનાં માણસની દરમિયાન થયલી કોઇ ફરિયાદીમાં સાબેત થાય તે હક્કને, આ કલમના ઠરાવપ્રમાણે જે કરવાનો અધિકાર આપ્યો છે અથવા જે કર્યું હશે તે ઉપરથી બાધ આવેછે એમ સમજવું નહીં.

૮૧. એવું જો કલેકટરને દેખાઇ આવે કે નોંધેલા ખાતાંદારે પોતાના સહખાતાંદારનું અથવા ખાતું ચાલૂ રેહેવામાં હક્ક સંબંધ હોય તેવા બીજા માણસનુ નુકશાન કરવાસારૂ અથવા તેને ઠગવાસારૂ જમીનમેહેસૂલ આપ્યું નથી, અને તેથી કરીને ખાતું સરકાર દાખલ થવાને પાત્ર કર્યુંછે તો અથવા ખાતું વેચ્યાથી સદર્હૂપ્રકારના સહખાતાદાર ઉપર અથવા બીજાં માણસઉપર ગેરવાજબીરીતે શખતી થશે તો, ખાતું ન વેચતાં તે ખાતાંમાનો સદર્હૂ નોંધેલા ખાતાંદારનો જે હક્ક તેટલોજ માત્ર સરકાર દાખલ કરવાનો અને સદર્હૂ પ્રકારનો કોઇ સહખાતાંદાર અથવા બીજું માણસ તે ખાતાંની જમીનમેહેસૂલ બદલ આપવાની થયલી સઘળી રકમો આપેતો તેનું નામ તે ખાતાંના નોંધેલા ખાતાંદાર તરીકે મુલકી દફતરમાં દાખલ કરવાનો અધિકાર કલેકટરને છે; અને આ પ્રકારનું માણસ આપ્રમાણે નોંધેલો ખાતાદાર થાય ત્યારે તેને ૮૬ મી કલમમાં ઠરાવેલા હક્ક તથા ઇલાજ જે બીજાં માણસો ખેડ કરતા હશે તે સઘળાં બીજાં માણસોને સંબંધે મળશે.

### આ બાબના કેટલાએક ઠરાવ મોકુફ રાખવા.

૮૨. મુંબઇનાં સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને હેઠળ લખ્યા પ્રમાણે વખતે વખતે કરવાનો અધિકાર ગવરનર ઇનકૌંસિલને છે, એટલે,

(અ) ૬૦ મી અથવા ૭૪ મી કલમનો અથવા આ બેઉ કલમોનો અમલ હરકોઇ ઠરાવેલા પ્રદેશમાં સામાન્ય અથવા કાંઈ વિશેષ વર્ગના અથવા વર્ગોના ખેતી કરનાર બાબત અથવા ખાતાંદાર બાબત મોકુફ કરવાનો, અને

(બ) સદર્હૂપ્રકારનું કાંઇ જાહેરનામું રદ્દ કરવાનો.

ઉપરની (અ) રકમપ્રમાણે કરેલું કાંઇ જાહેરનામું જે મુદ્દત સુધી કોઇ પ્રદેશમાં અમલમાં હશે તે મુદ્દતમાં જે ઠરાવનો અમલ મોકુફ કર્યો હશે તે ઠરાવને બદલે જે કાનુન કમિશનર વખતે વખતે ફરમાવશે તે કાનુન ચાલશે.

---

## બાબ ૭.—વરિષ્ટ તથા કનિષ્ટ ધારણકરનારા બાબત.

### ખેડુતના હક્ક.

૮૩. ખેડુત તરીકે કોઇ માણસના કબજામાં બીજા કોઇ માંણસે જમીન આપી હશે અથવા ખેડુત તરીકે કોઇ માણસ બીજાં માણસની પરવાનગીથી અથવા તેણે ના ન

કહ્યાન લીધે જમીનનો કબજો ધારણ કરતો હશે અથવા લેતો હશે અથવા પોતાની પાસે રાખતો હશે તે તે જમીન તેઓની દરમિયાન જે ગણોતની અથવા નોકરીની કબુલાયત થઈ હોય તે ગણોતબદ્દલ ધારણ કરે છે, અથવા તે નોકરીબદ્દલ ધારણ કરે છે એમ સમજવું; અથવા સદ્દ્રૂપ્રકારની કબૂલાયત બાબત ખાત્રીપૂર્વક પુરાવો ન હોય ત્યારે સ્થાકનિ રિવાજપ્રમાણે આપવાનાં ગણોત બાબત અથવા કરવાની નોકરીબાબત ધારણ કરે છે એમ સમજવૂં; અથવા સદ્દ્રૂપ્રકારની કબૂલાયત અથવા રિવાજ ન હોય તો તે પ્રકરણની સઘળી હકીકત તરફ લક્ષ આપતાં જે ગણોત વાજબી તથા યોગ્ય જણાય તે ગણોતે ધારણકરે છે એમ અનુમાન કરવું જોઇયે.

અને ખેડ પુરાતન વખતથી હોવાના શબબને લીધે તે ક્યારે શરૂ થઇ તે બાબત ખાત્રી પૂર્વક પુરાવો મળતો નહીં હોય, અને તે ખેડ કેટલી મુદ્દતસુધી ચાલૂ રાખવી તે મુદ્દત જમીનદાર તથા ખેડુતની દરમિયાન અથવા જેના સંબંધથી તે દરએક આસામી દાવો કરતો હશે તેઓની દરમિયાન ઠરાવી હશે તો તે મુદ્દતબાબત ખાત્રીપૂર્વક કાંઇ પુરાવો નહીં હશે અથવા સદ્દ્રૂ ખેડની મુદ્દતબાબત કાંઇ સ્થાનિક રિવાજ નહીં હશે ત્યારે તે ખેડ સદ્દ્રૂ પ્રકારના જમીનદારના તથા તેના સંબંધથી જેઓને હક્ક પ્રાપ્ત થાય છે તેઓના સત્તાપ્રકારની મુદ્દત જેટલીજ છે એવું, ખેડુતનો પ્રત્યક્ષ જમીનદાર હોય તેની વિરૂદ્ધ અનુમાન કરવું જોઇયે.

અને જે માણસના કબજામાં જમીન હોય તે માણસ તે જમીનબાબત જમીનદારની ચાકરી કરતો હોય અથવા તેને ગણોત આપતો હોય તે માણસને તે કબજો કયા નાતાથી મળ્યો અથવા તે તે કબજો કયા નાતાથી ધારણ કરે છે અથવા રાખેછે તે નાતાબાબત ખાત્રીનો પુરાવો ન॰હોય ત્યારે ખેડુતતરીકે તેના કબજામાં જમીન છે એવું અનુમાન કરવું જોઇયે.

પણ એમ સમજવું ન જોઇએ કે ખેડુતે આપવાનું ગણોત અથવા કરવાની ચાકરી વધારવા વિશેનો અથવા પ્રથમનું ઠરાવેલું અથવા ઉપર કહ્યાપ્રમાણે યોગ્યરીતે વધારેલું ગણોત ન આપ્યાબાબત અથવા નોકરી ન કર્યાબાબત ખેડુતને જમીનમાંથી કાહાડી મુકવા વિશેનો જમીનદારનો જે હક્ક તેને, (તે હક્ક તેને કબુલાયત ઊપરથી અથવા રિવાજ ઉપરથી અથવા બીજી રીતે હોય તો,) આ કલમના કોઇ ઠરાવઊપરથી બાધ આવશે.

૮૪. એક વરસની ખેડ ઉલટ પુરાવો ન હોય ત્યારે ખેડવાની એક મોસમના છેડાથી ખેડવાની આગલી મોસમના છેડાસુધી ચાલેછે એવું અનુમાન કરવું જોઇએ. ખેડવાની મોસમ માર્ચ મહિનાની ૩૧ મી તારીખે પુરી થાયછે એવું અનુમાન કરવું જોઇએ.

એક વરસની ખેડ બંધ કરવી હોયતો ખેડ જે સાલની આખરે બંધ થશે એવું જણાવવાનું હશે તે ખેડની સાલની આખર અગાઉ નેદાન ત્રણ મહિના આગમચ લખેલી સૂચના જમીનદારે ખેડુતને અથવા ખેડુતે જમીનદારને આપવી જોઇયે. સદ્દ્રૂપ્રકારની સુચના ઈ. પરિશિષ્ટમાં લખેલા નમુના પ્રમાણે જોઇયે અથવા તેવા મજકૂરની જોઇયે.

## કલમ ૮૪ ની રકમ બે શી રીતે વાંચવી.

કબૂલાયતની સામી નકલમાં જો કંઇ વિશેષ શરતો હોય કે જેથી વાર્ષિકખેડની મુદ્દતનો અંત કંઇ શરત ઉપર આધાર રાખતો હોયતો તે સરતો પાળવી જોઇએ; કેમકે કલમ ૮૪ ની રકમ ૨ ના ઠરાવનો હેતુ એમ નથી કે જમીનદાર તથા ખેડુતના વિશેષ પ્રકારની શરતો કરવાના હક્કમાં હરકત કરવી; પણ તે ઠરાવ સાધારણ પ્રકારની કબૂલાયતને લાગુછે એમ સમજવું.

ઉપરની કલમની રકમ ૨ આ મુજબ વાંચવી. 'એક વર્ષની ખેડ ઉલટ રીતે કંઇ વિશેષ શરતો ઠરેલી ન હોય ત્યારે બંધ કરવી હોયતો,' ઇત્યાદી. (સરકારનો ઠરાવ નંબર ૫૪૦૦ તા૦ ૧૧ આગષ્ટ સને ૧૮૮૩.)

**૮૫.** વંશપરંપરાના પટેલ તથા તલાટી જે દુમાલા ગામમાં હોય તે ગામના વરિષ્ટ ધારણકરનારે તથા જે ગામમાં વંશપરંપરાના પટેલ તથા તલાટી હોય તે ગામના દુમાલા હિશાના વરિષ્ટ ધારણકરનારે કનિષ્ટધારણકરનારાની પાસેથી ગણોત બાબતનાં અથવા જમીનમેહેસૂલબાબતનાં પોતાના લેણાં ગામનાં સદહૂ અમલદારનીજ મારફતે લેવાની જરૂરછે.

સદહૂપ્રકારનો કોઇપણ વરિષ્ટ ધારણકરનાર કાંઇ ગણોત અથવા જમીનમેહેસૂલ કોઇપણ કનિષ્ટ ધારણકરનારાની પાસેથી ગામના સદહૂ અમલદારની મારફત ન માગતાં અથવા ન લેતાં બીજીરીતે માગશે અથવા લેશે તેનીઉપર કલેકટરની રૂબરૂ સંક્ષેપરીતે ચોકશી થઇને શાબેતી થશે તો તેને, સદહૂપ્રમાણે માગેલી અથવા લીધેલી રકમની ત્રણ ઘણી રકમના જેટલો દંડ સરકારને આપવો પડશે.

સદહૂપ્રકારના દરએક વંશપરંપરાના પટેલે અથવા તલાટીએ સદહૂ વરિષ્ટ ધારણકરનાર ખાતે પોતાને આપેલી અથવા પોતે વસૂલ કરેલી સઘળી રકમો લેવાની તથા તેનો હિશાબ સદહૂ વરિષ્ટ ધારણકરનારને આપવાને બંધાયલોછે. તે અથવા તેઓ તેવું કરવાને ચુકે તો કલેકટરની અગાઊથી મંજુરી લઇને વરિષ્ટ ધારણકરનારને પોતાના પૈસા પરભાર્યા કનિષ્ટ ધારણકરનારની પાસેથી વસૂલ કરવાનો હક પ્રાપ્ત થશે.

**ટિકા.—વરિષ્ટ ધારણ કરનાર પોતાનુ લેણુ જાતે વસૂલ લેતો હોય કે ગામ કામદારની માર્ફતે લેતો હોય તોપણ પોંહોંચ ઊપર તેણે સહી કરવી જોઇએ.**

(૧.) કલમ ૫૮ અને ૮૫ એ બેનો અર્થ એક બીજાને મળતો આવે તેમ કરવો જોઇએ, અને વળી બન્નેનો અક્ષરશઃ જે અર્થ થાયછે તે પ્રમાણે પુરેપુરો અમલ કરવો જોઇએ. જે ગામમાં વતનદાર પટેલ તલાટી હોય ત્યાંહાના ઇનામદારને પરભાર્યું વસૂલ ઠરવા કલમ ૮૫ ઉપરથી સાફ મનાઇછે. જો ઇનામદારના લેણાનો હિસાબ આપવામાં સદહૂ કામદારો કસુર કરેતો, અથવા તે ગામમાં એવા કામદાર ન હોયતો, પોતાનું લેણુ પરભાર્યું વસૂલ લેવામાં કાયદો ઇનામદારને મનાઇ કરતો નથી. પરંતુ પોતાનું વસૂલ પોતે પરભારે લેતો હોય કે ગામ કામદારોની માર્ફત લેતો હોય તોપણ પોતે લીધેલા અથવા પોતાને મળેલા જમીન મેહેસુલના દરએક વસૂલ બદલ પોહોંચ આપવાની કલમ ૫૮ નો ૨ જો પારેગ્રાફ તેને ફરજ પાડેછે. અને એવી રીતે આપેલી પોંહોંચ ઊપર રજુવાતની તે ગામને તલાટી હોયતો તેણે સહી કરવી જોઇએ. આ છેવટ કેહેલી શરતથી દેખાય છે કે કલમ ૫૮ નો બીજો પારેગ્રાફ જ્યારે ઇનામદાર બારોબાર વસૂલ લેછે ત્યારેજ ફકત લાગુ કરવો એવો ઇરાદો નથી. કબી ગામના કામદારોની માર્ફત ઇનામદારે વસૂલ લીધું હોય તોપણ લખીતવાર પોંહોંચ ઊપર તેણે સહી કરવી જોઇએ અને તલાટીએ તે ઉપર રજુવાતની સહી કરવી. (સરકારનો ઠરાવ નંબર ૫૮૦૪ તા૦ ૪ આગષ્ટ સને ૧૮૮૩.)

(૨.) આ કલમ રોકડ વસૂલ તેમજ જાતવાર (એટલે ઊત્પન્ન થએલા પાકમાંથી મેહેસૂલનો ભાગ કાઢી લેવામાં આવેછે તે) વસૂલને પણ લાગુછે. જાતવાર વસૂલ જારે

ગામના કામદારની રૂબરૂ આપ્યું હોય ત્યારેતે આ કલમ પ્રમાણે તેમની માર્ફત અપાવ્યુંછે એમ ગણવું. જ્યારે એ રીતે વસૂલ આપવામાં આવે ત્યારે વસૂલ પામનારે આ કલમ મુજબ પોંહોંચ આપવી જોઇએ. અને ગામના કામદારોએ કલમ ૫૮ના બીજા પારેગ્રાફ અન્વયે તેઉપર રજુવાતની સહી કરવી જોઇએ. તોપણ જે મોટા ઇનામદારોનો ઘર બેઠા જાતવાર મેહેસૂલ લેવાનો ચાલતો વહિવટ હોય તેમણે તે પ્રમાણે વસૂલ લેવાને હરકત નથી માત્ર કલમ ૫૮ મુજબ પોંહોંચ આપવી એટલે બસછે. (સરકારનો ઠરાવ નંબર ૬૦૨૦ તા૦ ૧૫મી આગષ્ટ સને ૧૮૮૩.)

૩. ગામ કામદારો વસૂલ કરતા હોય તે વખત ઇનામદારે પાસે હાજર રેહવુજ જોઇએ અથવા દરએક આસામીવાર જેમ જેમ વસૂલ આવે તેમ તેમ તેજ વખત તે વસૂલની પોહોચ આપવીજ જોઇએ એવી કાયદાસર અવશ્યકતા છે એમ દેખાતુ નથી. કલમ ૫૮ ઉપરથી ઇનામદારને જે કરવાનુ છે તે એ કે તેને કનિષ્ટ ધારણકરનારા પાસેથી જે ગણોત અથવા જમીનમેહેસૂલ મળવાનુ હોય તે પૈકી દરએક વસૂલ બદલ તેણે પોહોચ આપવી જોઇએ. જો બધી પોહોચો (જે ઉપર ગામના તલાટીએ પ્રથમ સહી કરવી જોઇએ, તે કરીને) જ્યારે સઘળો વસૂલ પુરો થઈ જાય ત્યારે અથવા ઠરાવેલી મુદતે, ઈનામદાર પાસે સહીસારૂ લઇજવામાં આવે તોપણ બસ થશે. આવી પોહોચો રઈયતના પોહોચ બુકમાં આપવાનુ જ્યારે સગવડવાળુ હોય ત્યારે તેમા આપવાને હરકત નથી (સ. ઠ. નંબર ૭૧૦૭ તા૦ ૧૮ નવંબર સને ૧૮૮૪.)

## ખાલસા ગામમાં ઈનાંમ જમીનનો એકાદો કટકો ધારણકરનારને તે ગામનો દુમાલદાર કેહેવો નહી.

૪. સરકારી (ખાલસા) ગામમા એકાદો ઇનામી નંબર ધારણકારનારાને ગામના દુમાલા હિસાનો ધારણ કરનારો કેહેવાય નહી. "ગામના દુમાલા હિસાનો ધારણકરનાર" એ વાકયનો ભાવાર્થ કાંઈ ખાલસા અથવા દુમાલા ગામમા ઈનામ જમીનનો એકાદ અલગ ટુકડો ધારણકરનાર એમ થતો, નથી પણ કોઇ દુમાલા ગામના મેહેસૂલમાં સરકારની સાથે પોતે એકલો અથવા બીજા સહધારણકરનારસહિત હિસાદાર એમ થાયછે. (સ. ઠ. નંબર ૬૦૩૭ તા૦ ૨૬ જુલઇ સને ૧૮૮૪.)

૫. કલમ ૮૫ ફકત આખા ગામ ધારણકરનારને તથા જે હિસા ચોકસ ભાગે, જેમકે અરધો, બે ત્રીતીયાંશ, એવી રીતે દુમાલા કરેલા હોય, તે હિસાના ધારણકરનારને લાગુછે એમ સમજવું. (સરકારનો ઠરાવ નંબર ૭૪૮૪ તા૦ ૧૯ શપટેંબર સને ૧૮૮૪.)

## વરિષ્ટ ધારણકરનારાઓનાં લેણાં વસૂલ કરવાં.

૮૬. કનિષ્ટ ધારણ કરનારનીપાસેથી અથવા વરિષ્ટ ધારણકરનારાએ ધારણ કરેલી જમીનના સહભાગીઆનીપાસેથી ગણોત અથવા જમીનમેહેસૂલ વરિષ્ટ ધારણકરનારને મળવાનું હોય તે વસૂલ કરવાનું હશે અને વરિષ્ટ ધારણકરનારે કલેકટરને લખીને અરજી કરી હશે ત્યારે જમીનમેહેસૂલ સરકારે વસૂલ કરવાસારૂ આ આકટના ૧૧ મા બાબમાં જે કાનુન (૧૩૭ મી કલમમાં છે તે શિવાય) તથા જે રીત કહીછે તે કાનુન પ્રમાણે તથા રીતપ્રમાણે પૂર્વોપાય તથા બીજી તજવીજ યોજવામાં આવે અને તેથી કરીને ગણોત તથા જમીનમેહેસૂલ વસૂલ થવામાં મદદ મળે એ બાબતનો હક્ક વરિષ્ટ ધારણ કરનારને પ્રાપ્ત થશે.

પણ એવું ઠરાવ્યુંછે કે સદરહૂ પ્રકારની અરજી જે મુલકી સાલમાં અથવા ખેડની જે સાલમાં સદરહૂ ગણોત અથવા જમીનમેહેસૂલ દેવાનું થયું હોય તે સાલમાં કરવી જોઇયે.

## ટિકા.—મદત આપવા બાબત વિશેષ ઠરાવ.

**૧.** **કોઇ દુમાલા ગામમાં** કોઇ પેટા હિસાદારના નામ ઉપર ઇનામ **તરીકે નહી, પણ** તે ગામના કોઈએક સાધારણ ખાતાંદાર તરીકે ધારણકરેલી જમીન ચાલતી હોય, અને એવો વહિવટ હોય કે તે જમીનનુ મેહેસૂલ રોકડ આપવાને બદલે તેનો સહ્દૂ હિસાદારનો તે ગામના જમીન મેહેસૂલમાં જે હિસો છે તેના લેણાપેટે જમે ખર્ચ કરી લેવું, તો તે વહિવટનો ઊંડો વિચાર કર્યાં વગર અનાદર નહી કરતા તેવી જમીનના ગણોતનુ રોકડ સૂલ કરવાસારૂ મુલકી અધિકારીઓએ મુખ્ય દુમાલદારને મદત આપવી નહીં. જ્યારે આવી બાબતમાં રોકડ વસૂલ આપવાની મદત મળવાસારૂ અરજીઓ આવે ત્યારે મુલકી અધિકારીઓએ તે પક્ષકારોને પોત પોતાના હક્કનો ઇનસાફ કરાવી લેવા દીવાની કોર્ટમાં જવા કેહેવું, અને જો દીવાની કોર્ટથી તેમને પોતાની તકરારનો ચુકાદો મળે તો કોર્ટના છેવટના હુકમનામાના નિકાલ પ્રમાણે તેમને મદત આપવી. (સરકારનો ઠરાવ નંબર ૨૬૮૯ તા૦ ૨૪ મે સને ૧૮૮૦).

૨. જો કોઇ ઇનામી ગામ એક કરતા વધારે શખસોની માલકીનું હોય અને તે તેઓ પૈકી એકજ જણના નામઉપર ચાલતુ હોય અને બીજા હિસાદારો અને નોંધેલા ધારણ-કરનારની વચે મેહેસૂલ વસૂલ લેવાના હક્ક બાબતની તકરાર ઉત્પન્ન થાય, અને તે તકરાર કલેકટર પાસે આવેતો, અને તેમાં જો કલેકટરની ખાત્રી થાય કે જેના નામઉપર ગામ ચાલેછે તેજ શખસનો તે ગામ સંબંધી એકંદર વ્યવસ્થા કરવાનો મુળથી વહિવટ છે તો જ્યાંહાસુધી ગામનો વહિવટ કરવાના હક્કમાં ભાગ મેળવવા, અથવા ભેગા રહીને વહિવટ ચલાવવા માંહોમાંહે એકબીજાની સમજણથી અથવા માંહોમાંહે એક બીજા ઉપર દાવો કરીને ગામની વેહેચણ કરવાસારૂ કંઇપણ બંદોબસ્ત પક્ષકારો કરી લે ત્યાંહાસુધી તેણે (કલેકટરે) એકલા એવા (નોંધેલા) ધારણકરનારનેજ ખેડુત પાસેથી ગણોત અથવા જમીન મેહેસૂલ જે લેહેણુ થાય તે લેવાને હક્કદારછે એમ ગણવું. એવા કામમાં મદત માગનાર પક્ષકાર અથવા પક્ષકારોને દીવાની કોર્ટમાં જવાનું ફરમાવવું. (સરકારનો ઠરાવ નંબર ૩૩૫૦ તા૦ ૨૯ જુન સને ૧૮૮૦.)

૩. પેટા હિસાદાર એ જમીન મેહેસૂલના કાયદાની કલમ ૩ ની રકમ ૧૧ અને ૧૩ માં આપેલી વ્યાખ્યા મુજબ વરિષ્ટ ધારણકરનારોછે અને તેથી તે કનિષ્ટ ધારણકરનાર પાસેથી ગામ કામદારોની માર્ફત ગણોત અથવા જમીન મેહેસૂલ બદલ લેણુ વસૂલ લેવાને હક્કદારછે. (સરકારનો ઠરાવ નંબર ૫૮૩૮ તા૦ ૬ અકટોબર સને ૧૮૮૧.)

### ખેડુત અને કનિષ્ટ ધારણકરનાર એ બેની વચે કંઇ તફાવત નથી.

૪. "ખેડુત" અને "કનિષ્ટ ધારણકરનાર" એ બે શબ્દ વચે, એકનો જમીનદાર પાસેથી મળેલો હક્ક, અને બીજાનો જમીનદારને ગણોત આપવાની જવાબદારી, એવા અર્થ બતાવનારી જુદે જુદી વપરાતી બે સંજ્ઞાઓછે તે શિવાય ખરેખાત કંઇ તફાવત નથી.

જો એવો પુરાવો હોય કે કોઇએક ખેડુત અને જમીનદાર વચે અમુક એક ગણોત-થી જમીન કબૂલ થએલીછે, તો તે ખેડુતને તે કબૂલ થએલા ગણોતથી જમીન ધારણ-કરનારોછે એમ સમજવામાં આવશે; અને જો જમીનદાર માગેતો કાયદેસર હોય એવું જેટલું ગણોત લેહેણુ થાય તેટલાની મદત આપવા કલેકટર બંધાએલોછે. કાયદેસર લેણું શું છે એ પ્રશ્ન જો ગુચવણભરેલો અને નિકાલ કરવા મુશ્કેલ જેવો લાગેતો કલેકટર મદત આપવાની ના પાડેતો ચાલે. (સરકારનો ઠરાવ નંબર ૬૮૪૧ તા૦ ૩૦ અકટોબર સને ૧૮૮૦.)

## જે જમીન સંબંધી કલમ ૮૬ મુજબ કલેકટર તજવીજ ચલાવતો હોય તે જમીનનો ખેડ હક્ક ઈનામદાર તરફ પાછો ફર્યો એમ કલેકટર હુકમ કરી શકે.

૫. સરકારની બાકી વસૂલ કરવા સારૂ જે નિયમ અને જે રીત બાબ ૧૧ માં કહેલીછે તેજપ્રમાણે કનિષ્ટ ધારણકરનાર પાસેથી લેણું વસૂલ કરવું એમ કલમ ૮૬ સ્પષ્ટ રીતે ઠરાવે છે. તેમાં અપવાદ જે કરેલો છે તે ફકત કલમ ૧૩૭ ની બાબતમાં કરેલો છે કેમકે તે કલમથી બીજા સઘળાઓના હક્ક કરતા પેહેલું પોતાનુ જમીનમેહેસૂલ લેવામાં સર્વથી શ્રેષ્ટ સરકારનો હક્ક ગણુવામાં આવ્યો છે (અને ખુલુજ છે કે તે વરિષ્ટ ધારણકરનારને લાગુ કરી શકાય નહી). પણ તે શિવાય બાબ ૧૧ ના બીજા સઘળ નિયમો તે વાતને લાગુ છે. અને તેથી જેમ કલમ ૧૫૩ પ્રમાણે જે ખાતાનુ જમીનમેહેસૂલ બાકી હોય તે સરકાર જપ્ત થવા પાત્ર થયું છે એવો હુકમ કલેકટર કરે, તેમજ તે જે ખાતા બાબત કલમ ૮૬ મુજબ કામ ચલાવતો હોય તે ખાતું વરિષ્ટ ધારણકરનાર તરફ પાછું દાખલ થયું છે એવો હુકમ તે કરી શકે. (સરકારનો ઠરાવ નંબર ૩૦૮૯ તા૦ ૩૦ મે સને ૧૮૮૧).

ખુલાસો. કલમ ૧૫૩ માં એવો ઠરાવ છે કે જે જમીનનુ મેહેસૂલનુ વસૂલ બાકી રહે તે જમીન જપ્ત થઇને સરકાર દાખલ થાયછે તેજ પ્રમાણે કલમ ૮૬ મુજબ વસૂલ અપાવતા વસૂલ ન થાય તો તે જમીન ઈનામદારને દાખલ કરી આપવાનો કલેકટરને અધિકાર છે. જમીન ઈનામદારને દાખલ કરી આપવાની એટલે ઇનામદારના વસૂલ ન આપનારા ખેડુત પાસેથી કાઢી લેઇને ઈનામદારને આપવાનો હુકમ કલેકટર કરી શકે.

## દુમાલા ગામ ધારણકરનારને તે ગામની સરવે થઈ હોય કે નહી તોપણ કલમ ૮૬ મુજબ મદત મળવાનો હુક્ક છે.

૬. દુમાલા ગામ ધારણકરનારને તે ગામને સરવે સેટલમેન્ટ લાગુ થયુ હોય કે નહી તોપણ પોતાના ખેડુત પાસેથી પોતાનુ જે લેહેણુ હોય તે વસૂલ લેવાસારૂ આ કલમ પ્રમાણે મદત મળવાનો હક્ક છે. (સરકારનો ઠરાવ નંબર ૪૧૫૦ તા૦ ૧૮ જુલઈ સને ૧૮૮૧).

## દુમાલા ગામમાંહેના બધા હિસાદારો પોતપોતાના હિસાના વરિષ્ટ ધારણકરનારા છે ને તેમને મદત મળવાનો હુક્ક છે.

૭. જમીનમેહેસૂલના કાયદાની કલમ ૩ ની રકમ ૪, ૧૩, ૧૪ મુજબ તથા સરકાર ના ઠરાવ નંબર ૪૩૭૯ તા૦ ૨૦ મી આગષ્ટ સને ૧૮૮૦ માં નિકાલ કર્યા પ્રમાણે દુમાલા ગામમાંહેના બધા હિસાદારો, પછી તેમના નામ વહિવટદાર તરીકે દફતરમાં દાખલ થયા હોય કે નહી તોપણ તેઓને સદર્હૂ ગામના મેહેસૂલમાં અથવા તે મેહેસૂલ ઉપર જે બોજો હોય તેમાં તેઓનો જે હિસો હોય તેના વસૂલસારૂ મદત મળવા તેઓ વરિષ્ટ ધારણકરનાર તરીકે હક્કદાર છે. (સરકારનો ઠરાવ નંબર ૫૪૫૪ તા૦ ૨૧ મી શપટેંબર સને ૧૮૮૧).

## વરિષ્ટ ધારણકરનાર અને ખાતાદાર મદત મળવા શરખીજરીતે હુક્કદારછે.

૮. આ કાયદાથી દુમાલા નહી હોય તેવી જમીનનો ખાતાંદાર અને દુમાલા જમીનનો ધારણકરનાર એ બન્ને નો "વરિષ્ટ ધારણ કરનાર" એ સામાન્ય સંજ્ઞામાં સમાસ થાય છે. અને જમીનમેહેસૂલના કાયદાની કલમ ૮૬ તથા તે પછીની કલમોના ઠરાવ મુજબ

ગણોત અથવા જમીન મેહેસુલ વસૂલ લેવાસારૂ મદત મળવા તેઓ સરખીજરીતે હક્કદાર છે. (સરકારનો ઠરાવ નંબર ૩૯૦૪ તા૦ ૧૭ જુન સને ૧૮૮૨).

## કલમ ૮૬ માં બયાન કરેલો અધિકાર મામલેદાર તથા માહાલકરીઓને આપવા કલેકટર મુખત્યાર છે.

૯. કલમ ૮૬ તથા ૮૭ મુજબનો અધિકાર પ્રથમ સને ૧૮૨૭ ના ૧૭ મા કાયદા પ્રમાણે મામલતદારો આગળ ચલાવતા હતા તેજ અધિકાર હજુ તેમણે ચલાવવાનો જે જે જીલાઓમાં વહિવટ હોય ત્યાંહા તે કાયમ રાખવો; પણ જ્યાંહા તે વહિવટ બંધ પડયો હોય ત્યાંહા પોતાના જીલામાં કાયદાની કલમ ૮૬ તથા ૮૭ મુજબ અરજીઓ લેઇ હુકમ આપવાનો અધિકાર મામલેતદારોને આપવા કલેકટર મુખત્યાર છે. (સરકારનો ઠરાવ નંબર ૨૫૯૮ તા૦ ૩૧ માર્ચ સને ૧૮૮૩).

૧૦. કલમ ૮૬ તથા ૮૭ મુજબ નો અધિકાર પ્રથમ સને ૧૮૨૭ ના ૧૭ માં કાયદા પ્રમાણે માહાલકરીઓ ચવાવતા હતા તેજપ્રમાણે ચલાવવાનુ જારી રાખવાસારૂ ઉપર લખેલો ઠરાવ માહાલકરીઓને પણ લાગુ કરવામાં આવ્યો છે. (સરકારનો ઠરાવ નંબર ૬૦૨૪ તા૦ ૧૫ આગષ્ટ સને ૧૮૮૩).

## કલમ ૮૬ તથા ૮૭ નો હેતુ અને લાગુપણું.

૧૧. આ ઇલાકાના ગણોત સંબંધીનો કાયદો કલમ ૮૬ તથા ૮૭ ના ઠરાવોમાં આવી જાયછે; તેઓનો હેતુ એવોછે કે જે શખસોને ગણોત વસૂલ મળવાનો હક્ક હોય અને જ્યારે તે હક્ક સ્પષ્ટ હોય ત્યારે તે શખસોને સંક્ષિપ્તરીતે અને થોડા ખરચથી તે ગણોતનું વસૂલ મળે. પરંતુ તેઓનો હક્ક સ્પષ્ટ ન હોયતો, અને જો તેઓ ખાનગી રીતે સમજુત કરી ન લે તો, તેમને દીવાની કોર્ટમાં જવાનું ફરમાવવું. * * * પછી સદહૂ સખસોના નામ કલેકટરના દફતરમાં ખાતાંદાર અથવા દુમાલદાર તરીકે દાખલ થએલા હોય અથવા ન હોય. જો કલમ ૮૬ તથા ૮૭ પ્રમાણે કામ ચલાવતી વખતે મુલકી કામદારોએ મદત મળવા અરજ કરનારનું નામ દફતરમાં દાખલ છે કે નહી એ વાત ઉપર નજર રાખવાની હોતતો ગણોતના કાયદાનું બધા જમીનદારો તથા ખેડુતોને જે સામાન્ય લાગુપણુંછે તે રદ થઇ જાત. કારણ નામ દાખલ કરવાની વાત વિશેષ પ્રકારના વિચાર ઉપર આધાર રાખેછે કંઇ જમીનદાર અને ખેડુત વચે સંબંધ છે તેની સાથે સંબંધ રાખતી નથી. અરજદાર જે સખસ પાસેથી ગણોત વસૂલ લેવાનો પ્રયત્ન કરે છે તેનો પોતે વરિષ્ટ ધારણકરનારછે કે કેમ એ પ્રશ્ન એવોછે કે તેનો નિકાલ એવા પ્રત્યેક કામમાં પક્ષકારોની જબાનીઓ ઊપરથી તથા તેઓ જે પુરાવો રજુ કરે તેનો વિચાર કરીને ઠરાવવો જોઇએ. જ્યારે ચોકસી કર્યા પછી એમ જણાય કે એવા શખસો વચે ખેડુતનો વરિષ્ટ ધારણકરનાર થવા હક્કદાર કોણછે એવી તકરાર હોય અને તેમણે ઉઠાવેલો પ્રશ્ન ગુચવણ ભરેલો તથા મુશકેલીનો હોયતો બધાને મદત આપવાની કલેકટર ના પાડી શકે. (સરકારનો ઠરાવ નંબર ૩૭૭૮ તા૦ ૧૦ મે સને ૧૮૮૪.)

## વરિષ્ટ ધારણકરનારને પેટા ઈનામદાર પાસેથી પોતાનું લેણું વસૂલ લેવા વિશે.

૧૨. જ્યાંહા પેટા ઇનામદાર પોતાની ઇનામ જમીનનું ગણોત મુખ્ય ઇનામદારને નિઃસંશય આપતા નહી હતા ત્યાંહા એમ ઠરાવવામાં આવ્યુંછે કે મુખ્ય ઇનામની સ્થિતિ અને વિસ્તારમાં કંઇ ફેરફાર થવાથી પેટા ઇનામદાર પાસેથી ગણોત વસૂલ માગવાનો

તે મુખ્ય ઇનામના ધારણ કરનારને અધિકાર પ્રાપ્ત થાયછે કે નહી એ પ્રશ્નનો નિકાલ કરવાનું કાંમ કલેકટરનું નથી પરંતુ દીવાની કોર્ટનુંછે (સરકારનો ઠરાવ નંબર ૩૭૨૭ તા૦ ૮ મે સને ૧૮૮૫.)

૧૩. જેનું નામ મુલકી દફતરે નોંધાએલુ નથી એવા વરિષ્ટ ધારણકરનારને મદત આપવા કલેકટર બંધાએલોછે કે નહી એ પ્રશ્ન સંબંધી નામદાર આડવોકેટ જનરલનો તથા લીગલ રીમેમ્બ્રન્સરનો અભિપ્રાયનો સવિસ્તર તરજુમો નીચે આપ્યો છે.

## નામદાર આડવોકેટ જનરલનો અભિપ્રાય.

"કોઇ જમીનનુ ગણોત અથવા મેહેસૂલ વસૂલ આપવાની મદત મળવાની અરજી આવે તે કામમાં તે અરજદાર સદરહૂ જમીનનો વરિષ્ટ ધારણ કરનારછે કે કેમ એ પ્રશ્ન જમીન મેહેસૂલના કાયદાની કલમ ૮૭ માં કહેલા પક્ષકારો વચે મુદાનો પ્રશ્ન છે. તે કલમમાં કહેલા પક્ષકારો તે એકતરફમાં વરિષ્ટ ધારણકરનારની રૂઇએ મદત માગતો હોય તે શખસ, અને બીજી તરફમાં જેની પાસેથી વસૂલ લેવાની મદત માંગી હોય તે શખસ, અને આ છેવટ કહેલો શખસ પોતાના બચાવમાં સામાવાળો વરિષ્ટ ધારણકરનાર નથી એ વાત કેહેવાને તેને જો પ્રતિબંધ ન હોય તો કહી શકે. આ બચાવમાં ઉઠાવેલો પ્રશ્ન જે ઘણુકરીને મુશકેલ ભરેલો અને ગુચવણનોજ હોય, તેવો જો હોયતો કલેકટર પોતાની નજરમાં તેમ આવેતો મદત આપવાની ના પાડે."

૨. "મને લાગે છે કે જે અરજદારનુ નામ મુલકી દફતરે દાખલ થયું ન હોય પણ જે રજુ થએલા પુરાવા ઉપરથી વરિષ્ટ ધારણકરનાર છે એમ જણાતું હોય તો (અ) જો જેની પાસેથી વસૂલ લેવાની મદત માગી હશે તે મદત માગનાર અરજદાર વરિષ્ટ ધારણકરનાર નથી એમ કેહેતો ન હોય તો, તથા જો તે સખસ વરિષ્ટ ધારણકરનાર છે કે નથી એ પ્રશ્ન અથવા તેજ મુદાને લાગુ એવો બીજો કોઇ પ્રશ્ન કલેકટરને મુશકેલીનો તથા ગુચવણ ભરેલો નહી લાગે તો, અથવા (બ) તે કામ કલમ ૭૯ ના છેલ્લા ભાગમાં બયાન કરેલા પ્રકારનુ ન હોયતો તેને (અરજદારને) જમીન મેહેસૂલના કાયદાની કલમ ૮૬ પ્રમાણે મદત આપવા કલેકટર બંધાએલો છે. કાયદા મજકુરની કલમ ૩ ની રકમ ૧૩ માં વરિષ્ટ ધારણકરનારની વ્યાખ્યામાં મુલકી દફતરે નામ નોધાવવુંજ જોઇએ એવી શરત દાખલ કરેલી નથી, અને તેથી હું ધારૂં છું કે કાયદાના બીજા વાક્યોમાં જ્યાંહા જ્યાંહા "વરિષ્ટ ધારણકરનાર" એ શબ્દ વાપર્યો છે ત્યાંહા ત્યાંહા એ શરત તે શબ્દને લાગુ છે એમ અનુમાન કરવું અશકય છે. તથાપિ મને એમપણ લાગે છે કે કલેકટરની પાસે કલમ ૮૬ મુજબ જે કામ આવ્યું હોય તેમાં કોઇ ખાતું, અથવા ધારણકરેલી દુમાલા જમીનના કોઇપણ ભાગ ઉપરના કંઈ હક્ક જો કોઈ માણસને સોંપ્યો હશે તો તે હક્ક આપ્યાની વાત મુલકી દફતરમાં દાખલ થઇ ન હોય તો તે માણસને કબુલ નહી રાખવા કલમ ૭૯ માં આપેલી મુખત્યારી કલેકટર ચલાવી શકે. કેમકે કલમ ૭૯ એ જે બાબમાં આવે છે તેજ ભાગને વીશેષ રિતે લાગુ કરેલી છે એમ નથી પરંતુ સામાન્ય અર્થે વાપરેલી છે એમ મને લાગે છે. પરંતુ એવાપણ ઘણા કામ હોય કે જે કલમ ૭૯ ના છેલા ભાગમાં કહેલા પ્રકારમાં આવતા ન હોય, અને વળી તેમાંના વરિષ્ટ ધારણકરનારના નામ દફતરે નોંધાયલા પણ ન હોય; અને જો બધા કામમાં જેનુ નામ મુલકી દફતરે દાખલ થએલું ન હોય તેવા શખસને વરિષ્ટ ધારણકરનાર

તરિકે કબુલ નહી રાખવાનો અધિકાર કલેકટરને આપવો યોગ્ય જણાય તો નવો કાયદો કરવાની જરૂર પડશે એમ હું ધારૂંછું".

## લીગલ રીમેમ્બ્રન્સરનુ પત્ર નંબર ૪૫૨ તા૦ ૧૧ એપ્રીલ સને ૧૮૮૫.

૧. "જમીન મેહેસૂલના કાયદાની કલમ ૭૯ ના ઠરાવ અને તેની વ્યાપ્તી બાબત નામદાર આડવોકેટ જનરલનો અભીપ્રાય મને માન્ય છે."

૨. "સરકારના ઠરાવ નંબર ૩૧૦૨ તા૦ ૨૦ એપ્રીલ સને ૧૮૮૩ ની પ્રસ્તાવનામાં દાખલ કરેલુ મારૂ પત્ર નંબર ૪૪૬ તા૦ ૬ અપ્રેલ સને ૧૮૮૬ માં સદહૂ કલમના સામાન્ય લાગુપણાવિશે મે પોતાનો અભિપ્રાય બતાવેલો છે. વળી એમપણ દરશાવ્યું છે કે તેના ઠરાવો અક્ષરશ: અમલમાં લાવવા જોઇએ."

૩. "નામના ફેરબદલા જમીન મેહેસૂલના કાયદાના કોઈપણ ઠરાવ અન્વયે મુલકી દફતરે નોંધાવવા જોઇએ તે છતાં નોંધેલા ન હોય તેવા ફેરબદલાના આધારે કલમ ૮૬ મુજબ કરેલી અરજીના કામમાં કલમ ૭૯ નો અમલ એવી રીતે થાય કે તે અરજદારને કબુલ રાખવા કલેકટર ના પાડે એટલે તેની અરજી ઉપરથી તજવીજ ચલાવવા ના કહે."

## લીગલ રીમેમ્બ્રન્સરનુ પત્ર નંબર ૫૩૫ તા૦ ૨૮ એપ્રેલ સને ૧૮૮૩.

૧. "સોંપેલુ" એ શબ્દનો અર્થ "બીજાને નામે કરી આપેલું" એ મુજબ કરી શકાય જ્યારે એક શખસ બીજાને નામે મિલકત ચઢાવી આપે છે અથવા આપી દે છે ત્યારે તે બીજા શખસને નામે કરી આપે છે અથવા તેના સ્વાધીન સોંપે છે."

૨. "કલમ ૭૯ માં એમ કહ્યું છે કે "ખાતુ અથવા ધારણકરેલી દુમાલા જમીનના કોઈપણ ભાગ ઉપરના કંઇ હક્ક જો કોઇ માણસને સોંપ્યા હશે તો તે હક્ક આપ્યાની વાત મુલકી દફતરે આગલા ઠરાવ પ્રમાણે દાખલ ન થાય ત્યાંહાસુધી સદહૂ માણસને કલેકટરે કબૂલ કરવોજ જોઇએ એમ સમજવું નહી."

૩. "આ વાક્યની વ્યાપ્તિની મર્યાદા તેના છેલ્લા શબ્દોથી થાયછે એટલે તે જે કામની બાબતમાં આ કાયદામા આગલા ભાગમાં નામના ફેરફાર દફતરમાં નોંધવા વિશે નિયમ ઠરાવેલા છે તેજ પ્રકારના કામોને લાગુ કરી શકાશે."

૪. "એજ પ્રમાણે હાલ સુધી કલેકટરના દફતરે જે શખસનુ નામ દાખલ હતું તે શિવાય બીજા કોઈ શખસને ખાતાંનો હક્ક સોંપ્યો છે એમ દીવાની કોરટ હુકમ કરે છે ત્યારે તે હુકમ શી રીતે અમલમાં લાવવો એ વિશે કલમ ૭૦ માં નિયમ ઠરાવેલો છે. જ્યાંહાસુધી મુલકી દફતરે નામ દાખલ થવા હક્ક મળેલો શખસ તે કલમ મુજબ નામ દાખલ થવા યોગ્ય ઉપાય લેવાથી દુર રેહેશે ત્યાંહાસુધી કલેકટરે તેને ખાતાંદાર તરીકે કબૂલ રાખવોજ જોઇએ એમ સમજવુ નહી.

૫. "તેજ પ્રમાણે ખાતું કે ધારણ કરેલી દુમાલા જમીન બીજા શખસને નામે ચઢાવી આપવાના ખાનગી ખતો સંબધીપણ કલમ ૭૪, ૭૫, અને ૭૬ માં ઈલાજ કરી મુકેલો છે કે જેથી કેટલાક ચોકસ કામમાં જેને નામે તે ચઢાવી આપ્યા હશે તે શખસનુ નામ દસ્તાવેજ કરી આપનારના નામને બદલે મુલકી દફતરમાં દાખલ

કરી શકાય. આવા કામમાં જેને દસ્તાવેજ કરી આપ્યો હોય તે શખસ પ્રથમ મુલકી દફતરે પોતાનુ નામ નોંધાવ્યા વગર કનિષ્ટ ધારણકરનારપાસેથી ગણોત વસૂલ લેવાની મદત માગે તો કલેકટરે તેને કબુલ રાખવોજ જોઇએ એમ સમજાશે નહી."

૬. "એક આખી ઇસ્ટેટ, જે તેના હિસેદારોએ પોતપોતામાં વેહેચાંણ કરી લેતા પેહેલા તે બધા હિસાદાર એકઠા મળીને ધારણ કરેલી હોય, અને જે મુલકી દફતરે તેઓપૈકી ફક્ત એક જણનેજ નામે ચાલતી હોય તેની વેહેચણના કામમાં જુદો પડેલો એક હિસાદાર પોતાના હિસાની જમીન ઉપર પ્રથમ મુલકી દફતરે પોતાનું નામ દાખલ કરાવી લીધા શિવાય કનીષ્ટ ધારણકરનાર પાસેથી ગણોત વસૂલ લેવાની મદત મળવા અરજી કરેતો હું ધારૂંછું કે તે કામમાં જુદા પડેલા હિસાદારને કલેકટરે કબૂલ રાખવોજ જોઇએ એમ સમજાય નહી. એવા હિસાદારને તે ઇસ્ટેટનો કોઇએક ચોકસ ભાગ સોંપવામાં આવ્યોછે અથવા નામે ચઢાવી આપવામાં આવ્યોછે, અને જો કાયદાના અથવા તે ઉપર થએલી રૂલના કોઇપણ ભાગના ઠરાવને લીધે તે ભાગ પોતાને નામે ચઢાવી લેવાને તેને કોઇ પ્રકારની હરકત નહી હોયતો જ્યાંસુધી તેનું નામ મુલકી દફતરમાં યોગ્ય રીતે દાખલ થયુ નહી હોય ત્યાંહાસુધી તેને તેના ભાગનો ખાતાદાર અથવા ધારણકરનાર તરીકે (જેમ હોય તેમ) કલેકટર કબૂલ નહી રાખેતો તે વ્યાજબી ગણાય."

## લીગલ રીમેમબ્રન્સરનુ પત્ર નંબર ૬૬૮ તા૦ ૨૯ મે સને ૧૮૮૫.

"મારા નંબર ૫૩૭ તા૦ ૧૫ એપ્રેલ સને ૧૮૮૪ ના રપોટમાં બયાન કરેલા કામને કલમ ૭૯ લાગુ પડે એમ હું બીલકુલ ધારતો નથી."

૨. "કલેકટરના દફતરે કેટલીક ઇનામ જમીન પાચ્છા બીબીને નામે ચાલતી હતી તેણીની અરજી ઊપરથી તે જમીન તેના પુરૂષવારસપૈકી સાદત સાહેબ કરીને કોઇ એકલોજ હયાત વારસ હતો તેના નામ ઊપર ચઢાવવામાં આવી અને સાદત સાહેબના મુવા પછી તેના નામને ઠેકાણે તેની છોટી છોટી બીબીનુ નામ દાખલ કરવામાં આવ્યું હતું."

૩. "તે જમીન ઉપર પાચ્છા બીબી, છોટી બીબી, અને છોટી બીબીની બેહેનની માલકી હતી. એ ત્રણે પૈકી દરેકજણ એ જમીન માંહેના હિસાને પાત્ર હતા, પરંતુ દરેકજણ પોતપોતાના હિસાનો વહિવટ કરતા હતા કે પાચ્છા બીબી એકલીજ આખી ઇસ્ટેટનો વહિવટ કરતી હતી, એ વાત નકી થઇ ન હતી. તોપણ કલેકટરના દફતરે છોટી બીબીનું નામ દાખલ થયા પછી પાચ્છા બીબીએ ચાર ખેડુતો પાસેથી ગણોત વસૂલ મળવાની મદત માગી. આ કામમાં ધારણ કરેલી દુમાલા જમીનમાં કંઇ હક્ક પાચ્છા બીબીને સોંપ્યાનો પ્રશ્નજ નહી હતો. નામનો ફેરફાર થએલો હતો તોપણ પાચ્છા બીબીનો હક્ક જેવો આગળ હતો તેવોજ ખુલ્લી રીતે કાયમ રહયો હતો. તેથી પાચ્છા બીબી "જે સખસને કોઇ ધારણ કરેલી દુમાલા જમીનના કોઇપણ ભાગ ઉપરના કંઇ હક સોંપ્યા હતા" એવો શખસ કેહેવાય નહી તેથી કલમ ૭૯ મુજબ તેને કબૂલ નહી રાખવાને કલેકટરને રસ્તો નહી હતો. (સરકારનો ઠરાવ નંબર ૫૨૪૩ તા૦ ૨૬ જુન સને ૧૮૮૫.)

**નોટ.**—લીગલ રીમેમબ્રન્સરે બતાવેલો અભિપ્રાય આડવોકેટ જનરલના અભિપ્રાયથી વિરૂધછે એમ જણાયછે. નોંધેલા ખાતાદારને જમીન મેહેસૂલના કાયદા પ્રમાણે કેટલાક ચોકસ હક્ક તથા જવાબદારીઓછે અને કલમ ૭૯ પ્રમાણે તે હક્કો તથા જવાબદારીઓના કારણસાર મુલકી દફતરે નોંધેલા ખાતાંદારની જગોએ પોતાનું નામ દાખલ કરાવવાની તજવીજ નહી કરે તેવા કોઇપણ ધારણકરનારને કલેકટર કબૂલ નહી રાખે. વરિષ્ઠ ધારણકરનારને મદત મળ-

વાનો જે હક્ક તે નોંધેલા ખાતાદારના હક્કથી સ્વતંત્ર છે અને જ્યારે કાયદાની કલમ ૩ની રકમ ૧૩ માં "વરિષ્ટ ધારણકરનાર"ની વ્યાખ્યાને મુલકી દફતરે નામ નોંધવાની શરત લાગુ કરેલી નથી તો વગર નોંધેલા વરિષ્ટ ધારણકરનારને મદત આપવાની ના કેમ પડી શકાય એ બદલ શમજ પડવી કઠણ છે.

**૮૭.** ૮૬ મી કલમપ્રમાણે કલેકટરને અરજી કર્યાપછી તેણે તેબાબત લખેલી નોટીસ, તે પ્રકરણની ચોકશી કરવાસારૂ દિવસ ઠરાવીને કનિષ્ટ ધારણકરનારને અથવા સહભાગીઓને અપાવવી જોઇયે. સદહૂંપ્રમાણે ઠરાવેલે દિવસે તેણે સંક્ષેપરીતે ચોકશી કરવી જોઇયે, અને તેનીપાસે પુરાવો હોય તે ઉપરથી ગણોતની અથવા જમીનમેહેસૂલની જે રકમ કાયદાસ્સરરીતે (દેવાની હોય તો) દેવીછે એવું તેને લાગે તો, વસૂલ કરવાસારૂ વરિષ્ટ ધારણકરનારને મદદ આપવાનો હુકમ કરવો જોઇયે.

પણ કલેકટરને દેખાઇ આવે કે પક્ષકારની દરમિયાન તકરાર છે તે ગુચવણ ભરેલી અથવા કઠણ પ્રકારની છે તો તે, તેની નજરમાં આવે તે પ્રમાણે માગેલી મદદ આપવાની ના કહેવાને અથવા જે જમીન સંબંધી તકરાર હોય તેનીઉપર આ આકટના ૮ મા બાબના ઠરાવપ્રમાણે અથવા ૧૧૨ મી કલમપ્રમાણે બાહાલ કરેલાં સર્વે સેટલમેંટની વખતે આકાર કર્યો હોય તો સદહૂ જમીનઉપર સદહૂપ્રમાણે ઠરાવેલા આકાર જેટલીજ મદદ આપવાને મુખત્યાર છે.

આ કલમ ઉપરથી એમ ન સમજવું કે, કોઇ પક્ષકારને જે રકમ પોતાને હજી મળવાનીછે અથવા દેવી હતી તેનાકર્તાં જે વધારે રકમ તેની પાસેથી લીધી છે એવું પ્રસંગ પ્રમાણે કોઇ પક્ષકારને લાગે તે રકમ પ્રતિપક્ષકારની પાસેથી વસૂલ કરવાસારૂ બેઉ પૈકી હરકોઇ પક્ષકારને દિવાની કોર્ટમાં જવાની મના છે.

## ટિકા.—જયારે નીચે બતાવ્યા પ્રમાણે બનાવ બની આવે ત્યારે કલેકટરે કેટલી રકમ સુધી મદત આપવી તેનો ખુલાસો.

૧. એક ૧૦ રૂપીઆ આકારના ખાતાનો **(અ)** નોંધેલો ખાતાદારછે. તે પૈકી અરધો ભાગ **(અ)** નો ભાઇ **(બ)** નો છે. **(બ)** એ પોતાનો ભાગ **(ક)** ને ૭ રૂપીઆ ગણોતથી જાથુ ખેડવા આપેલો છે. ને **(ક)** એ સદહૂ ભાગ **(ડ)** ને ૧૦ રૂપીઆ ગણોતથી ખેડવા આપેલોછે. આ કામમા **(અ) (બ) (ક)** એત્રણો પૈકી દરએક જણ પોતાનુ ગણોત પુર્વાપાય કરીને વસૂલ કરવા મદત માગેતો દરએક જણને તેના નફાની નક્કી રકમ સુધી મદત આપવી જોઇએ. એટલે **(અ)** ને ૫ રૂપીઆસુધી, **(બ)** ને બે રૂપીઆસુધી અને **(ક)** ને ત્રણ રૂપીઆસુધી. (સ. ઠ. નંબર ૭૦૫૭ તા૦ ૨૪ નવેંમબર સને ૧૮૮૧).

## કલમ ૮૭ પ્રમાણે કલેકટરે કરવાનો ફેસલો કીયા મુદા ઉપર કરવો.

૨. આ કલમ પ્રમાણે કલેકટરે ફેસલો કરવાનો તે આ કાયદાની કલમ ૮૩ ના પેહેલા પારેગ્રાફમાં બતાવેલા મુદા ઉપર કરવો જોઇએ, એટલે:—

(અ) વરિષ્ટ ધારણકરનાર અને ખેડુત એ બેની વચે કાંઇ કબૂલાયત થએલી સાબેત થાય તો તે કબૂલાયતમાં જે ગણોત આપવાનું કબૂલ કરેલુ હોય તે ગણોતની રકમ.

(બ) **એવી કબૂલાયત થયાનો ખાતરી લાયક પુરાવો ન હોયતો દેશરીવાજ પ્રમાણે ગણોતની જેટલી રકમ મળવી યોગ્ય જણાય તેટલી,**

(૬) કબૂલાયત નહી હોય, અને દેશરીવાજનો પણ આધાર ન મળે તો જે ગણોતની રકમ એકંદર હકીકતનો વિચાર કરતા યોગ્ય અને વ્યાજબી જણાય તેટલી રકમ,

પણ જો સદહૂ તકરાર ગુચવણ ભરેલી અને કઠણ હોવાના સબબથી કલેકટર સંક્ષેપરીતે નિકાલ કરી શકે એવી ન હોય તો તેણે મદત આપવાની ના પાડવી અગર જો સરવે લાગુ થએલી હોયતો સરવેમા કાયમ કરેલા આકારસુધી મદત આપવી. (સ. ઠ. નંબર ૩૯૦૪ તા૦ ૧૭ જુન સને ૧૮૮૨.)

## મદત આપવી કે નહી એ વાત કલમ ૮૭ પ્રમાણે કલેકટરની મરજી ઉપર નથી.

૩. સંક્ષેપરીતે ચોકસી કર્યા પછી ગણોત અથવા જમીન મેહેસૂલની જે રકમ કાયદાસર રીતે દેવી નીકળે તે વસૂલ કરવા બાબત મદત આપવાની ના પાડવાનુ કલમ ૮૭ના ૧ લા પ્યારેગ્રાફ ઉપરથી કલેકટરની મરજી ઉપર નથી. કેમકે તેમાં એવા શબ્દ વાપરેલા છે:—"તેણે (કલેકટરે) સંક્ષેપરીતે ચોકસી કરવી જોઇએ અને જે રકમ કાયદાસરરીતે (દેવાની હોયતો) દેવી છે એવું તેને લાગે તો તે વસૂલ કરવાસારૂ વરિષ્ટ ધારણકરનારને મદત આપવાનો હુકમ કરવો જોઇએ." એવા પ્રકારની ચોકસીમાં કલેકટર સંક્ષેપરીતે દીવાની કોરટનો અધિકાર ચલાવે છે, અને તે કોરટોને જેમ દયાની ખાતર જવાબદારીનો અનાદર કરવાનો અધિકાર નથી તેજ પ્રમાણે તેને (કલેકટરને) પણ નથી. (સ. ઠ. નંબર ૮૪૦૨ તા૦ ૨૫ અકટોબર સને ૧૮૮૪.)

## કલમ ૮૭ પ્રમાણે મામલેદારે કરેલા હુકમ ઊપર નારાજીના સબબથી દીવાની કોર્ટમાં જવાનો રસ્તો.

૪. કલમ ૮૭ પ્રમાણે મામલતદારે કરેલા હુકમ ઉપર પક્ષકારો નારાજ હોય તો તેઓને દીવાની કોર્ટ માંર્ફત તજવીજ કરી લેવા તે હુકમથી કંઇ બાધ થતો નથી એમ કલમ ૮૭ ના છેલા ભાગમા સાફ બતાવેલુંછે. (ઈ. લા. રી. બાં. એપ્રીલ ૧૮૮૪ પાનુ ૧૮૮-૮૯.)

## કલમ ૮૭ પ્રમાણે આપવાની નોટીસ.

૫. કાનુન ૮૭ પ્રમાણે મેહેસૂલ ન આપનારને નોટીસ.

અ. બ. રેહેવાસી જોગ

તમને નોટીસ આપવામાં આવે છે જે જીલ્લાના

તાલુકામાંના મોજે માના

( ના પેટા નંબર ) સર્વે નંબર ના

(અથવા જેમ હોય તેમ) જમીન મેહેસૂલના હફતાના) અવેજની

રકમ તરીકે તમારી ઊપર તારીખે લેણી થએલી

રૂ આ પૈ. ની રકમ આપવામાં આવી નથી, અને તે રકમ આ નોટીસ બદલ લેવાની આનાની ફીની રકમસુધી આ નોટીસની તારીખથી દસ દીવસની અંદર નહી આપોતો સદહૂ જમીનનુ ચાલુ સાલનુ મેહેસૂલ તમારી પાસે હજી લેણું છે તે સઘળું જબરીથી વસૂલ કરવાસારૂ કાયદાપ્રમાણે કામ ચલાવવામાં આવશે.

તા૦ માહે સને ૧૮ .

સહી મામલેદાર (અથવા મહાલકરી.)

## દુમાલા જમીનના ધારણકરનારાઓને વિશેષ અધિકાર આપવા બાબત.

૮૮. દુમાલા જમીનના કોઇ ધારણ કરનારને કમિશન હરકોઇ વખતે આપીને તે કમિશનમાં લખેલી જમીનબાબત હેઠળ લખેલા સઘળા અથવા તેઓપૈકી કાંઇ અખત્યાર આપવાનો અધિકાર ગવરનર ઇન કોંસિલને છે, એટલે:—

(અ) જમીનમેહેસૂલ અથવા ગણોત તેને મળવાનું હોય તે આપવાબાબત તારણ માગવાનો અને તે ન આપે તો કલમ ૧૪૧ થી તે ૧૪૩ સુધીની કલમો પ્રમાણે જે પૂર્વોપાય કરવાનો અધિકાર કલેકટરને છે તે પૂર્વોપાય કરવાનો;

(બ) સદરહૂપ્રકારનું જમીનમેહેસૂલ અથવા ગણોત આપવાને ચુકનારાં માણસોની માલ મિલકત જપ્ત કરવાનો,

(ક) જમીનમેહેસૂલ અથવા ગણોત તેને મળવાનું હશે તે કઈ કઈ વખતે તથા કેટલે કેટલે હપ્તે આપવાનું થશે તે વખતે વખતે ઠરાવવાનો,

(ડ) ૬૫ તથા ૬૬ મી કલમ પ્રમાણે કલેકટરનો અધિકાર ચલાવવાનો,

(ઈ) ૭૪ મી કલમપ્રમાણે રાજીનામું આપવાની સૂચના લેવાનો અને તે કલમમાં ઠરાવ્યાપ્રમાણે કઇ તારીખસુધી તે સૂચના લેવામાં આવશે તે તારીખ ઠરાવવાનો,

(ફ) ૧૨૨ મી કલમમાં સર્વે અમલદારોસારૂ જે રીત ઠરાવીછે તે રીતે હદ્દ નિશાન યથાસ્થિત રાખવાબાબત તથા તેની મરામત કરવાબાબત તજવીજ કરવાનો,

પણ એવું ઠરાવ્યું છે કે (ક) રકમથી તે (ફ) રકમસુધીની રકમોમાં કહેલા અધિકાર, જે જમીનને સર્વે સેટલમેંટ ૨૧૬ મી કલમના ઠરાવપ્રમાણે લાગૂ કર્યું હશે તે જમીનના ધારણ કરનારાઓને માત્ર આપવા.

### ટિકા.—કલમ ૮૮ ની રકમ "ક" થી "ફ" સુધીના અધિકાર ઈનામદારને આપતા પહેલા કરવાની તજવીજ.

૧. જમીન મેહસૂલના કાયદાની કલમ ૮૮ ની "અ" તથા "બ" રકમોમાં કહેલા અધિકાર ઇનામદારને એકદમ આપી દેવામા કંઈ હરકત નથી; પરંતુ "ક" થી "ફ" સુધીનો કોઈપણ અધિકાર તેના ગામને સદરહૂ કાયદાની કલમ ૨૧૬ મુજબ સર્વે સેટલમેંટ લાગુ થયા શિવાય આપી શકાતો નથી. (કલમ ૮૮ નો પ્રાવીઝો જુઓ.)

ઇનામદારને "ક" થી તે "ફ" સુધીના અધિકાર આપવાનો હોય તો પ્રથમ એ તજવીજ કરવાની છે કે તે ઇનામદારના ગામને (મારજીનમાં આપેલા નમુનાના જાહેરનામાથી) આ કાયદાના ૮ થી તે ૧૦ સુધીના બાબોપૈકી જે ઠરાવો લાગુ કરવાની ઇનામદારની મરજી હશે, તે અથવા તે પૈકી જે સરકારને યોગ્ય લાગે તે, આ કાયદાની કલમ ૨૧૬ પ્રમાણે લાગુ કરવા જોઇયે. એવી રીતે જે કલમો લાગુ કરવામા આવે તેમા, જો સદરહૂ ગામમા ગવરનર ઇન કોંન્સિલના હુકમથી

નમુનો.

સને ૧૮૭૯ ના મુંબઈના જમીન મેહેસૂલના કાયદાની કલમ ૨૧૬ ઉપરથી ગવરનર ઇન કૌન્સિલ એમ ફરમાવેછે કે જમીન મેહેસૂલના કાયદાની...... કલમોના ઠરાવો..........જીલ્લાના............. તાલુકાના............ગામને લાગુ કરવામા આવ્યાછે.

(હુકમથી ઈત્યાદી.)

કરેલી તથા બાહાલ કરેલી તથા મંજુર કરેલી સરવે સેટલમેંટ હાલ ચાલુ હશે, તો કલમ ૧૧૨ આવશ્ય દાખલ કરવી જોઇએ, અને જો હાલ ચાલુ હશે તે આકાર અમુક મુદતને માટેછે એમ સરકારે જાહેર કરેલું નહી હશે તો કલમ ૧૦૨ તથા ૧૦૩ પણ આવશ્ય દાખલ કરવી જોઇએ કે જેથી કરીને તે આકાર અમુક મુદતસુધી કાયમ કરેલોછે એવો હુકમ પ્રસિદ્ધ કરવાને સરકારને અધિકાર પ્રાપ્ત થાય, અને તે પ્રમાણે કરીને સરવે સેટલમેંટ રીતસર લાગુ કરવામા આવે.

જ્યારે ઉપર બતાવેલું જાહેરનામુ પ્રસિદ્ધ કરવામા આવે અને જ્યારે (જો જરૂર હોયતો) કલમ ૧૦૨ પ્રમાણે હુકમ ફરમાવાવામા આવે તથા કલમ ૧૦૩ પ્રમાણે તજવીજ કરવામાં આવે ત્યારે કલમ ૮૮ ના પ્રાવીઝોમાં ફરમાવેલા પ્રકાર પુરા કરવામાં આવ્યા છે એમ સમજવું.

એવી રીતે કરવામાં આવ્યા પછી તે ઇનામદારને અથવા તેના મુખત્યારને જે અધિકાર આપવાનુ સરકારને યોગ્ય લાગે તે અધિકાર તેને, જાહેરનામાંથી નહી, પણ આ કાયદાના પરિશિષ્ટ "ક"માં આપેલા નમુના મુજબ કમિશન લખીને આપવા. જો તે ગામને કલમ ૨૧૬ મુજબ સર્વે સેટલમેટ લાગુ કરવાની રાહા નહી જોતા કલમ ૮૮ ની રકમ (અ) તથા (બ) માં કહેલા અધિકાર એકદમ આપવાના હોય તો તેપણ એવી રીતે કમિશન લખીનેજ આપવા જોઇયે. (સ. ઠ. નંબર ૧૩૮૮ તા૦ ૮ મારચ સને ૧૮૮૧.)

## કમિશન ધારણ કરનારને કલમ ૧૪૧ થી તે ૧૪૩ સુધીમાં કેહેલાં પૂર્વોપાય કરવાસંબંધી અધિકાર.

૨. જમીન મેહસૂલના કાયદાની કલમ ૧૪૧ થી ૧૪૩ સુધીની કલમો કલેકટરને જેમ પૂર્વોપાયો કરવાને અધિકાર આપે છે તેમજ તે કાયદાની કલમ ૮૮ ની રકમ (અ) અને તે આધારે આપેલુ કમિશન તેના ધારણકરનારને પૂર્વોપાય કરવાને અધિકાર આપે છે. કલમ ૧૪૧, તથા કલમ ૧૪૨ ના પહેલા અને બીજા પારેગ્રાફમાં જમીન મેહસૂલનો વસૂલનિર્ભય કરવા સારૂ પૂર્વોપાયની તજવીજ ઠરાવેલી છે અને તે તજવીજ કમિશનનો ધારણ કરનાર કરે તો કંઇ હરકત નથી પણ કલમ ૧૪૨ના ત્રીજા પારેગ્રાફમાં એવા (કમિશનના) ધારણકરનારે કરેલા હુકમ તોડયા બદલ શિક્ષા કરવા સંબંધી છે અને તેમાં એવી શિક્ષા સંક્ષેપ ચોકસી કરીને જો ગુન્હો શાબેત થાય તો કરવી એમ ઠરાવ્યું છે. તે પ્રમાણે કરવામાં ઘણુખરૂં ઇન્સાફનુ કામ કરવુ પડેછે (કલમ ૧૯૫ જુઓ) કેજે જમીન મેહસૂલ નિર્ભય કરવા સારૂ ઠરાવેલી પૂર્વોપાયની તજવીજથી ખુલી રીતે તદન જુદૃ છે એમ કેહેવાય, માટે તે અધિકાર કમિશન ધારણકરનાર ચલાવી શકે નહી. પણ જો પોતાના કોઇ કનિષ્ટ ધારણકરનારને કલમ ૧૪૨ મુજબ શિક્ષા કરવાની તેની મરજી હોય તો તેનો રસ્તો એ છે કે પોતે શિક્ષા નહી કરતા તે કામની ચોકસી કરવા કલેકટરને અરજ કરવી.

કલમ ૧૪૧ની રકમ "બ" પ્રમાણે પાક કાઢીને મુકયા પછી બે માસની મુદતમાં જો મેહસૂલ ભરવામાં ન આવે તો મેહસૂલ લેણુ હોય તે કાયદેસર થએલા ખરચ સહિત વસૂલ કરવા સારૂ જંગમ મિલકતનુ વેચાંણ કરવા વિશે બાબ ૧૧ ના જે ઠરાવો છે તે મુજબ વેચાણ કરવા સારૂ તે પાક પૈકીનો પોતાને યોગ્ય લાગે તેટલો ભાગ કાઢી લેવા કલમ ૧૪૩ મુજબ કલેકટરને અધિકાર છે. એ અધિકાર કમિશન ધારણકરનારને પણ પ્રાપ્ત થાય છે પણ મેહસૂલ ન આપનારના પાકમાંથી ભાગ કાઢી લેવો એ તેની મિલકત જપ્ત કર્યા પ્રમાણે છે અને જયારે તેમ કરવામાં આવે ત્યારે કમિશન ધારણ કરનાર કલમ ૯૦ મુજબ કલેકટરને તરતજ રીપોર્ટ કરવા, પોતે બંધાએલોછે. એટલે સુધી આવી

પોચ્યું એટલે પૂર્વોપાયની તજવીજ પુરી થઇ જાયછે અને પછી કલેકટરે કલમ ૯૦ મુજબ તે કામમાં હાથ ઘાલીને જપ્ત કરેલો પાક વેચવો કે નહી એ ઠરાવવું જોઇયે. (સ. ઠ. નંબર ૧૦૬ તાં૦ ૬ જાનેવારી સને ૧૮૮૩.)

૩. કલમ ૮૮ (બ) મુજબ જે અધિકાર ઇનામદારને આપવામાં આવેછે તે તેણે કઇ કલમ પ્રમાણે તથા કેવી રીતે ચલાવવાનોછે તેનો કોઇ ઠેકાણે ઊલ્લેખ કરેલો નથી તેથી તે ચલાવતા મેહેસૂલ ન આપનારની મિલકત નોટીસ આપ્યા શિવાય જપ્ત કરેતો તેણે ગેરકાયદે કામ કરયું એમ કેહેવાય નહી; તેમજ નોટીસ આપે તોપણ કાયદા વિરૂધ થાય એમ નથી. ઈનામદારે પ્રથમનોટીસ આપવી એ સારો રસ્તોછે પણ જો તે નોટીસ આપ્યા વગર સદહૂ અધિકાર ચલાવે તો તેને નોટીસનુ ખરચ અપાવવામાં નહી આવે. (સ. ઠ. નં. ૨૯૦૧ તા૦ ૧૫ એપ્રેલ સને ૧૮૮૬.)

**૮૯.** સદહૂ પ્રકારનું દરએક કમિશન **ધ** પરિશિષ્ટમાં લખેલા નમુનાપ્રમાણે જોઇયે તથા તે સરકારની મરજીમાં આવે ત્યારે રદ્દ થવાને પાત્ર છે અને કમિશન ગવરનર ઇન કૌંસિલને યોગ્ય લાગે તો ખુદ દુમાલા જમીનના ધારણકરનારને અને તેજપ્રમાણે તેના એક અથવા વધારે મુખત્યારોને પણ આપવાનો અધિકાર છે.

**૯૦.** સદહૂપ્રકારનું કોઇ કમિશન ધારણકરનાર (ગણોત અથવા જમીન મેહેસૂલ આપવાને ચુકનારની માલ મિલકત જપ્ત કરશે તો તેણે તેવું કન્યાબાબત તાબડતોબ કલેકટરને રિપોર્ટ કરવો જોઇયે. માગેલી જે રકમસારૂ જપ્તી કરી હોય તે રકમ કલેકટરને યોગ્ય લાગે તે ચોકશી કન્યાઊપરથી વાજબીછે એવું તેની નજરમાં આવેતો તેણે તે માલ મિલકત વેચવાબાબત હુકમ કરવો જોઇયે, અને વેચાણનું કામ ૧૬૫ મી કલમથી તે ૧૮૬ મી કલમસુધીની કલમોમાંના ઠરાવપ્રમાણે થવું જોઇયે. પણ કમિશન ધારણકરનારને સન ૧૮૩૦ ના ૧૩ મા કાયદાપ્રમાણે દિવાની હકુમત આપેલી હોય તથા ખુદ પોતાનાં અથવા પોતાના મુખત્યારનાં હુકમનામાં બજાવવાનો અધિકાર આપેલો હોય તો વેચાણનું કામ તેણે કરવુ; કલેકટરે તથા તેના તાબામાંના અમલદારોએ કરવું નહીં.

**ટિકા.—કલમ ૯૦ પ્રમાણે ઈનામદારે કરેલા રીપોર્ટને કોર્ટ ફી સ્ટાંપ લાગુ નથી.**

આ કલમ પ્રમાણે ઇનામદારે કરેલો રીપોર્ટ કોર્ટ ફી કાયદાની કલમ ૧૧ ની રકમ ૧ પેટા રકમ (**બ**) મુજબ અરજી નથી તેથી તેને સ્ટાંપની જરૂર નથી. (સરકારનો ઠરાવ નંબર ૯૮૭ તા૦ ૧૧ ફેબ્રુવારી સને ૧૮૮૨.)

**૯૧.** સઘળાં જબરીનાં પ્રોસેસો હેઠળ લખેલે પ્રસંગે બંધ થવાં જોઇયે, એટલે—

મેહેસૂલ ન આપનારનીપાસે માગેલી રકમ તેણે નિષેધ કરીને આપી હોય અથવા આપવાને કાહાડી હોય તો,

અથવા કમિશન ધારણકરનારને અથવા તેના મુખત્યારને અથવા મુખત્યારોને અથવા કલેકટરને ડ. પરિશિષ્ટમાં કહેલા અથવા તેવા મજકૂરના નમુનાપ્રમાણે ખાત્રીનો તે જામીન આપે તો.

અને સદહૂપ્રકારનાં કોઇ કમિશનનો કોઇ ધારણકરનાર સદહૂપ્રમાણે પૈસા આપ્યાપછી અથવા લે એમ કહ્યાપછી અથવા સદહૂપ્રકારનો જામીન આપ્યાપછી અથવા લે એમ કહ્યા પછી કાંઇ જબરીનાં પ્રોસેસનું કામ પોતે અથવા પોતાના મુખત્યારની મારફત ચલાવશે તો તે ધારણકરનાર કલેકટરની રૂબરૂ સંક્ષેપરીતે ચોકશીમાં સાબેત થયાપછી સદહૂપ્રકારના

જબરીનાં પ્રોસેસ ઉપરથી મેહેસૂલની જે રકમ વસૂલ કરવાનું ધારતો હશે તે રકમનાં ઘણામાં ઘણા ત્રણ ઘણાસુધી દંડને પાત્ર થશે.

**૯૨.** સદહૂપ્રકારનાં કમિશન ઊપરથી આપેલો અધિકાર ચાલૂ સાલના તથા તેની પ્રત્યક્ષ પાછલી સાલના મેહેસૂલના અથવા ગણોતના પૈસા જબરીથી વસૂલ કરવાનાં કામને લાગૂ છે, પણ પાછલી સાલના મેહેસૂલના અથવા ગણોતના પૈસા જબરીથી વસૂલ કરવાનાં કામને લાગૂ નથી.

**૯૩.** સદહૂપ્રકારનું કોઈ કમિશન ધારણકરનારો, મેહેસૂલબદલ અથવા ગણોત બદલ રકમ માગતો હશે તે માગવાની અગાઊ કનિષ્ટ ધારણકરનારાએ જે મેહેસૂલ અથવા ગણોત આપ્યું હશે તેના કતાં અથવા જે દેણાંનો તેણે લખેલો કરાર કર્યો હશે તેના કતાં વધારે જબરીથી તેણે વસૂલ કરવું નહીં. જો તકરાર પડે તો કલેકટરે સંક્ષેપરીતે ચોકશી કરવી જોઇયે તથા વાજબી હોય તે રકમ ઠરાવવી જોઇયે અને આ પ્રમાણે જે રકમ વાજબી છે એવું ઠરાવવામાં આવે તેના કતાં વધારે અવેજ કમિશન ધારણકરનારાએ જબરીથી વસૂલ કરવો નહીં.

જે રકમ કાયદાસરરીતે જબરીથી વસૂલ કરવાનો અધિકાર છે તેના કરતાં વધારે અવેજ જે માણસની પાસેથી જબરીથી વસૂલ કર્યો હોય તેને, કલેકટરની રૂબરૂ સંક્ષેપરીતે ચોકશી થઇને તે વાતની સાબેતી કમિશન ધારણ કરનારા ઉપર થાય તો, સદહૂ પ્રકારના વધારે અવેજની રકમની ત્રણઘણી રકમ નુકશાન બદ્દલ વસૂલ કરવાનો હક્ક છે, અને કમિશન ધારણ કરનારની પાસે જે રકમ સદહૂ પ્રમાણે લેણી થશે તે, જમીન મેહેસૂલની બાકી પ્રમાણે વસૂલ કરવાનો અધિકાર છે.

**૯૪.** દુમાલા જમીન ધારણ કરનારને પાછલી કલમના કોઇ ઠરાવ ઉપરથી એવી મના નથી કે તેણે જમીનનો ફરીથી આકાર ઠરાવવાબાબતનો પોતાનો હક્ક અથવા જે પૂરેપુરી રકમ પોતાને આપવાને કોઇ કનિષ્ટ ધારણકરનાર વાજબીરીતે પાત્રછે એવું તેને લાગતું હોય તે રકમનાંકતાં ઓછો અવેજ તે આપતો હશે તે બાબત ફરીથી ઠરાવ કરવાબાબતનો પોતાનો હક્ક સાબેત કરવાસારૂ યોગ્ય અધિકારવાળી કોઇ કોર્ટમાં તેણે દાવો કરવો નહીં, અથવા સદહૂ પ્રકારની કોઇ ફરિયાદીમાં હુકમનામું થયું હોય તે હુકમનામાં પ્રમાણે જે રકમ આપવી યોગ્ય છે એવું ઠરાવ્યું હોય તે રકમ આ આકટમાં પાછળ કહેલીરીતે વસૂલ કરવી નહીં.

## બાબ ૮. સર્વે સટલમેંટ બાબત તથા ઈસ્ટેટના ભાગ કરવા બાબત.

**૯૫.** જમીન મેહેસૂલનો ઠરાવ કરવાસારૂ તથા જમીન સંબંધી હક્કનો દાખલો રાખવા સારૂ તથા તે કાયમ રાખવા સારૂ અથવા તેવાંજ બીજાં કાંઇ કારણ સારૂ ઇલાકાના હરકોઇ ભાગની હરકોઈ જમીનની સર્વે કરવાનું ફરમાવવાનું ગવરનર ઇન કોંસિલને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે પ્રમાણે ફરમાવવાનો અધિકાર ગવરનર ઇન કોંસિલને છે, અને સદહૂપ્રકારની સર્વેને રેવેન્યુ સર્વે કેહેવી. સદહૂપ્રકારની સર્વે કોઇ ગામની અથવા કસબાની અથવા શેહેરની એકંદર જમીનને અથવા ગવરનર ઇન કોંસિલ ફરમાવે તે જમીનનેજ લાગૂ કરી શકાશે અને જે જમીનને સર્વે સેટલમેંટ લાગૂ કરવું યોગ્ય નથી એવું લાગે તે જમીન તે સેટલમેંટમાંથી કાહાડી નાખવાનો અધિકાર સદહૂપ્રકારની સર્વે કરનારા અમલદારને ગવરનર ઇનકોંસિલના હુકમને અનુસરીને છે.

સદહૂ પ્રકારની દરએક રેવેન્યુ સર્વે ઉપરનો સત્તાધિકાર ગવરનર ઇન કાંસિલની પાસે રેહેશે તથા તેઓએ તે ચલાવવો.

**૯૬.** સદહૂ પ્રકારની કોઇ સર્વે ચલાવવાસારૂ અથવા તેમાં કામ કરવાસારૂ મોકલેલા સર્વે અમલદારને એવો અધિકારછે કે તેણે સાધારણ નોટીસ અથવા સમન કરીને જમીન ધારણકરનારાઓને તથા જે માણસોનો જમીનમાં સંબંધ હોય તે સઘળાં માણસોને જાતે અથવા તેઓને બરાબર સમજાવ્યું હોય તથા મુદ્દાના સઘળા સવાલોના ઊત્તર જેનાથી આપી શકાય એવા કાયદાસર મુખત્યારની મારફત હાજર થવાનું કેહેવું; અને તાલુકાના તથા ગામના જે અમલદારોને પોતપોતાનાં હુદ્દાના નાતાથી પોતપોતાનાં થાણામાં તથા હુદ્દાઉપર કાયદાઊપરથી અથવા રિવાજઊપરથી ચાકરી કરવી પડેછે તેઓને હાજર થવાનું કેહેવું અને સર્વેનાં કામમાં તેઓની યોગ્યતાપ્રમાણે મદદ તથા નોકરી કરવી એવું ફરમાવવુ.

**૯૭.** જે જમીનની સર્વે હોય તે જમીનની માપણી અથવા પ્રતબંધી કરવાનાં કામમાં નિશાનવાળા તમે આપીને મદદ કરો એવું જમીનના સઘળા ધારણકરનારાઓને તથા જે બીજાં માણસોનો જમીનમાં સંબંધ હોય તે બીજાં માણસોને કેહેવાનો અધિકાર સર્વે અમલદારનેછે. અને આ કામસારૂ અથવા સર્વેનાં કામસંબંધી તેવાંજ બીજાં કામસારૂ મજુર રાખવાની જરૂર પડે ત્યારે તે મજુરો બાબત ખરચ થાય તેનો તથા સઘળા સાદડ ખરચનો આકાર સર્વે કરેલી જમીનઉપર કરવો અને મેહેસૂલનાં લેણાંપ્રમાણે તે વસૂલ કરવો.

**૯૮.** આ કલમમાં આગળ ઠરાવ્યું છે તેટલેસુધી ખારેજ કરીને ખેતીનાંજ કામસારૂ ઊપયોગ કરેલી જમીનનું સર્વે નંબર કરવું તે નંબર, સર્વે કમિશનર સરકારની મંજુરીથી દરએક જીલ્હામાં જુદી જુદી પ્રતની જમીનસારૂ ક્ષેત્રફળનું ઓછામાં ઓછું જે પ્રમાણ વખતે વખતે ઠરાવશે તેનાકર્તા ઓછાં ક્ષેત્રફળનું કરવું નહીં. ક્ષેત્રફળના ઓછામાં ઓછા સદહૂ પ્રમાણે પ્રમાણો ઠરાવ્યાં હોય તેઓનો દાખલો દરએક તાલુકામાં મામલતદારની કચેરીમાં રાખવો જોઇયે તથા તે સઘળે યોગ્ય વખતે લોકોને જોવાસારૂ મળવા જોઇયે.

ક્ષેત્રફળનાં ઓછામાં ઓછાં પ્રમાણ સદહૂ પ્રમાણે ઠરાવ્યાં હોય તે પ્રમાણના કર્તાં ઓછાં ક્ષેત્રફળના જે સર્વે નંબર અગાઊ કરવામાં આવ્યાં હશે અથવા સર્વે કમિશનરે આ બાબત સામાન્યરીતે અથવા કોઈ વિશેષપ્રસંગે હુકમ આપ્યો હશે તે હુકમથી જે તેવા પ્રકારનાં કરવામાં આવશે તે સર્વે નંબરોને આ ઠરાવ લાગુ થનાર નથી. અને કોઇ સર્વે નંબર સર્વેના કાગળ પત્રમાં જુદુંજ દાખલ કર્યું હશે તેનું ગમે તેટલુ ક્ષેત્રફળ હોય તોયપણ તે હુકમથી કર્યું છે એમ સમજવું.

## ટિકા.—પડીનંબરોને કલમ ૯૮ લાગૂ નથી.

૧. આ કલમના ઠરાવો પડીનંબરોને લાગૂ નથી. (સરકારનો ઠરાવ નંબર ૪૩૧૪ તા૦ ૨૫ જુલઇ સને ૧૮૮૧.)

## સરવે નંબરના પેટા ભાગ પાડવાનું પ્રમાણ.

૨. સને ૧૮૮૬ના આકટ ૪ની કલમ ૧૭ જે સને ૧૮૭૯ ના આકટ ૫ ની કલમ ૯૮ ને મળતીછે તે મુજબ નેક નામદાર ગવરનર ઇન કાંસિલે હેઠળ લખ્યા પ્રમાણે સર્વે નંબરના પોટ ભાગ પાડવાનું પ્રમાણ ઠરાવ્યું છે:—

| જીલ્લાનું નામ. | વાવેતરનો પ્રકાર અથવા જમીનની જાત. | કાયદા મુજબ, કમીમાં કમી જેટલા ક્ષેત્રફળનો પોટ નંબર પાડવાનો તે ક્ષેત્રફળ. એકર. | ગુંઠા. |
|---|---|---|---|
| પુના અને અહમદનગર | જરાયત | ૩ | ૦ |
| | બાગાયત | ૦ | ૨૦ |
| | ક્યારી | ૦ | ૨૦ |
| ઠાણા | જરાયત | ૩ | ૦ |
| | બાગાયત | ૦ | ૧૦ |
| | ક્યારી | ૦ | ૧૦ |
| રત્નાગીરી | ક્યારી | ૦ | ૫ |
| | બાગાયત | ૦ | ૫ |
| | વરકસ | ૨ | ૦ |
| ખાનદેશ. | જરાયત | ૪ | ૦ |
| | બાગાયત | ૦ | ૨૦ |
| બેલગામ, ધારવાડ અને કલાદગી. | જરાયત | ૬ | ૦ |
| | ક્યારી | ૧ | ૦ |
| | બાગાયત | ૦ | ૨૦ |
| સાતારા | જરાયત | ૩ | ૨૦ |
| | ક્યારી | ૦ | ૨૦ |
| | બાગાયત | ૦ | ૨૦ |
| | કુમરી | ૫ | ૦ |
| ઉત્તર કાનડા* (ઘાટ નીચેના તાલુકા) | જરાયત | ૫ | ૦ |
| | ક્યારી | ૫ | ૦ |
| | બાગાયત | ૦ | ૫ |
| | કુમરી | ૦ | ૦ |

૨. ગુજરાતમાં જરાયતનુ પ્રમાણ એક એકર અને બાગાયત અથવા ક્યારીનુ અરધો એકર હોવું જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૨૧૬૧ તા૦ ૨૯ મે સને ૧૮૬૯.)

**૯૯.** આ આકટના જે ઠરાવ આખા સર્વે નંબરને લાગુ છે તેજ ઠરાવ સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગને લાગુ થશે, માત્ર

(**અ.**) સદહૂપ્રકારના ભાગની જુદી જુદી હદ પાડવાની જરૂર રેહેશે નહીં; અને

(**બ.**) સદહૂપ્રકારનો કાંઇપણ ભાગ ખાતાંદાર ૭૪ મી કલમના ઠરાવ પ્રમાણે એમને એમ મુકી દેવાસારૂ રાજીનામું આપે તો તેનું ખાતું તેજ સર્વે નંબરના બીજા ભાગના ખાતાંદારોએ સદહૂ ભાગના આકારબદલ આપવાની રકમો જેમ જેમ મ્હોટી હોય તે ક્રમપ્રમાણે તેઓને આપવાને કાહાડવું. અને જો સદહૂભાગનું ખાતું લેવાને તે સઘળા ના કેહે તો તે ભાગનો ધારો, તે આખા નંબરનું તેઓ રાજીનામું આપે ત્યાંહા

* આ પ્રમાણનુ ક્ષેત્રફળ ઉત્તર કાનડાના ઘાટ તળેના તાલુકાઓને પછીથી સરકારના ઠરાવ નંબર ૫૫૯૪ તા૦ ૧૧ નવેંબર સને ૧૮૭૨ થી લાગુ કરવામાં આવ્યું છે

સુધી તેઓએ સદહૂપ્રમાણે આપવાની ધારાની રકમોના હિસ્સા પ્રમાણે તેઓની પાસેથી લેવો જોઇયે.

**૧૦૦.** કોઈ સર્વેનો ચાર્જ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને એવો અધિકાર છે કે ૨૧૪ મી કલમપ્રમાણે, આ બાબત કરેલી કાનુનને અથવા હુકમને અનુસરીને તેણે ૯૫ મી કલમપ્રમાણે કરેલા હુકમના સ્થાનિક અમલમાંની જે જમીનને, જમીનમેહેસૂલની સઘળી માફી નહીં હોય તે સઘળી જમીનઊપર પોતાની નજરમાં આવે તે પ્રમાણે જમીનમેહેસૂલનો આકાર ઠરાવવો, અને સદહૂપ્રકારના આકારપ્રમાણે જે રકમો લેણી હોય તે સદહૂપ્રકારની સઘળી જમીન ઉપર ૧૦૨ જી કલમના ઠરાવને અનુસરીને વસૂલ કરવી જોઇયે.

સદહૂપ્રકારનો આકાર ઠરાવતી વખતે ૫૨ મી કલમના વિશેષ ઠરાવમાં જે કરવાનું કહ્યું છે તે ઊપર લક્ષ આપવું જોઇયે.

પણ જે જમીનને જમીનમેહેસૂલ આપવાની સઘળી માફી હશે તે જમીનનો અથવા જે જમીન ૯૫ મી કલમપ્રમાણે સર્વે સેટલમેંટમાંથી ખસૂસ કાહાડીનાખી હશે તે જમીનનો યોગ્ય કમાલ આકાર ઠરાવવાની તથા તે નોંધી રાખવાની અથવા સદહૂપ્રકારની જે જમીનની સર્વે કરી હશે તે સઘળી જમીનનાં સર્વે નંબર કરવાની સદહૂ સર્વે અમલદારને આ કલમના કોઇપણ ઠરાવ ઉપરથી મનાછે એમ સમજવું નહીં.

**ટિકા.—સર્વેનો આકાર કાયમ કરવામાં ધરછોડ કરવાનુ પ્રમાણ.**

સર્વેનો આકાર ઠરાવતાં ધરછોડ કરવાનું પ્રમાણ જે સરકારના ઠરાવ નંબર ૨૨૧૦ તા૦ ૧૮ એપ્રીલ સને ૧૮૭૩ માં મંજુર કર્યું છે તે હજુસુધી અમલમાં છે.

**પ્રમાણ નંબર ૧.**

થાણા, કુલાબા, રત્નાગીરી અને કાનડા શિવાય બધા જીલ્લાઓ માટે.

| રૂપીઆથી. | રૂપીઆ સુધી. | કાયમ આકાર. |
|---|---|---|
| ૦—૦—૧ | ૦—૩—૦ | ૦—૨—૦ |
| ૦—૩—૧ | ૦—૬—૦ | ૦—૪—૦ |
| ૦—૬—૧ | ૦—૧૦—૦ | ૦—૮—૦ |
| ૦—૧૦—૧ | ૦—૧૪—૦ | ૦—૧૨—૦ |
| ૦—૧૪—૧ | ૧—૪—૦ | ૧—૦—૦ |
| ૧—૪—૧ | ૧—૧૨—૦ | ૧—૮—૦ |
| ૧—૧૨—૧ | ૨—૪—૦ | ૨—૦—૦ |
| ૨—૪—૧ | ૨—૧૨—૦ | ૨—૮—૦ |
| ૨—૧૨—૧ | ૩—૪—૦ | ૩—૦—૦ |
| ૩—૪—૧ | ૩—૧૨—૦ | ૩—૮—૦ |
| ૩—૧૨—૧ | ૪—૮—૦ | ૪—૦—૦ |
| ૪—૮—૧ | ૫—૮—૦ | ૫—૦—૦ |

**અને એ પ્રમાણે આગળ.**

## પ્રમાણ નંબર ૨.

### થાણા, કુલાબા, રત્નાગીરી અને કાનડા જીલ્લાઓને સારૂ.

| | | |
|---|---|---|
| ૦—૦—૧ | ૦—૦—૬ | ૦—૦—૬ |
| ૦—૦—૭ | ૦—૧—૬ | ૦—૧—૦ |
| ૦—૧—૭ | ૦—૩—૦ | ૦—૨—૦ |

આથી વધારે રકમની બાબતમા બીજા જીલ્લાઓ પ્રમાણેજ.

**૧૦૧.** પાછલી કલમપ્રમાણે આકાર કરવાના અધિકારમાં, ખેતીવાડીનાં કામસારૂજ ઉપયોગ કરેલી જમીન હોય ત્યારે પ્રત્યક્ષ તે જમીન ઉપર આકાર કરવાના અધિકારનો અથવા ઇરીગેશનનાં જે સાધનો બાબત ૫૫ મી કલમપ્રમાણે અથવા મુંબઇના સને ૧૮૭૯ ના ઇરીગેશન આકટ પ્રમાણે પીઆવો લેવામાં આવતો ન હોય તે સાધન ઉપર પીઆવાના અથવા બાબના રૂપે આકાર કરવાના અથવા જે બીજી કોઇ રીત સરકાર મંજુર કરે તે બીજી રીતે આકાર કરવાના અધિકારનો સમાસ થાયછે એમ સમજવું.

**૧૦૨.** સર્વેનો ચાર્જ જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારે ઠરાવેલો આકાર સરકારની મંજુરીવગર વસૂલ કરવો નહી. સદર્હૂપ્રકારના આકાર, પોતાને યોગ્ય લાગે તે ફેરફાર કરીને, ખેતીવાડીનાં કાંમસારૂજ ઉપયોગ કરેલી જમીન હોય ત્યારે ઘણામાં ઘણાં ત્રીસ વરસની મુદ્દત સુધી તથા બીજી સઘળી જમીન બાબત ઘણાંમાં ઘણાં નવ્વાણું વરસની મુદતસુધી કાયમ રાખ્યા છે એવું જાહેર રીતે ફરમાવવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને છે.

### ટિકા.—સર્વે સેટલમેંટની ગ્યારંટી કયારે પ્રસિદ્ધ કરવી.

જ્યારે સર્વે ખાતાથી ઠરેલા આકારને સરકારથી આખરની મંજુરી મળેછે ત્યારે તે આકારની ગ્યારંટી (હામી) કેટલી મુદત સુધીનીછે તે નક્કી ઠરાવવા સારૂ જમીન મેહેસૂલના કાયદા ઉપર થએલી રૂલની કલમ ૮૯ મા આપેલા નમુના મુજબ એક જાહેરનામુ સરકારી ગ્યાઝેટમાં પ્રસીદ્ધ કરવું જોઇએ. જ્યારે તે આકાર તુરતને સારૂ એક વરશ માટેજ મંજુર કરેલો હશે ત્યારે એવા જાહેરનામાની જરૂર નથી.

તોપણ જો તે આકાર કાયદાની કલમ ૧૦૬ ના છેવટ ભાગમા કહેલી વાતના સામાન્ય વિચાર ઊપર લક્ષ આપીને તપાસણીની સર્વેમાં ઠરાવવેલો હોય અને સરકારે મંજુર રાખ્યો હોયતો તે એક અથવા બે વરસને માટે ઠરેલો હોય તોપણ તેનુ જાહેરનામુ છાપવાની જરૂરછે. કાયદામાં હંગામી અથવા દરમ્યાન મુદતને સારૂ ઠરાવેલુ સેટલમેંટ એવા પ્રકારનો કોઇ ભેદ ગણેલો નથી. (સ. ઠ. નંબર ૩૨૯૯ તા૦ ૧૯ મે સને ૧૮૮૨.)

ખુલાસો—ઊપરના ઠરાવનો હેતુ એટલોજ જણાયછે કે જ્યાંસુધી લાગૂ કરેલા કોઇ સેટલમેંટને સરકારથી આખરની મંજુરી મળેલી નથી ત્યાંહાસુધી ગ્યારંટી આપવાની નથી. અને એ પ્રમાણે કરવું બરોબરછે. પણ જ્યારે આખરની મંજુરી મળે ત્યારે કાયદા ઊપર થએલી રૂલની કલમ ૮૯ પ્રમાણે જાહેરનામુ છાપવાને ફરમાવેલું છે તે માત્ર બરોબર છે એમ જણાતુ નથી. કેમકે તે નમુના પ્રમાણે ગ્યારંટી આપવાનો કોઇ ઠેકાણે વહિવટ નથી. તે નમુનો ફક્ત સેટલમેંટ લાગૂ કરતી વખત રયત લોકોને સમજુત આપવા વિશેના જાહેરનામાનો છે, ગ્યારંટીનો નથી.

**૧૦૩.** ખેતીવાડીનાં કામસાઝ ઉપયોગ કરેલી જમીન ઉપર, જે અમલદારને સ્વાધીન સર્વેનો ચાર્જ હોય તે અમલદારે બેસાડેલા આકાર જયારે સરકાર મંજુર કરે ત્યારે દરએક સર્વે નંબરઉપર બેસાડેલો આકાર પ્રસિદ્ધ રીતે વિદિત કરવો અથવા કરાવવો એ સદહૂ અમલદારનું અથવા કલેકટેરનું અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરનું કામ છે.

જે વખતે અથવા જે વખતને સુમારે આકાર બાબત સદહૂપ્રમાણે વિદતિ કરવામાં આવવાનું તે વખત બાબતની સદહૂ અમલદારે અથવા કલેકટરે અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે તેને યોગ્ય લાગે તેરીતે જાહેર ખબર અગાઉથી માફક વખતે અપાવવી જોઇયે.

ધારણકરનારો અથવા ધારણકરેલી કોઇ જમીનમાં હક્ક સંબંધ હોય તેવું બીજું માણસ જાતે અથવા મુખત્યારની મારફતે હાજર ન થાય તો, તે હાજર થાત તો, જે જવાબદારીને પાત્ર થાત તેજ જવાબદારીને તે પાત્ર થશે એમ સમજવું.

આ કલમની પેહેલી રકમમાં ઠરાવેલી રીતે આકાર વિદિત કર્યો એટલે સર્વે સેટલમેંટ લાગૂ થયું એમ સમજવૂં.

## ટિકા.—નવો ઠરાવેલો દર પ્રસિદ્ધ રીતે વિદિત કરતી વખત કમીશનરે અથવા કલેકટરે હાજર રેહેવુ જોઇએ.

સરકારની મરજી એવીછે કે નવા દર પ્રસિદ્ધ રીતે વિદિત કરતી વખત કમીશનરે અથવા કલેકટરે હાજર રેહવાનો અને પોતાની સાથે તે તાલુકા જે આસીસ્ટંટના ચાર્જમા હોય તે આસીષ્ટંટને સાથે રાખવાનો જે વહિવટ ચાલે છે તેમજ જારી રાખવો. (સ. ઠ. નંબર ૪૮૩૯ તા૦ ૨૦ આગષ્ટ સને ૧૮૮૧.)

**૧૦૪.** અસલ અથવા ફરી આકારેલું સર્વે સેટલમેંટ જે સાલમાં ઉપરની છેલ્લી કલમપ્રમાણે ચાલૂ કરવામાં આવશે તે સાલમાં જે જમીનનો નવો ઠરેલો આકાર અગાઊના આકારના કર્તા વધારે હશે તે સઘળી જમીનના જુના તથા નવા આકારમાંના તફાવતની છુટ આપવી જોઇયે, અને નવો બેસાડેલો આકાર આગલી સાલથી માત્ર લેવો જોઇયે.

ફરી આકારેલું સર્વે સેટલમેંટ જે સાલમાં ચાલૂ કરવામાં આવશે તે સાલપછીની સાલમાં જો કોઇ ખાતાંદાર તેણે ધારણ કરેલાં સર્વે નંબર પૈકી કોઇ સર્વે નંબરના સદહૂપ્રકારના નવા આકાર ઉપરથી બેસાડેલા વધારાના દરથી નારાજ થાયતો, તે સદહૂપ્રકારનું નંબર કલમ ૭૪ તથા કલમ ૭૬ માં કહેલી રીતે માર્ચ મહિનાની ૩૧મી તારીખે અથવા તે તારીખની અગાઉ છોડી દે તો તેને સદહૂપ્રમાણે બેસાડેલા વધારાની છુટ મળવી જોઇયે.

## ટિકા.—કલમ ૧૦૪ નો અર્થ શી રીતે કરવો.

આ કલમના બીજા પ્યારેગ્રાફની પેહેલી લીટીમા "ફરી આકારેલુ સર્વે સેટલમેંટ" એ શબ્દોની આગળ "અસલ અથવા" આ શબ્દો મુકવાનું ચૂકથી રહી ગએલું હોય એમ જણાયછે તોપણ સરકારે એવું ઠરાવેલુ છે કે જે પ્રદેશનુ અસલ સર્વે સેટલમેંટ થવાનુ બાકી રહ્યું હોય તે પ્રદેશની બાબતમાં એ પ્યારેગ્રાફનો અર્થ હિતકારક થવા તેની પેહેલી લીટીમાં "ફરી આકારેલુ સરવે સેટલમેંટ" એ શબ્દોની આગળ "અસલ અથવા" આ શબ્દો દાખલ કરેલા છે એમ સમજીને કરવો જોઇએ. (સ. ઠ. નંબર ૩૧ તારીખ ૫ જાનેવારી સને ૧૮૮૨.)

## કલમ ૧૦૪ નો ખુલાસો.

૨. આકાર પ્રસિદ્ધરીતે વિદિત કરવો અને આકાર લાગૂકરવો એ એકજ છે. (તેમાં કંઇ તફાવત નથી), કેમકે આકાર પ્રસિદ્ધ રીતે વિદિત કર્યાથી તે લાગૂ થાયછે. નવા ઠરાવેલા આકારનો અમલ, વસૂલના અર્થે જોતા, જે સાલમાં તે લાગૂ કરવામાં આવેછે તે સાલ પછીની સાલમાં, તથા પછીની સાલથી થાયછે. અને જે અર્થે એવો હેતુછે કે એકવાર ઠરાવેલો આકાર ત્રીશ વરશસુધી તેનો તેજ વસૂલ કરવો, તે અર્થે ત્રીશવરશની હામીની મુદ્દત જે સાલમાં પ્રથમ આકાર વસૂલ કરવામાં આવ્યો હોય, તે સાલ ત્રીશ વરશમાંનુ પેહેલુ સમજી, તે સાલથી ગણવી જોઇએ. માટે જે સાલમાં આકાર લાગૂ કરવામાં આવ્યો છે તે સાલમાં વધારાની* રકમ વસૂલ કરવાની નથી, અને બીજી સાલમાં પણ (પ્યારેગ્રાફ ૨ જુઓ) જો કોઇ ખાતાદાર જમીન છોડી દે તો (પણ બીજી રીતે નહી.) વધારાની રકમ આપવાથી બચીશકે. નવો આકાર જુના આકાર કરતા કમી હોય ત્યારે જુના અને નવા આકાર વચેના તફાવતની રકમ જે સાલમાં નવો આકાર લાગૂ કરવામા આવે તે સાલમાં છુટ મુકવી એમ આ કલમમાં ઠરાવેલું નથી. અને નવો આકાર લાગૂ કરવાની સાલમાં જુના આકારપ્રમાણે વસૂલ આવી ચુક્યાપછી તે આકાર લાગૂ કરવામા આવ્યો હોય તો તે સાલમા બીજી કંઇ તજવીજ કરવાની નથી. (સ. ઠ. નંબર ૪૫૫૯ તા૦ ૬ જુન સને ૧૮૮૫.)

**૧૦૫.** ૧૦૨ જી કલમમાં ફરમાવ્યા પ્રમાણે આકાર ઠરાવવો તે કેવળ સાધારણ જમીન-મેહેસૂલને લાગુછે એમ સમજવું. અને તે આકારઉપરથી એમ ન સમજવું કે નિશાળ તથા ગામના તથા જીલ્હાના રસ્તા તથા પૂલ તથા તલાવ તથા કુવા તથા મુસાફરોસારૂ ધરમશાળા તથા એવાંજ બીજાં કામ, એવાં સ્થાનિક સુધારાનાં કામસારૂ, જે બાબ બેસાડવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવપ્રમાણે હશે તે બાબ, અથવા ૫૫ મી કલમના ઠરાવપ્રમાણે અથવા મુંબઇના સને ૧૮૭૯ના ઇરીગેશન આકટ પ્રમાણે પિઆવો બેસાડવાનો અધિકારછે તે પિઆવો લેવાને હરકત થશે.

**૧૦૬.** નવેસરથી રેવેન્યૂ સર્વે કરવાનું અથવા તે સર્વેને સાહાયકારક કાંઇ કામ કરવાનું હરકોઇ વખતે ફરમાવવાનો અધિકાર ગવરનર ઇન કૌંસિલને છે. પણ ૧૦૨ જી કલમના ઠરાવપ્રમાણે જે મુદ્દત અગાઉ ઠરાવેલી હશે તે મુદ્દત પુરી થાય ત્યાંહાંસુધી વધારેલો આકાર અમલમાં આવનાર નથી. ફરી તપાસીને ઠરાવવાનો આકાર, આ આકટપ્રમાણે અથવા સન ૧૮૬૫ ના મુંબઇના ૧ લા આકટપ્રમાણે કરેલું કાંઇ સર્વે સેટલમેંટ ચાલૂ હશે તે મુદ્દતમાં ખાનગી પૈસાથી તથા સાધનથી કરેલા સુધારાઊપર લક્ષ આપીને કરવો નહીં. પણ જમીનનો કસ અથવા તેનું ઠેકાણું અથવા ઉત્પન્નની કિંમત અથવા રસ્તાની સગવડ એઓના સંબંધથી જમીનની કિંમતનો સાધારણ વિચાર કરીને આકાર કરવો.

**૧૦૭.** ઉપરની છેલ્લી કલમના કોઇ ઠરાવઊપરથી એમ સમજવું નહી કે આકાર ફરી તપાસીને ઠરાવતી વખતે હેઠળ લખેલી વાત ઉપર ધ્યાન આપીને આકાર ઠરાવવાને હરકત છે, એટલે :—

(**અ**) સરકારના ખરચથી કરેલો કાંઇ સુધારો; અથવા

(**બ**) એવો કાંઇ સ્વભાવિક ફાયદો હોય કે ખાનગી પૈસાથી તથા ઉપાયથી કરેલો જે સુધારો તેથી તે ફાયદાનો ઊપયોગ કરવાનું સાધન માત્ર

---

* જુના આકાર કરતા નવો આકાર વધારે હોય તે બાબતમા તે બે આંકારમાની જે તફાવતની રકમ હોય તે.

નિષ્પન્ન થાયછે ત્યારે સદહૂં પ્રકારના ફાયદાની કિંમત ; અથવા

(ક) જે સુધારો ખેતીનાં સામાન્ય કામનુંજ પરિણામ હશે તે સુધારો.

**ટિકા.**—૧. મુંબઈની કાયદા કરનાર મંડળી આગળ આ કાયદાની કલમ ૧૦૬ તથા ૧૦૭ દુરસ્ત કરવા સારૂ એક કાયદાનો ખરડો મુકવામા આવેલોછે. તેમાં કલમ ૧૦૬ નો છેવટનો ભાગ રદ કરવાની તથા કલમ ૧૦૭ ને બદલે નવી કલમ દાખલ કરવાની યોજના કરેલીછે.*

૨. જમીનમાં કરેલા સુધારાઉપર આકાર લેવામાં આવેકે નહી એ બાબત હંમેશ સંશય ઊત્પન્ન થાયછે તે દુર કરવાના હેતુથી સરકારે પોતાના ઠરાવ નંબર ૨૬૧૯ તા૦ ૨૬ માર્ચ સને ૧૮૮૪ મા નીચે બતાવ્મા મુજબ ફરીથી 'આશ્વાસન' આપેલું છે:—

૧. સને ૧૮૫૪ સાલ પછી થએલા સર્વે સેટલમેંટમાં જે જમીન પેટા ખરાબા તરીકે બાદ કરવામાં આવી હોય તે જમીન ઊપર (રીવીજન) ફરી તપાસીને કરેલી સર્વેમાં આકાર ચઢાવવામાં આવશે નહી ;

૨. અસલ સરવેની પ્રત દુરસ્ત કરવાના હેતુથી હાલ જે ફરીથી પ્રત કરવામાં આવેછે તે આખરની છે એમ સમજવું ; અને

૩. વખતે વખતના રીવીજનમા મેહેસૂલનો જે વધારો કરવાનો તે નીચે બતાવેલા પ્રમાણકરતા વધારવામાં નહી આવે. એટલે :—

૧. એક તાલુકાની બાબતમા અથવા જેને એકજ જરાયતનો મોક્ષ દર લાગૂ કરેલોછે એવા ગામના સમુદાયની બાબતમા સેંકડે ૩૩ ટકા.

૨. એકજ ગામની બાબતમા સેંકડે ૬૬ ટકા.

૩. એકજ ખાતાની બાબતમા સેંકડે ૧૦૦ ટકા.

**૧૦૮.** જમીનમેહેસૂલનો આકાર કરવાને અથવા તપાસીને ફરી આકાર કરવાને પ્રસંગે દરએક સર્વે નંબરનું ક્ષેત્રફળ તથા આકાર તથા તે સર્વે નંબરના નોંધેલા ખાતાદારનું નામ એ જેમાં બતાવેલું હોય એવું એક પત્રક તથા બીજા કાગળ પત્ર સરકાર વખતે વખતે હુકમ કરે તે હુકમપ્રમાણે તૈયાર કરવા એ સર્વે અમલદારનું કામછે. તે પત્રકને "સેટલમેંટ પત્રક" કહેવું.

**૧૦૯.** સર્વે અમલદારે, અથવા સર્વે સેટલમેંટ ૧૦૩ જી કલમના ઠરાવપ્રમાણે કલેકટરે અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે ચાલૂ કર્યુ હશે તો કલેકટરે અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે સેટલમેંટ પત્રકમાં હસ્તદોષ હોય તે તથા જે ચૂક થઇ છે એવુ સંબંધવાળાં માણસો કબૂલ કરતા હોય તે ચૂકો દુરસ્ત કરવી અથવા કરાવવી જોઇએ અને તે ગમે તે વખતે દુરસ્ત કરી અથવા કરાવી શકાશે.

સદહૂં પત્રકમાં નોંધેલા ખાતાદારના નામની અશુદ્ધ નોંધ થઇ હશે તે દુરસ્ત કરવા-સારૂ સર્વે સેટલમેંટ ચાલૂ થયાપછી બે વરસની અંદર તેને કરેલી સઘળી અરજી તેણે (સર્વે અમલદારે અથવા કલેકટરે અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે) લેવી તથા તેની ચોકશી કરવી, અને ચૂક થઇછે એવી ખાત્રી થાયતો, પછી તે ચૂક કપટથી અથવા

---

* કલમ ૧૦૬ તથા ૧૦૭ સુધારવા બાબતનું બીલ મુંબઇની કાયદા કૌન્સિલમાં મંજુર થયું છે. આં બુક છપાઈને તઈઆર થતા પેહેલા હિંદુસ્થાન સરકારની મંજુરી મળશે તો તે કાયદો આ બુકની છેવટે છપાવવામાં આવશે.

મેલાપી થઇને અથવા નજરચૂકથી અથવા બીજીરીતે થઇ હોય તો જેઓનો સંબંધ હોય તે સઘળા પક્ષકારોએ તે ચૂક કબૂલ ન કરી હોય તોપણ તે તેણે દુરસ્ત કરવી અથવા કરાવવી પણ સદરહૂ પ્રકારની કાંઇ અરજી કરવાને વાર લગાડ્યાબાબત પોતાની ખાત્રી થાય એવીરીતે પુરતું કારણ ન બતાવે તો સર્વે સેટલમેંટ ચાલૂ કર્યાની તારીખથી બે વરસ થયા પછી કોઇ પણ વખતે સદરહૂ પ્રકારની અરજી તેણે લેવી નહીં. અને સદરહૂ બે વરસની મુદ્દતપછી કરેલી કોઈ અરજીઉપરથી સદરહૂ પત્રકમાંની સદરહૂ પ્રકારની ચૂક સરકારની અગાઉથી મંજુરી લીધા વગર દુરસ્ત કરવી નહીં.

**૧૧૦.** સેટલમેંટ* પત્રક તથા સરકારે ફરમાવ્યાપ્રમાણે સર્વે અમલદારે તૈયાર કરેલા બીજા કાગળ પત્રો કલેકટરે રાખવા જોઇયે અને તે પ્રમાણે તેણે ગામના કાગળ પત્રો તથા હિસાબ તૈયાર કરાવવા જોઇયે.

તેણે સેટલમેંટ પત્રકમાં કાંઇ ફેરફાર કરવા નહી અથવા ચૂક દુરસ્ત કરવી નહીં પણ જે જે ફેરફાર થશે તે સઘળા અને સેટલમેંટ પત્રકમાં દાખલ કરેલા હક્કોને અથવા હક્કસંબંધને જે કાંઇ વાતઉપરથી બાધ આવતો હોય તે વાત તેણે ગામના કાગળપત્રોમાં તથા હિસાબમાં નોંધાવવી.

## ટિકા.—સર્વેના કાગળોમાં દુરસ્તી કરવા વિશે વિશેષ હુકમ.

ધરમશાળા, નિશાળ, અથવા ગામનુ કામ કરવાસારૂ અથવા બીજા કોઈ સાર્વજનીક કામસારૂ જમીન આપવામાં આવી હોયતો સદરહૂ જમીન દુમાલા કર્યા વિશે કલેકટરે સર્વે ખાતાને ખબર આપવી જોઇએ એવા સબબથી કે તેથી સર્વે ખાતાના કાગળમાં તથા નકશામાં આવશ્યક હોય તે દુરસ્તી કરવામાં આવે. (સ. ઠ. નંબર ૧૮૧૧ તા૦ ૨૧ માર્ચ સને ૧૮૭૬. તથા ૪૧૦૭ તા૦ ૧૭ જુલાઈ સને ૧૮૭૬.)

**ખુલાસો.**—જે ફેરફાર જમીનના ક્ષેત્રફળ તથા આકારસંબંધીના નથી તે સર્વે ખાતાના કાગળમા કરવામાં આવતા નથી (દક્ષણમા.)

૨. પણ ગુજરાતમાં જે ફેરફાર કલેકટરના દફતરમાં કરવામાં આવેછે તે સઘળા પેહેલા સર્વેના દફતરમાં થાયછે તેથી કલેકટરનુ દફતર અને સર્વેનું દફતર એ બન્નેમાં સારી રીતે મેળ રહેછે. દક્ષણમાંપણ આગળ એવો વહિવટ ચાલતો હતો પણ તે હાલ બંદ થએલોછે.

**૧૧૧.** કોઇ દુમાલા ગામ અથવા ઇસ્ટેટ સરકારી અમલદારના વહિવટમાં થોડી મુદ્દત સુધી આવે ત્યારે, તેમાંની જમીન સર્વે સેટલમેંટઉપરથી ઠરાવેલા દરે અથવા જે બીજા દર તેને વાજબી લાગે તે બીજા દર ઠરાવીને તે બીજા દરે ખેડવાસારૂ આપવાનો, અને પડતર જમીનનું ખાતું લિલામ કરીને વેચવાનો, અને દુમાલા નહીં હોય તેવી જમીનનો વહિવટ કરવા બાબતની કાનુન જેટલી લાગૂ થાય તેટલી તે લાગૂ કરીને તથા સદરહૂ ગામ અથવા ઇસ્ટેટ સરકારી અમલદારના વહિવટમાં હોય ત્યાંહાંસુધી તેનાં મેહેસૂલનો બીજીરીતે વહિવટ કરવાનો અધિકાર કલેકટરનેછે. પણ એવું ઠરાવ્યુંછે કે સદરહૂપ્રકારના ગામના અથવા ઇસ્ટેટના વરિષ્ટ ધારણકરનારાએ જમીનસંબંધી કાંઇ લખેલી કબૂલાયત કરી આપી હશે તે કબૂલાયતઉપરથી તે જમીનઉપરના સરકારના કાયદાસર હક્કને નુકશાન થતું નહીં હોય તેટલે અંશે તે કબૂલાયત આ કલમપ્રમાણે ચલાવેલાં કાંઇ કામથી નિર્બાધિત રેહેશે.

---

* એટલે લાવણી ફેસલ પત્રક.

૧૧૨. ગવરનર ઇન કૌંસિલના હુકમઉપરથી કરેલાં તથ બાહાલ કરેલાં તથા મંજુર કરેલાં જમીન મેહેસુલનાં સર્વે સેટલમેંટો જે હાલ ચાલૂ હશે તે અમલમાં રેહેશે, તથા અમલમાંછે એવું આ કલમઉપરથી ખુલ્લું કેહેવામાં આવેછે; પણ તેઓને આ આક્ટના ઠરાવ લાગૂ થશે.

## વેહેંચણ કરવી.

૧૧૩. જમીનમેહેસૂલ સરકારને આપનારાં કોઇ ઇસ્ટેટની વેહેંચણી કરતીવખતે હેઠળ લખેલી કાનુન અમલમાં લાવવી જોઇયે; એટલે;—

(૧.) ઇસ્ટેટની વેહેંચણ બને તેટલેસુધી કોઇ નંબરના પેટાવિભાગ ન કરતાં સર્વે નંબર પ્રમાણે કરવી. પણ કોઇ નંબરના પેટાવિભાગ કર્યાવગર વેહેંચણ પુરેપુરી કરી ન શકાતી હોય તો કલેકટરે ૯૮ મી કલમના ઠરાવને અનુસરીને નંબરના પેટાવિભાગ કરવા.

(૨.) પાછલી કાનુન મુજબ બને તેપ્રમાણે વેહેચણ કર્યાપછી જે નંબર અથવા નંબરનો જે પેટાવિભાગ બાકી રેહે તથા જેનો પેટાવિભાગ અથવા પેટાવિભાગનો પેટાવિભાગ ૯૮ મી કલમના ઠરાવને લીધે કરી શકાતો ન હોય તે નંબર અથવા નંબરનો તે પેટાવિભાગ, ભાગીઆઓ પૈકી એક ભાગીઓ બીજા ભાગીઆઓના તે નંબરોમાંના અથવા નંબરનાં તે પેટાવિભાગમાંના ભાગની કિંમતબાબત તેઓને નાણું આપે તો તે ભાગીઆને આપવો અથવા તે વેચવો, અને નાણું પેદા થાય તે સઘળા ભાગીઆઓને વેહેંચી આપવું અથવા કલેકટરને યોગ્ય લાગે તે પ્રમાણે બીજીરીતે તેની વ્યવસ્થા કરવી.

(૩.) સદરહૂપ્રમાણે વેંહેંચણ કરવામાં જરૂરનો તથા યોગ્યરીતે થયલો ખરચ, જે ભાગીઆઓની અરજીઉપરથી વેંહેંચણ કરી હોય તે ભાગીઆઓની પાસેથી અથવા સદરહૂપ્રકારની વેંહેંચણમાં જે માણસોનો હક્કસંબંધ હોય તે માણસોની પાસેથી કલેકટરને યોગ્ય લાગે તે ફાળે પડતો મેહેસૂલનાં લેણાંપ્રમાણે વસૂલ કરવાનો અધિકાર છે.

**ટિકા.—જીલ્લા સર્વેઅરની નીમણુક તથા તેણે કરવાના કામવિશે ઠરાવ.**

રેવીન્યુ સર્વેની સઘળી શાખાઓની જેને સંપુર્ણ માહીતીછે એવો હુશીઆર અને ભરોસા લાયક માણસ દરએક જીલ્લામા સર્વેઅર તરીકે નીમવામાં આવ્યોછે, એવા સબબથી કે જ્યારે સર્વે ડીપારટમેંટનુ કામ જીલ્લામાથી પુરૂ થઈ ગયા પછી જો સર્વે સંબંધી પરચુરણ કામ કરવાનુ નીકળે તો તે કરવાસારૂ સર્વેઅર મોકલવાવિશે સર્વેના સુપરીંટેંડેંટ ઉપર લખાણ કરવાની કલેકટરને જરૂર પડે નહી.

સીવીલ કોરટની ડીકરી (હુકમનામા) ઊપરથી નંબરના વિભાગ કરવાનુ તથા રેલવે તથા લોકોપયોગી કામના કારણસારૂ લીધેલી જમીનનું કંપેન્સેશન તથા એવાજ પ્રકારના બીજા ફારફેરથી કાગળ તથા નકશામાં દુરસ્તી કરવી પડે તે દુરસ્તીનુ તથા રાખેલા જંગલસંબંધી કામ વિગેરે દરએક જીલ્લામા સર્વેઅરને પુષ્કળ કામ છે, પણ આ શિવાય બીજા કોઈ કામમા સર્વેઅરનો વધારે ઉપયોગ થાય એવુ કલેકટરની નજરમાં આવે તો તેને તે કામ ઊપર નીમવાને કલેકટરને કઇ હરકતછે એમ સમજવું નહી માત્ર જે કામને વાસ્તે સદરહૂ સર્વેઅરને મુખ્યત્વેકરીને નીમેલો છે તે કામઉપર તેણે પેહેલુ ધ્યાન આપવું જોઇએ. માટે સર્વેઅરને લેવલ લેવાનુ (એટલે જમીનની સપાટીનુ માપ કાઢવાનુ) તથા એસ્ટીમેટ (અજમાસ કાઢવી તે) કરવાનુ તથા રસ્તાની સરવે (માપણી) કરવાનુ વિગેરે કામ આવડતુ હશે તો તેની લાયકી વિશેષ સમજવી જોઇએ. તોયપણ એવી

માહિતી સર્વેઅરની નીમણુક કરતી વખત તેને હોવીજ જોઈએ એમ આગ્રહ ધરવો નહી જોઇએ ; તે માહિતી નીમણુક થયાપછી જોઇએ તેટલી મેળવી શકાય એવીછે. સામાન્ય રીતે સર્વેઅરને અંગ્રેજી આવડવુંજ જોઇએ એમ નથી. અને નીમણુક કરતી વખત જેને સર્વે ખાતાના કામનુ પુર્ણ જ્ઞાનછે તેને અંગ્રેજી ભાષાનુ પુરૂ જ્ઞાન ન હોયતો પણ પસંદ કરવો. (સરકારનો ઠરાવ નંબર ૩૮૬૧ તા૦ ૧૯ અકટોબર સને ૧૮૬૮.)

## જમીનના પેટા વિભાગ રજીસ્ટર કરવા (નોંધવા) વિશે.

૨. સરકારને મેહેસુલ આપનારી ઈસ્ટિટની વેહેચણની બાબતમાં લ્યાંડ રેવીન્યુ કોડની કલમ ૧૧૩ માં ઠરાવેલી કાનુન જ્યાંહાસુધી લાગૂ પડતી હશે ત્યાંહાસુધી તે કાનુન પ્રમાણે ચાલવા કલેકટર બંધાએલોછે. માટે સર્વે નંબરના નિયમીત ભાગમાં કોરટની ડીકરી (હુકમનામા) ઊપરથી કોઇને હક્ક આપવામાં આવે અને તે નિયમીત ભાગ આ કોડની કલમ ૯૮ પ્રમાણે ક્ષેત્રફળનુ ઓછામા ઓછુ જે પ્રમાણ ઠરાવ્યું હોય તે પ્રમાણ કરતા નાહાના ક્ષેત્રફળનો હોય તો તે સરકારી હિસાબમાં દાખલ કરવામા આવશે નહી તથા તે ભાગ સરકાર કોઇ બીજી રીતે માન્ય પણ કરશે નહી. (સ. ઠ. નંબર ૭૦૫૨ તા૦ ૨૩ નવેંમબર સને ૧૮૮૧.)

## વેહુચણના કામમાં થએલો તથા બીજા પ્રકારનો ખરચ વસૂલ કરવાવિશે.

૩. વેહચણનું કામ જે માણસને સોંપ્યું હશે તે માણસનું મુસાફરીભત્તુ હાય કોર્ટના સરકયુલરમાં ફરમાવેલા દર પ્રમાણે તથા તે વેહચણની બાબતમાં જોઈતા હોય તે હથીઆરો લઇ જવાનો કંટીજંટ ખરચ જો તે ખરચ જરૂર હતો, અને યોગ્યરીતે થએલોછે, એમ જણાય તો તે ખરચના પૈસા સદહૂ વેહેચણના કામમાં જે પક્ષકારો છે તેમની પાસેથી કલમ ૧૧૩ની રકમ ૩ પ્રમાણે વસૂલ કરવા જોઇયે. એવી વેહચણની બાબતમાં વેહચણ કરવા નિમેલા કામદારને વાહન તથા મજુર વિગેરેની જે મદદ લાગશે તે આપવા વિશે સદહૂ વેહચણમાં જે લોકોનો હક્ક સંબંધ છે તે લોકોને પેહેલું ફરમાવવુ જોઇયે. અને જો પછી તે કામ કરવા મજુર રાખવાની જરૂર પડે તો તે મજુરીના પૈસા તથા બીજા કંટીજંટ ખરચના પૈસા તે પક્ષકારો પાસેથી જમીન મેહસૂલના લેણા તરીકે વસૂલ કરવા. (સ. ઠ. નં૦ ૬૨૮૦ તા૦ ૧૧ સપટંબર સને ૧૮૮૨.)

## વેહુચણના કામમા નિમેલા લોકોને ભથુ આપવાનું સ્કેલ.

૪. કલેકટરનો કલાર્ક અથવા કારકુન અથવા બીજો કોઇ માણસ, જેને કલેકટર વેહચણના કામમાં નિમે તેને જેટલા દાહાડા મુસાફરીમા નકી લાગેલા હોય તેટલા દાહાડાનુ દર દિવસે નીચે લખેલા દરપ્રમાણે ભથુ મળશે :—

| | રૂ. | | રૂ. | | રૂ. |
|---|---|---|---|---|---|
| જો તે માણસનો પગાર. | ૨૭૫ થી | વધારે અને | ૫૦૦ની | અંદર હોયતો | ૩—૦—૦ |
| ,, | ૨૫૦ | ,, | ૨૭૫ | ,, | ૨-૧૨—૦ |
| ,, | ૨૨૫ | ,, | ૨૫૦ | ,, | ૨—૮—૦ |
| ,, | ૨૫૦ | ,, | ૨૨૫ | ,, | ૨—૪—૦ |
| ,, | ૧૭૫ | ,, | ૨૦૦ | ,, | ૨—૦—૦ |
| ,, | ૧૫૦ | ,, | ૧૭૫ | ,, | ૧-૧૨—૦ |
| ,, | ૧૨૫ | ,, | ૧૫૦ | ,, | ૧—૮—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ,, | ૧૦૦ | ,, | ૧૨૫ | ,, | ૧—૪—૦ |
| ,, | ૮૭—૮ | ,, | ૧૦૦ | ,, | ૧—૦—૦ |
| ,, | ૭૫ | ,, | ૮૭—૮ | ,, | ૦—૧૪—૦ |
| ,, | ૬૨—૮ | ,, | ૭૫ | ,, | ૦—૧૨—૦ |
| ,, | ૫૦ | ,, | ૬૨—૮ | ,, | ૦—૧૦—૦ |
| ,, | ૩૭—૮ | ,, | ૫૦ | ,, | ૦—૮—૦ |
| ,, | ૧૦ | ,, | ૩૭—૮ | ,, | ૦—૬—૦ |

સીપાઇ લોકોની બાબતમા જો તે સીપાઇનો પગાર ૮ રૂપીઆ કરતા વધારે હોયતો ... ... ... ... ... ... ...૦—૨—૦

આઠ રૂપીઆ અને તેની અંદર હોયતો ... ... ... ...૦—૧—૦

(સરકારી ગ્યાઝીટ સને ૧૮૮૪ ભાગ ૧ લો પાનુ ૮૬૫ જુઓ.)

## સમરી સેટલમેંટથી ધારણકરેલા ગામની વેહુચણીમાં થએલા પેટાવિભાગ નોંધવા વિશે.

૫. સમરી સેટલમેંટની શરતથી ધારણકરેલા ઇનામી ગામ અથવા જમીનની બાબતમા ભાગીઆના ભાગની જુદી નોંધ કરવા નીચે લખેલી બાબતમાં કલેકટર બધાએલોછે :—

૧. જો વેહચણ બધા ભાગીઆની સંમતીના આધારે થએલી હોય;—અથવા—

૨. જો સીવીલ કોરટનાં (ડીકરી) હુકમનામાના આધારે થએલી હોયતો :—

(સ. ઠ. નં૦ ૩૪૮૩ તા૦ ૫ મે સને ૧૮૮૩.)

**૧૧૪.** જે ખોતી ઇસ્ટેટમાં રેવેન્યુ સર્વે ચાલૂ કરી હશે તે ખોતી ઇસ્ટેટના અથવા કોઇ તાલુકદારી ઇસ્ટેટના એક અથવા વધારે સહભાગીઆ સદહૂ ઇસ્ટેટની વેહેચણ કરવાને કબૂલ હોય તો તે સહભાગીઆના પરસ્પર હક્ક પ્રમાણે સદહૂ ઇસ્ટેટના ભાગ, ઉપરની છેલ્લી કલમમાંહેની કાનુનને અનુસરીને કરવાનો તથા તે સહભાગીઆઓને સદહૂ પ્રકારના ભાગ આપવાનું ઠરાવવાનો અધિકાર કલેકટરને અથવા આ બાબત તેણે યોગ્યરીતે અધિકાર આપેલા બીજા કોઇ અમલદારને છે.

પણ એવું ઠરાવ્યું છે કે હેઠળ લખ્યાપ્રાણે હકિકત હોયાવગર સદહૂ પ્રકારની વેહેંચણ કરવી નહીં એટલે :—

**(અ)** ઇસ્ટેટમાં પોતપોતાનો હક્ક કેટલેસુધી છે એ બાબત સધળા સહભાગીઆ કબૂલ થયલા હોયાવગર, અને

**(બ)** સદહૂપ્રકારની વેંહેંચણ થવાબાબત કબૂલ હોય એવા ભાગીઆના ભાગનો અથવા કબૂલ હોય એવા ભાગીઆઓના ભાગોનો આકાર આખા ઇસ્ટેટના આકારના નિમ્મેના કર્તા વધારે હોયાવગર

સદહૂપ્રકારને પ્રસંગે વેંહેંચણ કરવાનો ખરચ, વેંહેંચણ કરેલાં ઇસ્ટેટના સધળા સહભાગીઆઓનીપાસેથી ઉપરની છેલ્લી કલમની (૩ જી) કાનુનપ્રમાણે વસૂલ કરવો જોઇયે.

**૧૧૫.** સર્વેની પુનરાવૃતી કરીને તપાસ કરતીવખતે જે અમલદારને સ્વાધીન તે સર્વે હોય તે અમલદારની નજરમાં આવે તો ૯૮ મી કલમના ઠરાવને તથા આ બાબત તે વખતે ખાતાની કાંઇ કાનુન અથવા હુકમ અમલમાં હોય તેઓને અનુસરીને કોઇ સર્વે

નંબરના પેટાવિભાગ કરીને બે અથવા વધારે જુદાં જુદાં નંબર કરવાનો અને તે પેટા-વિભાગના નોંધેલા ખાતાદાર તરીકે સેટલમેંટ રજીસ્ટરમાં દાખલ થવાનો જે માણસને હક્ક છે એવું તેને લાગે તે માણસોના નામ તથા જવાબદારી સેટલમેંટ પત્રકમાં જુદી જુદી દાખલ કરવાનો અધિકાર તેને છે.

**૧૧૬.** વાવેતર કરવા લાયક જમીનનો કોઇ ભાગ ખેતીશિવાય બીજા કોઇ કામમાં ૬૫ મી અથવા ૬૭ મી કલમના ઠરાવપ્રમાણે જૂદો કાહાડી રાખવામાં આવે ત્યારે ૯૮ મી કલમમાંના ઠરાવને વિરોધ આવશે તોયપણ સદર્હુપ્રમાણે કામમાં વાપરેલા ભાગની હદ કલેક્ટરની મંજુરીથી હરકોઇ વખતે ઠરાવવાનો તથા તેનું જુદુંજ નંબર કરવાનો અધિકારછે.

**૧૧૭.** ૧૧૩ મી અથવા ૧૧૫ મી અથવા ૧૧૬ મી કલમના કોઇ ઠરાવઉપરથી સન ૧૮૬૨ ના મુંબઇના ૫ મા આક્ટના ઠરાવોને બાધ આવતો નથી.

---

## ભાગ ૯.—હદ ઠરાવવી તથા હદનિશાન બાંધવાં તથા ઠીકઠાક રાખવાં.

**૧૧૮.** બ્રિટિશ સરકારના મુલકમાંના ગામની હદ સર્વે અમલદારોએ અથવા આ કારણસારૂ સરકાર જે બીજા અમલદારને નીમશે તે બીજા અમલદારોએ ઠરાવવી જોઇયે, તથા તે સંબંધી સઘળી તકરારનો નિકાલ કરવો જોઇયે; તથા સદર્હુ અમલદારોએ હેઠળ લખેલી કાનુનપ્રમાણે ચાલવું જોઇયે.

**કાનુન ૧.**—લગતાં હોય એવાં કોઇપણ બે અથવા વધારે ગામના પટેલ તથા બીજા અમલદાર અને દુમાલા ગામ હોય ત્યારે તેનો ધારણકરનાર અથવા યોગ્યરીતે અધિકાર આપેલો તેનો મુખત્યાર તેઓનાં ગામની પરસ્પર સામાઇક હદ ફલાણી લીંટીપ્રમાણે છે એમ આપખુશીથી કબૂલ કરે ત્યારે હદ ઠરાવનારા અમલદારે સદર્હુ પક્ષકારની પાસેથી તેપ્રમાણે કબૂલાયત લખાવી લેવી અને પછી કબૂલ કરેલી રીતપ્રમાણે હદ ઠરાવવી. અને આ પ્રમાણે કોઈ ગામની હદ ઠરી એટલે તે આખરની ઠરી એમ સમજવું; પણ તે કબૂલાયત કપટથી અથવા ધમકી આપીને અથવા કાયદાવિરૂદ્ધ બીજો કાંઇ ઇલાજ કરીને લીધી એવું સદર્હુ અમલદારને દેખાઇ આવે તોજ માત્ર તે આખરની ઠરી એમ સમજવું નહી.

**કાનુન ૨.**—પટેલ તથા ગામના બીજા અમલદાર અને દુમાલા ગામ હોય તો તે ગામનો ધારણકરનાર અથવા યોગ્યરીતે અધિકાર આપેલો તેનો મુખત્યાર, ઉપરની કાનુનમાં કહેલી રીતે પોતપોતાનાં ગામની હદ ઠરાવવાને રાજી ન થાય અથવા કબૂલાયત લીધી તે કપટથી અથવા ધમકી આપીને અથવા કાયદા વિરૂદ્ધ બીજો કાંઇ ઇલાજ કરીને લીધી એવું સદર્હુ અમલદારને દેખાઇ આવે તો અથવા કાંઇ તકરાર ચાલુ હોય તો, તકરારી જમીનની સદર્હુ અમલદારે સર્વે કરીને તેનો નકાશો કરવો,—અને તે નકાશામાં તકરાર કરનારા પક્ષકાર જે જમીનબાબત દાવો કરતા હોય તે જમીન તથા તે સંબંધી સઘળી વિગત બતાવવી; અને સદર્હુ પક્ષકારના દાવાની રીત પ્રમાણે ચોકશી કરવી અને પછી તે મુકદ્દમાનો ચુકાદો કરવો. સંબંધવાળા ગામો પૈકી એક ગામ દુમાલા હોય તો સર્વે અમલદાર સર્વે સુપરિંટેંડેંટ ન હોય તો, તેણે કરેલા ચુકાદો સર્વે સુપરિંટેંન્ડેંટે મંજૂર કરવો જોઇયે—અને ચુકાદો બીજા કોઇ અમલદારે કર્યો હોયતો તે કારણસારૂ સરકાર જે બીજા અમલદારને નીમે તે બીજા અમલદારે મંજૂર કરવો જોઇયે.

**૧૧૯. સર્વેની વખતે ખેતરની અથવા ધારણકરેલી જમીનની હદ્દબાબત** તકરાર ન હોય તથા તે હદ્દ બરોબરછે એવું ગામના અમલદાર તે વખતે હાજર હોય તે કહે તો ધારણકરનારાએ અથવા ભોગવટો કરનારાં માણસે બતાવ્યાપ્રમાણે હદ્દ ઠરાવવી, અને તકરાર હોય તો અથવા સદહૂ ધારણકરનાર અથવા ભોગવટો કરનાર માણસ હાજર ન હોયતો, સર્વે અમલદારે ગામના કાગળ પત્રો પ્રમાણે અને ગામના અમલદારના તથા લગતી જમીનના ધારણકરનારના કેહેવાથી ભોગવટો સાબેત થાય તે પ્રમાણે અથવા સર્વે અમલદાર જે બીજો પુરાવો અથવા માહિતી મેળવીશકે તે પુરાવાઉપરથી અથવા માહિતી ઉપરથી તે હદ્દ ઠરાવવી.

જે ખેતરની અથવા ધારણ કરેલી જમીનની સર્વે થઇ નહીં હોય તે ખેતરની અથવા જમીનની હદ્દબાબત તકરાર ઉત્પન્ન થાયતો, અથવા સર્વેના કાગળપત્રો કલેકટરને સ્વાધીન કર્યાપછી હરકોઇ વખતે કોઇ સર્વે નંબરની હદ્દબાબત તકરાર ઊત્પન્ન થાયતો, તેનો નિકાલ કલેકટરે કરવો જોઇયે. અને સર્વે નંબર હોય તો સર્વેના કાગળ પત્રમાંથી અગાઉ ઠરાવેલી હદ્દબાબત ખાતરી થાય તેવો પુરાવો મળતો હોય તો કલેકટરે સર્વેના કાગળપત્ર પ્રમાણે નિકાલ કરવો, અને તેવો ખાતરીનો પુરાવો મળતો ન હોય તો જે બીજો પુરાવો તે મેળવીશકે તે પુરાવા પ્રમાણે નિકાલ કરવો.

**૧૨૦.** હદ્દની તકરારમાં જે પક્ષકારનો સંબંધ હોય તે પક્ષકાર તકરારનો નિકાલ પંચ કમિટીની મારફત કરાવવાને રાજી હોય અને તે પ્રમાણે તે લખેલી અરજી કરેતો, અરજી ન કરી હોત ત્યારે હદ્દ ઠરાવવી એ જે અમલદારનું કામ હોત તે અમલદારે નિર્દિષ્ટ કરેલી મુદતમાં ઓછામાંઓછાં ત્રણ માણસોની કમિટી નીમી આપવાનું સદહૂ પક્ષકારોને કેહેવું. અને સદહૂપ્રમાણે નીમેલી કમિટી અથવા તે કમિટીના આસામીપૈકી નિમેકરતાં વધારે આસામી સદહૂ અમલદાર મુદ્દત નીમે તે મુદ્દતમાં ફેસલો કરે અને તે ફેસલો સદહૂ અમલદાર મંજૂર કરે એટલે, અથવા તે અમલદાર સર્વે સુપરિંટેંડેંટના દરજાના કર્તાં ઓછા દરજાનો સર્વે અમલદાર હોય તો સર્વે સુપરિંટેંડેંટ મંજૂર કરે એટલે, આખરનો થશે.

પણ એવું ઠરાવ્યું છે કે પંચનો નિવાડો અથવા પંચને સોંપેલાં કામ પૈકી કાંઇ કામ સિવિલપ્રોસિજર કોડની ૫૨૦ મી કલમમાં કહેલાં કાંઇપણ કારણસારૂ તેજ પંચનીપાસે ફરીથી વિચાર કરવાસારૂ મોકલવાનો અધિકાર સદહૂ અમલદારને અથવા સર્વે સુપરિંટેંડેંટને છે.

સદહૂરીતે નીમેલી કમિટી નિર્દિષ્ટ કરેલી મુદતમાં તકરારનો નિકાલ કરવાને ચુકે અને મુદ્દત વધારવાનું સદહૂ અમલદારને અથવા સદહૂ અમલદાર સર્વે સુપરિંટેંડેંટના દરજા કર્તાં ઓછા દરજાનો સર્વે અમલદાર હોય તો સર્વે સુપરિંટેંડેંટને યોગ્ય ન લાગે તો આ આકટમાં કહેલી બીજી રીતે તે તકરારનો નિકાલ કરવો એ સદહૂ અમલદારનું કામ છે.

**ટિકા.—સીવીલ પ્રોસીજર કોડની કલમ ૫૨૦ પ્રમાણે પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી તેજ લવાદોને અથવા સરપંચને ફરી વિચાર કરવા સારૂ તે નીવેડો અથવા લવાદીપર સોંપેલી કોઇ બાબત નીચે લખેલે પ્રસંગે પાછી મોકલવાને કોરટ મુખત્યાર છે.**

**(અ) લવાદોને સોંપેલી કોઈ બાબત નાવાડામાં વગર નિકાલ કરે રેહવા દીધી હોય અથવા લવાદોને નહી સોંપેલી એવી કોઇ બાબતનો તેમા ચુકાદો કર્યો હોય ત્યારે.**

**(બ) નીવાડો એટલો મોઘમ હોય કે તે બજી શકે નહીતો.**

(ક) નીવાડો કાયદાસર નથી એવી હરકત નીવાડો જોતાજ જણાઇ આવતી હોય તો.

**૧૨૧.** આ બાબમાંહેના પાછલા ઠરાવોપૈકી કોઇપણ ઠરાવપ્રમાણે હદ્દનો ઠરાવ થાય તે હેઠળ લખેલી વાતનો નિર્ણાયક છે એમ સમજવું—

(અ) હદ્દની લીટીની અથવા હદ્દ નિશાનની ખરી જગાનો, અને

(બ) ઠરેલી હદ્દની બેઉ બાજુઉપરની જમીન ધારણકરનારના, તેઓએ દરએકે ધારણકરેલી જમીનમાં નિવાડાની જમીન આવે છે કે નથી આવતી એવું ઠરાવ્યું હશે તે નિવાડાની જમીન સંબંધી હક્કનો.

## હદ્દ નિશાન.

**૧૨૨.** જે સર્વે અમલદારને સર્વે સુપરિંટેંડેંટે અથવા સેટલમેંટ આફીસરે અધિકાર આપ્યો હશે તેને, ગામ અથવા સર્વે નંબર, પછી તે સર્વે નંબર ખેડેલું હોય કે પડતર હોય તેઓનાં હદ્દનિશાન બંધાવવાનો અથવા તેઓની મરામત કરાવવાનો અને તે બાબત ખરચ થાય તે ધારણકરનાર ઉપર અથવા જે બીજા માણસોનો તેમાં હક્ક સંબંધ હશે તે બીજાં માણસો ઊપર નાખવાનો અધિકાર છે.

જમીન ધારણકરનારાઓને તેઓનાં હદ્દ નિશાન બાંધવાનું અથવા તેઓની મરામત કરવાનું જાહેરનામું લગાડીને ફરમાવવાનો અધિકાર સદરહૂપ્રકારના અમલદારને છે; તે જાહેરનામું જે જમીનની સર્વે ચાલતી હશે તે જમીન જે ગામની હશે તે ગામના ચોરામાં અથવા બીજી પ્રસિદ્ધ જગાએ લગાડવું. અને તે જાહેરનામામાં, સર્વે નંબરના ધારણકરનારાએ પોતપોતાનાં સર્વે નંબરના હદ્દ નિશાન નિર્દિષ્ટ મુદ્દતમાં બાંધવા અથવા તેઓની મરામત કરવી એવું તેઓને ફરમાવેલું જોઇયે. અને સદરહૂપ્રમાણે ફરમાવ્યા મુજબ તેઓ કરવાને ચુકે ત્યારે સર્વે અમલદારે તે બાંધવા અથવા તેઓની મરામત કરવી અને તેઓ બાબત થયલો સઘળો ખરચ આ કલમમાં પાછળ ઠરાવ્યાપ્રમાણે નાખવો.

સદરહૂ રીતપ્રમાણે સામાન્ય જાહેરનામું લગાડયું એટલે જે જમીનને તે સર્વે લાગુ હશે તે જમીનની હદ્દમાંહેનાં કોઇ સર્વે નંબરમાં જે જે માણસનો કાંઇ હક્કસંબંધ હશે તે તે દરએક માણસને બરોબર તથા પુરતી નોટીસ આપી એમ સમજવૂ.

હદ્દ નિશાન જેટલાં મ્હોટાં તથા જે પદાર્થનાં તથા જે પ્રકારનાં જોઇયે એવું સર્વે સુપરિંટેંડેંટને જમીનના તથા હવાના પ્રકારપ્રમાણે જરૂર લાગે તેટલાં મ્હોટાં તથા તે પદાર્થનાં તથા તે પ્રકારનાં જોઇયે.

**ટિકા.—ગુજરાત ડીસ્ટ્રીકટોમાં હદ્દ નિશાનીઓ સંબંધી નીચે આપેલી વિશેષ કાનુન હાલ અમલમા છે.**

હદનાં નિશાન બે તરેહનાં હોય છે. એટલે

માટીના બાંધ અને પથર અને તેહનુ પ્રમાણ નીચે મુજબ હોવું જોઈએ.

| | લંબાઇ. | નલીયાની પોહોલાઈ. | ટોચની પોહોલાઇ. | ઊંચાઇ |
|---|---|---|---|---|
| માટીના બાંધ...... | ૫ આના. | ૨$\frac{૧}{૨}$ આના. | $\frac{૧}{૨}$ આના. | ૧$\frac{૧}{૨}$ આના. |

પથર......લંબાઇ દોડથી બે હાથ સુધી અને ચાર ઇંચની ઓછામાં ઓછી જાડાઈ જોઇએ અને તેમાંનુ અડધુ જમીનની અંદર દટાવવું જોઇએ. જો ફક્ત ગોલજ પથર મળે તો તે પથર ઓછામાં ઓછો એક હાથ લાંબો અને અડધો હાથ જાડો હોવો જોઇએ. અને તેહેમાંથી અડધો જમીનની અંદર દટાવવો જોઇએ.

હરેક નંબરના ચાર ખુણા ઉપર કાતરી બાંધ જોઇએ પણ ખુણાની નિશાનીઓ સારૂ પથરની જરૂર નથી. ખુણાની નિશાનીઓ સારૂ એક નાહાનો પથર અથવા ચુનાની નિશાની માત્ર કરવી કે જેથી નિમતાનો લેનારને હદની બરાબર ખબર પડે તથા તેવી નિશાનીઓ જે કઇ થાય તે બાંધની સમજવી નહી. સબબ તેને બાંધ નકશામાં નંબર નાંખવા નહી.

એક નંબરના ખુણાઓની વચેની હદની લંબાઇ પચીસ સાંકળ કરતાં ઓછી હોય તો તેહેની વચે નિશાન નાંખવું નહી પણ જો વાંક હોયતો દર વાંકે પથર નાખવો.

જયારે નંબરના ખુણાઓ વચેની હદની લંબાઇ પચીસ સાંકળથી વધારે પણ પચાસની અંદર હોય ત્યારે તે ખુણાઓની વચે એક બાંધ કરવો. તથા વચમાના દરએક વાંકે પથરનુ નિશાન કરવું. ખુણાની વચે જે બાંધ કરવાનો તે તે ખુણાની દરમીઆનની લંબાઇના બરોબર વચોવચજ કરવો એમ નથી. જયારે હદની લીટી માપે ત્યારે માપણીદાર અડધા તફાવતનો અડસટો કાહાડીને તે ઠેકાણે બાંધ કરાવવાની નિશાની કરવી. અને વચમાંનું નિશાન ખુણાના બાંધથી બાર સાંકળની અંદર કબી હોવું નહી જોઇએ.

એક નંબરના પાસેના ખુણાઓની હદની લીટીની લંબાઇ પચાસ સાકળના કરતાં વધારે હોય તો દરએક વીસવીસ સાંકળે નિશાન નાખવું. અને દરએક વાંકે પથર તો જોઇએજ.

જયારે કોઇપણ નંબરની હદ સલંગપાલ અથવા સલંગવાડથી હોય તો તેહેના ખુણા ઉપર અને વાંકે (સ્ટેન્ડર્ડ) નિયમ કરેલા કદના પથર નંખાવવા જોઇએ. માટીનાં બાંધ કરાવવાં નહી પણ ખુણાઉપર પથર અને હદની લીટી જે તેહેમાંથી નીકલેછે તે દીશા જણાવવા સારૂ એક એક બાંધ નાંખવું જોઇએ.

જ્યારે કોઇપણ નંબરની હદવાડ અથવા પાલ મુસ્તકીન છે કે જે ખસીશકે એમ નથી તો નંબરના ચારે ખુણે અકેકો પથર નાખવો જોઇએ.

જ્યારે કોઇપણ નંબરની હદ નદી અથવા નાળાના ખુણા ઉપર બે માટીના નિશાનને બદલે નદી અથવા મોહોટુ નાળુ હોયતો (સ્ટેન્ડર્ડ) નિયમ કરેલા કદના પથરા દરએક ખુણા ઉપર નાંખવા અને હદની લીટી જે તેમાંથી નીકળેછે તેહેની દિશા જણાવવાસારૂ પથરની પાસે માટીનું નિશાન નાંખવુ અને નાળુ અથવા નદી કીનારાને હદની લીટી તરીકે ગણવાનું છે તેથી તે બાજુના ખુણાની વચે નિશાન કરવાં નહી. કોઇપણ નંબરનો નીમતાનો લેવાની વખત કીનારા ઊપર જેહેનાં અસલ માપ લેવાએલાં હતાં ત્યાંહાં આવેલા વાંકને લગતી કંઇપણ શંકા ઊત્પન્ન ન થાવ એટલા માટે ચુનો છાટીને નાહાના નિશાનથી બતાવવા. એ નિશાનો ખેતરમાંથી વીણેલા પથરનાં અથવા જમીનમાંથી નિકળેલા ઢેપાનાં હોવાં જોઇએ. એ નિશાનો ખરીદ કરવાં નહી.

નંબરની હદ ઉપર બાંધેલી સડક હોયતો તે સડકની બાજુએ તુટક બાંધ નાંખવાં નહી. હર ખુણાએ કાતરી બાંધ નાખવા તથા હર વાંકે સરકારી પથર દાટવો એટલે સડકની બાજુએ કેટલી જમીન છોડીને વાવેતર કરવું જોઇએ એ રઇયત લોકોને સમજવામાં આવે.

સદહૂ મુજબ માટીનાં બાંધ નાખવાના તેજે ઠેકાણે પાણીનો આવક ઘણો હોય તેવે ઠેકાણે નાખવા નહી. એવી જગા છોડીને બાંધ રેહે એવી જગો એ શિસ્તમાં આગળ અગર પાછળ નાંખવાં એટલે તણાઇ નહી જાય. પણ જે ઠેકાણે એવી જગો મુકવાનો ઇલાજ ના હોય તેવા ઠેકાણે માટીનાં બાંધ ના નાંખતાં હર તુટકબાંધને બદલે સરકારી પથર બાંધની લંબાઇ મુજબ અંતરે દાટવા, તથા નંબરના ખુણાએ જે ઠેકાણે પાણીનો આવક હોય તે જગો મુકીને નાખવાનો ઉપાય ન હોય તો ખુણાએ એકક પથર દાટવો, તથા તે પથરની બે બાજુએ જ્યાંહાં બાંધ આવવાનો હતો તે શિસ્તમાં આઠ આના ઉપર એકેક પથર દાટવો, એટલે ખુણાની બે બાંધ વાસ્તે ત્રણ પથર નાખવા પડશે એવું થયુ; તથા ગામ તળીયા પાસે અગર બીજા જે ઠેકાણે જનાવરોની હરકતના સબબથી બાંધ રેહેનાર નથી એવે ઠેકાણે નંબરના ખુણાએ કાતરી બાંધ શિવાય એક સરકારી પથર દાટવો.

ફકત વાવેતર લાયક નંબરોને આગલ્લી બધી રૂલો લાગૂ પડેછે. પણ ખરાબાના નંબરને લાગૂ નથી જ્યારે ખરાબાના નંબરોની હદની શિસ્ત વાવેતરના નંબરોની હદ નથી હોતી પણ ફકત ટેકરીઓ અને જંગલ ઊપરથી જાયછે ત્યારે એ હદ્દને બે માટીનાં નિશાનથી બતાવવી જોઇએ. અને દરેએક ખુણા ઊપર અથવા એ હદ્દના મોટા વાંક ઊપર (સ્ટેન્ડર્ડસાઇજ) નિયમ કરેલા આકારનો પથર નાખવો. જે ઠેકાણે વાક તરત જણાઇ આવેછે તેવા ઠેકાણા શિવાય હદની શિસ્તમાં નાહાના વાંક ઊપર પથર નાખવા નહી. જ્યારે ખરાબાના નંબરની હદ એક મોટી ટેકરીની હાર અથવા મોટું નાલુ હોય તો પથર નાખવાની અથવા માટીનાં નિસાન કરવાની જરૂર નથી. જે જે ઠેકાણે આ હદ્દની શિસ્ત નાલાની અથવા ટેકરીની બહાર જાય તે તે ઠેકાણે પથર નાખવા અને એ શિસ્તની દિશા બતાવવાને માટે પથરની પાસે માટીનુ નિશાન કરાવવું.

## હદ નિશાનના ખરચની વ્યવસ્થા, તથા તેનો વસૂલ કરવા વિશે.

૨. કબજાવાલી જમીનના હદ નિશાનનો ખરચ, તે ખરચની વેહેચણનો હિસાબ કલેકટર પાસે આવી પોહોચે એટલે તુરતજ વસૂલ કરવો જોઇએ. કોઈ બાબતમાં કાંઇ વિશેષ કારણને લીધે સદહૂ ખરચનુ વસૂલ કરવાનું કામ થોડી મુદત સુધી મોકુફ રાખવુ યોગ્ય જણાય તો કલેકટરે ડિવિજનના કમિશનરની મંજુરી લઇને તે પ્રમાણે કરવું.

• હદ નિશાન સંબંધી સઘળો ખરચ ગામની માપણી પુરી થઇ હીસાબ તૈયાર થતાસુધી સર્વેના હીસાબમાં કાયમ રાખવો જોઇએ. કોઇ બાબતમાં સીમાડાની તકરાર અથવા તેવાજ પ્રકારનું થોડુ ઘણુ કામ બાકી રહ્યાને લીધે આખા ગામનું કામ પુરૂ થવાનુ બાકી રહ્યું હોયતો ગામના જે મુખ્ય જથાનુ કામ પુરૂ થયુ હોય તે ભાગનો હિસાબ અટકાવી રાખવાની જરૂર નથી. જ્યારે બાકી રહેલું કામ પુરૂ થાય ત્યારે તે રહેલા ભાગનુ પુરવણી બીલ મોકલવું. (સ. ઠ. નંબર ૪૦૩૬ તા૦ ૫ નવંબર સને ૧૮૬૬.)

## ફાલતુ હદ નિશાન કાઢી નાખવા વિશે.

૩. (જમીનમાં જે ફાલતુ અથવા વધારાના હદ નિશાન હોય તે સદહૂ જમીનના ખાતાદારે કાઢી નાખવા જોઇએ) જમીન ધારણકરનાર જો સદહૂ ફાજલ હદ નિશાન

કાઢી ન નાખેતો તે કાઢી નાખવાનો ખરચ તેમની પાસેથી વસૂલ કરવો જોઇએ. જો રદ કરેલા નિશાનમાં ઊંડુ ખોદાણ કરવામાં આવેલાનું જાણવામાં આવે તો તે કાઢી નાખવાનુ કામ સરકલ ઇન્સ્પેકટર તથા જનરલ ડયુટી કારકુનની દેખરેખ નીચે ગામના કામગારો તરફથી કરાવવાને હરકત નથી. માટે જ્યાંહા રીવીજન સર્વેનુ કામ પુરૂ થઇ ગએલુ છે ત્યાંહા એવુ કામ કરવાસારૂ સર્વે ખાતાથી લોક મોકલવા એ વિનાકારણ ખરચનુ કામછે, પણ જ્યાંહા રીવીજન સર્વેનુ કામ થવાનુ છે ત્યાંહા એવું (એટલે વધારાના નિશાન કાઢી નાંખવાનુ) કામ તે ખાતાથી થવુ વ્યાજબી જણાય છે. (સ. ઠ. નંબર ૪૬૮૬ તા૦ ૯ જુન સને ૧૮૮૫.)

## વગર કબજાની જમીનઉપર કરેલા હદ્દ નિશાનની વાર્ષિક મરામત કરવા વિશે.

૪. વગર કબજાવાળી ખાલસા જમીનના હદ્દ નિશાનની મરામત સ્થાનિક અમલદારોએ સરકારના ખરચથી કરવી જોઇએ. પણ જો કલેકટરની એવી ખાતરી હોયકે એવી જમીન ઘાસચરણસારૂ દર વરસે હરરાજીમાં જે માણસને ઇજારે આપવામા આવેછે તે માણસ તરફથી સદર્હૂ જમીનના હદ્દ નિશાનની મરામત યોગ્ય રીતે અને થોડા ખરચથી થવા જેવી છે તો હરરાજીની શરતોમાં એ પ્રમાણે મરામત કરવા વિશેની એક શરત દાખલ કરવી; જે બાબતમાં હદ્દ નિશાનની મરામત સ્થાનિક અમલદારો કરેછે તે બાબતમા ઇજારદારો ઊપર હદ નિશાનસંબંધી કઇપણ જવાબદારી નાખવી નહી જોઇએ કેમકે તે પ્રમાણે કર્યાથી ઘાસચરણની હરરાજીની ઊપજને ખાસ નુકશાન પોહોચે.

(૨) સરકારી પડતર જમીનની મરામત કરવા પૈસા લાગશે તે પુરા પાડવા સારૂ ઘાસચરણની હરરાજીની જે ઊપજ આવે તેમાથી પડતર જમીનના દર હજાર એકરે પાચ રૂપીઆ કરતા વધારે નહી એવી રકમ કાઢી રાખવી. સદર્હૂપ્રમાણે કાઢી રાખેલી રકમ દર વરસ તા૦ ૧૫ જુલાઇ સુધી અનામત ખાતે રાખવી. ૧૫ જુલાઇ થઇ ગઆ પછી જે રકમ શીલક રેહશે તે પાછી ઘાસચરણની ઉપજ ખાતે જમા કરવી એટલે મુલકી સાલ આખેર થયા પછી સદર્હૂ ફંડની કાંઇ શીલક રેહે નહી.

(૩) જે તાલુકામાં સરકારી વગર કબજાની જમીનના હદ નિશાન ઘણાજ નાદુરસ્ત થઇ ગએલા હોય, અને તેઓની મરામત કરવા પાછલી કાનુનપ્રમાણે ભેગી કરેલી રકમ પુરી પડી શકે એમ નહી હોય, તો ઉપરની કાનુન પ્રમાણે જે રકમ કાઢી રાખવાનુ કહેલુંછે તેથી બમણી રકમ અથવા પડતર જમીનના દર હજાર એકરે રૂ૧૦ સુધી ઘાસચરણની ઊપજમાંથી કાઢી રાખવા અને તે પ્રમાણે કરવાનુ કારણ કમીશનરને રીપોરટ કરીને જણાવવું. (સ. ઠ. તારીખ ૨૦ આગષ્ટ સને ૧૮૫૨.)

**૧૨૩.** ધારણકરેલી જમીનનાં હદ્દ નિશાન યથાસ્થિત રાખીને તેઓની સારી મરામત રાખવા બાબત અને તેઓમાં ફેરફાર થવાથી અથવા જગા ઊપરથી તેઓને હલાવ્યાથી અથવા તેઓની મરામત ન રાખ્યાથી તે બાબત મુલકી અમલદારોએ વાજબીરીતે જે ખરચ કર્યો હશે તે સઘળા બાબત દરએક જમીન ધારણકરનાર જવાબદાર છે ગામનાં હદ્દ નિશાનનો નાશ અથવા હુકમવગર તેમાં ફેરફાર ન કરવા દેવો એ ગામના અમલદારોનું તથા નોકરોનું કામ છે.

**૧૨૪.** કોઇપણ જીલ્હામાં સર્વે સેટલમેંટ ચાલૂ કરવામાં આવ્યું એટલે હદ્દ નિશાનનો ચાર્જ કલેકટર પાસે જશે. અને તે યથાસ્થિત રાખવા બાબત અને તેઓની મરામત કરવા

બાબત તજવીજ કરવી એ તેનું કામછે. અને ૧૨૨ મી કલમઉપરથી સર્વે અમલદારને આપેલો અધિકાર આ કારણસારૂ કલેકટરને પ્રા થશે.

**૧૨૫.** હદ્દનિશાન જાણીજોઇને કાહાડી નાખ્યાની અથવા જગાઉપરથી હલાવ્યાની અથવા તેને નુકશાન કર્યાની કલેકટરની રૂબરૂ અથવા સર્વે અમલદારની રૂબરૂ અથવા મામલતદારની રૂબરૂ અથવા મહાલકરીની રૂબરૂ સંક્ષેપરીતે ચોકશી થઇને કોઇ માણસ ઉપર સાબેતી થશે તે માણસ સદરહૂપ્રમાણે કાહાડી નાખેલાં અથવા જગાઉપરથી હલાવેલાં અથવા નુકશાન કરેલાં દરએક નિશાન બાબત ઘણામાંઘણા પચાશ રૂપિયાસુધી દંડને પાત્ર થશે.

આ કલમ પ્રમાણે કરેલા દરએક દંડનો અડધો ભાગ બાતમી આપનાર હોય તો તેને આપવાનો ઠરાવ કરવાનો અધિકાર દંડ કરનાર અમલદારને છે. અને રહેલા અડધા ભાગમાંથી તે નિશાન દુરસ્ત કરવાનો ખરચ લેવાનો અધિકારછે.

### ટિકા.-- સરકારનુ હિત સંબંધછે એવા ફરીયાદીની બાબતમાં ચોકસી કરવા વિશે.

જે કામમાં સરકારના હિત સંબંધને લીધે ચોકસી કરવી યોગ્ય જણાય. (ઊદાહરણ તરીકે:—સર્વે ખાતાથી કરેલા હદ્દ નિશાનને નુકસાન કર્યાની બાબતમાં કરેલી ફરીઆદ) એવું કામ પક્ષકારે કોરટ ફી, સાહેદીઓનુ ભતુ વિગરે નહી આપ્યાના સબબથી કાઢી નાખવું નહી. એવી બાબતમા મુલકી અમલદારે તે અરજી અથવા ફરીઆદ સ્વિકારવી અને સાહેદીને પોતાની મેળેજ સમન કરવું. એવી બાબતમા મુલકી અમલદાર જ્યારે "ઇનતસકામ" (ઇનસાફી મુકદમો) ચલાવે ત્યારે, કોઇ ફરિઆદની બાબતમા જડજને પોતાની મેળે સાહેદીને સમન કરવું પડે તો તે બાબતમાં તેણે શી રીતે ચાલવું તે વિશે ઇંડીયા સરકારે પોતાના ઠરાવ નંબર ૩૦૨૫ તા૦ ૩૧ ડીસેંબર સને ૧૮૭૮ (હાઇકોરટ સરક્યુલર પાનુ ૧૮૦ માં જુઓ) માં ફરમાવેલું છે તે રીતને અનુસરીને સદરહૂ મુલકી અમલદારે ચાલવું. (સ. ઠ. નંબર ૬૭૩૭ તા૦ ૧૧ નવંબર સને ૧૮૮૧.)

---

## બાબ ૧૦.

## ગામનાં તથા કસબાનાં તથા શેહેરનાં ગભાણમાંહેની જમીનબાબત.

### ગભાણ ઠરાવવાં.

**૧૨૬.** જમીનના ધારણ કરનારના હક્ક વિદ્યમાન હશે તે સઘળા હક્ક તરફ લક્ષ આપીને તથા સરકારના સામાન્ય અથવા વિશેષ હુકમપ્રમાણે ચાલીને કઇ જમીન ગામનાં અથવા કસબાનાં અથવા શેહેરનાં ગભાણમાંછે એ ઠરાવવાનો અને તેઓની હદ્દ ઠરાવવાનો તથા તે હદ્દમાં વખતે વખતે ફેરફાર કરવાનો અધિકાર કલેકટરને અથવા સર્વે અમલદારનેછે.

### જમીન મેહેસૂલની માફી.

**૧૨૭.** સન ૧૮૫૨ નો ૧૧ મો આકટ તથા સન ૧૮૬૩ નો મુંબઇનો ૨ જો તથા ૭ મો આકટ એ દરએક જે મુલકને લાગૂ છે તે મુલકમાં તે આકટ, જે કસબામાં અથવા શેહેરમાં હક્કબાબતની ચોકશી સન ૧૮૬૮ ના મુંબઇના ૪ થા આકટના ઠરાવપ્રમાણે થઇ છે તે કસબાનાં અથવા શેહેરનાં ગભાણની હદ્દમાં એવી જમીન હશે કે જેનો આજસુધી ખેતીનાંજ કામસારૂ ઘણુંકરીને ઊપયોગ કરવામાં આવ્યો હશે તે સઘળી જમીનને લાગૂ

છે, તથા હમેશા લાગૂ હતા એમ સમજવૂ; પણ સદહૂ આકટોના ઠરાવ સદહૂપ્રકારના કોઇ કસબાનાં અથવા શેહેરનાં ગભાણની હદમાંહેની બીજી કોઇ જમીનને લાગૂ છે એમ સમજવૂં નહીં.

**૧૨૮.** જે કસબામાં તથા શેહેરમાં હક્કબાબતની ચોકશી સન ૧૮૬૮ ના મુંબઇના ૪ થા આકટના ઠરાવપ્રમાણે થઇછે તે કસબાનાં તથા શેહેરનાં ગભાણમાંહેની જે જમીનનો આજસુધી ખેતીનાંજ કામસારૂ ઘણુંકરીને ઊપયોગ કરવામાં આવ્યો છે તે જમીન સિવાય જે બીજી જમીનને જમીનમેહેસૂલની હાલ માફી હશે તે, હેઠળ લખ્યાપ્રમાણે વાત હશે તો ચલાવવામાં આવશે, એટલે:—

૧ લી.—જો સદહૂ પ્રકારની જમીન જે સર્વે આ કલમનાં કારણસારૂ સરકાર કબૂલ કરેછે તેવી સર્વે, કોઇ કસબાની અથવા શેહેરની અગાઊના વખતમાં થયલી હશે તે કસબામાં અથવા શેહેરમાં હશે અને તે જમીન તે સર્વેના નકશામાં અથવા બીજા કાગળ પત્રમાં જમીનમેહેસૂલ આપવાની સઘળી અથવા થોડી માફીથી ધારણકરેલી છે એવું દરસાવેલું હશે તો,

૨ જી.—જો સદહૂ પ્રકારની જમીન સદહૂપ્રકારના કસબાને અથવા શેહેરને મુંબઇનો સન ૧૮૬૫ નો ૧ લો આકટ અથવા સન ૧૮૬૮નો ૪ થો આકટ લાગૂ કર્યાની અગાઉ જમીનમેહેસૂલ આપવાની સઘળી અથવા થોડી માફીથી પાંચ વરસથી ઓછી નહીં હોય એવી મુદતસુધી ધારણ કરેલીહશે તો,

૩. જી.—જો સદહૂપ્રકારની જમીનમેહેસૂલ આપવાની સઘળી અથવા થોડી માફીથી જમીન ધારણકરવી એવી સનદ આપવાનો અથવા એવાં દેણાંબાબત મંજુરીનો લેખ આપવાનો અધિકાર જે અમલદારને હતો એવું સરકાર કબૂલ કરે છે તે અમલદારની સનદ ઉપરથી અથવા મંજુરીના લેખઉપરથી જમીનમેહેસૂલ આપવાની સઘળી અથવા થોડી માફીથી ધારણકરેલી હશે તો, પછી ધારણકરી તે ગમે તેટલાં વરસ ધારણકરેલી હોય તોયપણ ચિંતા નથી.

**૧૨૯.** ઉપરની છેલ્લી કલમપ્રમાણે માફીના દાવાનો કલેકટરે સંક્ષેપરીતે ચોકશી કરીને નિકાલ કરવો અને તેનો ઠરાવ આખરનો છે એમ સમજવું.

## ટિકા.—કલમ ૧૨૯ પ્રમાણે માફીનો હક્ક ઠરાવવાનો અધિકાર ખસુસ કરીને આપવો જોઇએ.

કલેકટરે સને ૧૮૬૮ ના ૪થા આકટપ્રમાણે "ઇન્કવાયરી આફીસરો"ને આપેલો અધિકાર આ કાયદાની કલમ ૨ મુજબ આગળ ચલાવવાને આધારછે તોપણ આ કલમ પ્રમાણે એવો અધિકાર ખસુસ કરીને આપવો એ વધારે સારૂંછે. એવા અધિકારીએ કરેલો હુકમ કલમ ૨૧૨ ના અર્થપ્રમાણે આખરનો સમજવો પણ તેમાં સરકાર કંપેશ કરી શકે અથવા તે ઊપર આ કાયદાની કલમ ૧૩૫ પ્રમાણે દીવાની કોર્ટમાં ફરી પણ ચાલી શકે. (સરકારનો ઠરાવ નંબર ૫૭૨૮ તા૦ ૨૭ અકટોબર સને ૧૮૭૯.)

**૧૩૦.** જે કસબાને તથા શેહેરને ૧૨૮ મી કલમ લાગૂછે તે કસબામાં તથા શેહેરમાં જે જમીનનો આજસુધી ખેતીનાંજ કામસારૂ ઉપયોગ કરવામાં આવ્યોછે તે જમીન સિવાય બીજી જે જમીનનો ભોગવટો, તે જમીન જે કસબામાં અથવા શેહેરમાં હશે તે કસબાને અથવા શેહેરને મુંબઇનો સન ૧૮૬૫ નો ૧લો અથવા સન ૧૮૬૮ નો ૪ થો આકટ

લાગૂ કર્યાની અગાઊ બે વરસનાકર્તાં ઓછી મુદ્દતસુધી અધિકારવગર કર્યો હશે તે બીજી જમીનના ધારણકરનાર, તે જમીનઊપર જમીનમેહેસૂલ આકાર્યું હશે તે ઊપરાંત તે જમીનનાં ખાતાંની કીંમત પણ આપવાને પાત્ર થશે. સદહૂ ખાતાંની કીંમત ૬૨ મી કલમના ઠરાવપ્રમાણે ઠરાવવી જોઇયે.

## પરચુરણ.

**૧૩૧.** કોઈ ગામનાં અથવા કસબાનાં અથવા શેહેરનાં ગભાણમાંની જે જમીનનો ખેતીનાંજ કામસારૂ ઘણુંકરીને ઉપયોગ કરવામાં આવતો હશે તે જમીનસિવાય બીજી જમીનની ૯૫ મી કલમપ્રમાણે સર્વે અથવા ૧૦૬ ઠી કલમપ્રમાણે નવેસરથી સર્વે કરવાનુ ફરમાવવાનું ગવરનર ઇન કોંસિલને હરકોઇ વખતે યોગ્ય લાગે તો તેવી સર્વે કરવી તે, તથા તે સંબંધી સઘળાં કામનો બંદોબસ્ત કરવો તે, આ આકટના ૮ મા તથા ૯ મા બાબના ઠરાવપ્રમાણે કરવો જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે જે કસબામાં અથવા શેહેરમાં બે હજાર લોકોના કર્તાં વધારે લોકોની વસ્તી હોય તે કસબાની અથવા શેહેરની સદહૂપ્રકારની કોઇ સર્વેને સદહૂબાબની ૯૬ મી અથવા ૯૭ મી અથવા ૧૦૧ લી અથવા ૧૦૩ જી અથવા ૧૦૪ થી અથવા ૧૧૮ મી કલમના કોઇપિણ ઠરાવ લાગૂ છે એમ સમજવું નહીં.

**૧૩૨.** જે કસબામાં અથવા શેહેરમાં બે હજાર લોકોના કર્તાં વધારે લોકોની વસ્તી હોય તે કસબાનાં અથવા શેહેરનાં ગભાણની ઉપરની છેલ્લી કલમના ઠરાવપ્રમાણે સર્વે કરવામાં આવે ત્યારે ઘરનાં ગભાણનો દરએક ધારણકરનાર સર્વે બાબત એક ફ્રી આપવાને પાત્ર થશે; તે ફ્રીનો આકાર, આ બાબત સરકાર વખતે વખતે જે કાનુન કરશે તે કાનુન પ્રમાણે કલેકટરે કરવો જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે સદહૂ ફ્રી કોઇપણ પ્રસંગે દર સર્વે નંબરે પાંચ રૂપિયાકર્તા વધારે હોવી નહી જોઇયે. સદહૂ સર્વેની ફ્રી, તે કસબાનાં અથવા શેહેરનાં ગભાણની અથવા જાહેર ખબરમાં બતાવેલા તે કસબાના અથવા શેહેરના ભાગની સર્વે પુરી થયા પછી કલેકટર આબાબત પ્રસિદ્ધ જાહેરખબર આપે તે જાહેરખબરની તારીખથી છ મહિનાની અંદર આપવી જોઇયે.

જે કોઇ કસબામાં અથવા શેહેરમાં આ આકટ ઠર્યાની અગાઉ સન ૧૮૬૮ નો મુંબઇનો ૪ થો આકટ અમલમા હશે તે કસબામાં અથવા શેહેરમાં આ આકટ ઠર્યાપછી છ મહિનાની અંદર તેવીજ પ્રસિદ્ધ જાહેરખબર કલેકટરે આપવી જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે સદહૂપ્રકારના કોઈ કસબામાં અથવા શેહેરમાં જમીન ધારણકરનાર સદહૂ આકટની ૧૦ મી કલમપ્રમાણે તેને મળેલી સનદબદ્દલ ફી આપી ચુકયો હોય તો સર્વેની ફી લેવાનો અધિકાર નથી.

**૧૩૩.** સદહૂપ્રકારનાં ઘરનાં ગભાણના દરએક ધારણકરનારે સદહૂ સર્વેની ફી આપ્યાા પછી તેને, કલેકટરની પાસેથી હુ. પરિશિષ્ટના નમુના પ્રમાણે એક અથવા વધારે સનદો બીજો કાંઇપણ ખરચ પડયાવગર મળવાનો હક્ક પ્રાપ્ત થશે, તેણે ધારણકરેલી જમીનનો વિસ્તાર તથા શરત, આ સનદમાં નકાશાથી તથા વર્ણન લખીને દાખલ કરવી જોઇયે.

પણ એવું ઠરાવ્યુંછે કે સદહૂપ્રકારનો ધારણકરનાર સર્વેની ફ્રી આપતી વખતે, અથવા ઉપરની છેલ્લી કલમપ્રમાણે કલેકટરે પ્રસિદ્ધ જાહેરખબર આપી હોય તે જાહેરખબરની તારીખથી છ મહિનાની અંદર, સદહૂપ્રકારની સનદ અથવા સનદો મળવાસારૂ અરજી ન કરે તો દરએક સનદ બદ્દલ ઘણામાંઘણા એક રૂપિયાસુધી વળી બીજી ફ્રી આપવાનું તેને કેહેવાનો અધિકાર કલેકટરને છે.

સદરહૂપ્રકારની સનદ ઉપર ઇંડિયાના સેક્રેટરી આફ સ્ટેટ ઇન કોંસિલ એઓની તરફથી સહી કરી આપવાબાબત જે અમલદારને વખતે વખતે કાયદાસરરીતે અધિકાર આપ્યો હશે તે અમલદારે, સદરહૂપ્રકારની દરએક સનદઉપર ઇંડિયાના સેક્રેટરી આફ સ્ટેટ ઇન કોંસિલની તરફથી સહી કરી આપવી જોઇયે.

**૧૩૪.** કોઇ ગામનાં અથવા કસબાનાં અથવા શેહેરનાં ગભાણમાંહેની જે જમીનનો આજસુધી ખેતીનાંજ કામસારૂં ઘણુંકરીને ઉપયોગ કરવામાં આવેલો છે, તથા જેબાબત સરકાર તથા ધારણકરનાર એઓની દરમિયાન જે વખતે જે કાયદો ચાલૂ હશે તે કાયદાપ્રમાણે સમરી સેટલમેંટ થયું હશે તે જમીન, બીજાં કોઇ કામમાં વાપરશે તો તે જમીન તેજ પ્રદેશમાં તેવાંજ કામમાં વાપરેલી દુમાલા નહીં હોય તેવી જમીનસારૂ જે દર ઠરાવ્યો હશે તે દરનો એક અષ્ટમાંશ પણ, સદરહૂપ્રકારની સિમરી સેટલમેંટની શરતપ્રમાણે જે સલામી લેવાની હશે તે સલામી સિવાય આપવાને પાત્ર થશે.

**૧૩૫.** કોઇ ગામનાં અથવા કસબાનાં અથવા શેહેરનાં ગભાણમાહેની કાંઇ જમીન બાબત કલેક્ટરે ૩૭ મી અથવા ૧૨૯ મી કલમપ્રમાણે કરેલો કોઇ હુકમ રદ્દ કરવાબાબત દિવાની કોર્ટમાં કરેલી કાંઇ ફરિયાદ તે હુકમની તારીખથી એક વરસની અંદર કરી નહીં હોય તો તે ફરિયાદ મુદ્દત બાહાર છે એવો જવાબ આપ્યો ન હોય તોયપણ, કાહાડી નાખવી જોઇયે.

## બાબ ૧૧.

## જમીન મેહેસૂલ તથા મેહેસૂલનાં બીજાં લેણાં વસૂલ કરવાબાબત.

### જમીન મેહેસૂલબાબતની જવાબદારી.

**૧૩૬.** દુમાલા નહી હોય તેવી જમીનનાં જમીનમેહેસૂલ બદ્દલ નોંધેલો ખાતાંદાર સરકારને પ્રથમ જવાબદાર છે અને દુમાલા જમીનનાં જમીનમેહેસૂલ બદલ વરિષ્ટ ધારણકરનારો સરકારને પ્રથમ જવાબદાર છે એમ સમજવું.

જે માણસ જમીનમેહેસૂલ બદ્દલ સરકારને પ્રથમ જવાબદાર હોય તે માણસ આ બાબત કાયદાસરરીતે ઠરાવેલી કાનુનપ્રમાણે જમીનમેહેસૂલ આપવાને ચુકે ત્યારે તે જમીન મેહેસૂલ દુમાલા નહીં હોય તેવી જમીનના સહખાતાદારની પાસેથી અથવા દુમાલા જમીનના સહભાગીઓની પાસેથી વસૂલ કરવાને અધિકાર છે અથવા આમાંના દરએક પ્રસંગે કનિષ્ટ ધારણકરનારની પાસેથી અથવા જે માણસના ભોગવટામાં જમીન ખરેખર હોય તે માણસની પાસેથી વસૂલ કરવાનો અધિકાર છે.

જમીનમેહેસૂલ સદરહૂપ્રકારના કોઇ સહ ખાતાદારની પાસેથી અથવા સહભાગીઓની પાસેથી અથવા કનિષ્ટ ધારણકરનારની પાસેથી અથવા બીજાં માણસનીપાસેથી વસૂલ કરતી વખતે મેહેસૂલ આપવાની ઠરાવેલી અથવા મામૂલ વખતે અથવા તે વખત પછી તેણે જે પૈસા નોંધેલા ખાતાંદારને અથવા વરિષ્ટ ધારણકરનારને અથવા પોતાના જમીનદારને આપ્યા હોય તે સઘળા તેને મજરે આપવા, અને તેનીપાસેથી જે રકમ વસૂલ કરવામાં આવશે તે નોંધેલા ખાતાદારની સાથે અથવા વરિષ્ટ ધારણકરનારની સાથે અથવા તેના જમીનદારની સાથે તેનો જે હિસાબ હશે તેમાં મજરે મળવાનો તેને હક્ક છે.

## જમીન મેહેસૂલબાબત સરકારનાં માગણાની અગ્રદેયતા.

**૧૩૭.** જે પૈસા વસૂલ કરવાનો અધિકાર આ બાબના ઠરાવપ્રમાણે છે તે પૈસાબાબતનું સરકારનું લેહેણું, કોઈ જમીનઉપર અથવા તેના ધારણકરનારઉપર ગીરવી ઉપરથી અથવા ફેસલા ઉપરથી અથવા હુકમનામાં ઉપરથી અથવા હુકમનામું બજાવવાના હુકમ ઉપરથી અથવા જમી ઉપરથી અથવા બીજા કાંઇપણ કારણ ઉપરથી બીજું કાંઇ કરજ અથવા દેવું અથવા દાવો હશે તેના કર્તાં અગ્રદેય થશે.

**૧૩૮.** ખેતીનાં કામમાં ઉપયોગ કરેલી જમીનનાં ચાલતી સાલનાં જમીનમેહેસૂલનો બીજીરીતે ફડચો નહીં કર્યો હોય તો તે મેહેસૂલ, જે જમીન મેહેસૂલ આપવાને પાત્ર હશે તે જમીનના પાકમાંથી બીજા સઘળા દાવાઓની અગાઊ સઘળે પ્રસંગે વસૂલ કરવાનો અધિકાર છે.

## જમીનમેહેસૂલ કયારે લેવાનો અધિકાર છે.

**૧૩૯.** જમીનમેહેસૂલ જે મુલકી સાલબદ્દલ દેવું હોય તે સાલને પેહેલે દિવસે અથવા તે દિવસપછી હરકોઇ વખતે તે વસૂલ કરી સકાશે. પણ ૧૪૦ મીથી તે ૧૪૪ મા કલમ સુધીની કલમોમાંના ઠરાવપ્રમાણે પૂર્વોપાયની તજવીજની જે પ્રસંગે જરૂર લાગી હશે તે પ્રસંગ શિવાય બીજે પ્રસંગે આ આકટમાં આગળ ઠરાવ છે તે ઠરાવપ્રમાણે જે તારીખો ઠરાવવામાં આવશે તે તારીખોએ માત્ર પૈસા માગવા.

## જમીનમેહેસૂલ નિર્ભય કરવાસારૂ પૂર્વોપાયની તજવીજ.

**૧૪૦.** કોઇ જમીનનો પાક અથવા તે પાકનો કોઈ ભાગ, દિવાની કોર્ટના અથવા સરકારી બીજા અધિકારીના હુકમથી, અથવા ખાનગી કબૂલાયતથી વેચ્યો હશે અથવા ધરેણે મુકયો હશે અથવા તેની બીજી વ્યવસ્થા કરી હશે ત્યારે તે જમીનનું ચાલૂ સાલનું મેહેસૂલ આપવામાં આવે ત્યાંહાંસુધી તે પાક અથવા પાકનો તે ભાગ સદરહૂ જમીનમાંથી કાહાડી લઇજવાની મના કરવાનો અધિકાર કલેકટરને છે; પછી આ આકટમાં આગળ ઠરાવ કર્યાછે તે ઠરાવપ્રમાણે મેહેસૂલ આપવાબાબત જે તારીખ ઠરાવી હોય તે તારીખ આવી હોય કે ન આવી હોય તોયપણ ચીંતા નથી. પણ જે પાક અથવા તેનો કાંઈ ભાગ વેચ્યો હશે અથવા ધરેણે મુકયો હશે અથવા જેની બીજીરીતે વ્યવસ્થા કરી હશે તે એક વરસના મેહેસૂલના કર્તા વધારે મેહેસૂલબાબત કોઇપણ પ્રસંગે અટકાવી રાખવો નહીં.

**૧૪૧.** પાક ઉપરનું સરકારનું લીયન અમલમાં આણીને જમીલમેહેસૂલ નિર્ભય રીતે મળે એવું કરવાસારૂ હેઠળ લખ્યાપ્રમાણે કરવાનો અધિકાર કલેકટરને છે એટલેઃ—

**(અ.)** જમીનમેહેસૂલ આપવાને પાત્ર હોય તેવી કોઇ જમીન ઉપર થયલો પાક કલેકટરને અથવા આ બાબત તેણે નીમવાના બીજા કોઇ અમલદારને લખેલી નોટીસ પ્રથમ આપવામાં આવે ને તે નોટીસ પોંહોંચ્યાની પોંહોંચ તેની પીઠ ઉપર લખીને તે પાછી આપવામાં આવે ત્યાંહાંસુધી કાપવો નહીં એવુ ફરમાવવું;

**(બ.)** સદરહૂ પ્રકારનો પાક જે જમીન ઉપરથી કાપ્યો હોય તે જમીન ઉપરથી અથવા જે જગાએ તે મુકયો હોય તે જગામાંથી તે પાક કલેકટરની અથવા સદરહૂ પ્રકારના બીજા કોઇ અમલદારની લખેલી પરવાનગી વગર કાહાડી લઇજવો નહીં એવું ફરમાંવવું;

(ક.) સદહૂ પ્રકારનો કાંઇ પાક ગેર કાયદાસરરીતે કાપવાની અથવા કાહાડી લઇજવાની મના કરવાસારૂ તેની ઉપર રખવાલદાર રાખવાનો અને કલેકટરનાં એસ્ટાબ્લિશમેંટમાંના પટાવાળાને જે દરે પગાર મળતો હશે તે દરના કર્તા વધારે નહીં હોય એવો જે દર કલેકટરને યોગ્ય લાગે તે દર પ્રમાણે સદહૂ રખવાલદારને મેહેનતાણાબદલ જરૂર હોય તે રકમ, જે જમીનનો સદહૂ પ્રકારનો પાક હોય તે જમીનબાબત જમીનમેહેસૂલની બાકી પ્રમાણે વસૂલ કરવી.

**૧૪૨.** ઉપરની છેલ્લી કલમની (અ) રકમપ્રમાણે અથવા (બ) રકમપ્રમાણે કલેકટરે જે હુકમ કરવો તે સરકારને મેહેસૂલ આપનારી ગામની જમીનના સઘળા ધારણકરનારાઓને એકંદર રીતે કર્યો હશે તો ચાલશે અથવા ધારણકરનાર આસામીઓનેજ માત્ર કર્યો હશે તો ચાલશે.

હુકમ એકંદર રીતે કર્યો હોય તો તે ગામમાં દોંડી ટીપાવીને તથા હુકમની નકલ ગામના ચોરામાં અથવા બીજી કોઇ સાર્વજનિક ઇમારત ઉપર લગાવીને જાહેર કરવો જોઇયે. તે ધારણકરનાર આસામીઓને કર્યો હોય તો તેની નોટીસ સંબંધવાળા દરએક ધારણકરનાર ઉપર બજાવવી જોઇયે.

જે કોઇ સદહૂ પ્રકારનો કાંઇ હુકમ સદહૂપ્રમાણે જાહેર કર્યાપછી અથવા તેની ઉપર તેની નોટીસ બજાવ્યા પછી અમાન્ય કરશે અથવા જે કોઇ સદહૂપ્રકારનો હુકમ અમાન્ય કરવામાં, હિંદુસ્થાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે* મદદ કરશે તે, કલેકટરે સંક્ષેપ ચોકશી કર્યાપછી સાબેત થશે તો જે પાકબાબત ગુન્હો કર્યો હશે તે પાક જે જમીનનો હશે તે જમીનનાં જમીનમેહેસૂલની રકમના ઘણામાં ઘણા બમણાસુધી દંડને પાત્ર થશે.

**૧૪૩.** પાક કાપવાની અથવા રાખી મુકવાની મુદ્દત કલેકટરે ઉત્પન્નની ખરાબી થાય એવી અયોગ્ય રીતે લંબાવવી નહીં. અને આપવાં થયલાં મેહેસૂલનો ફડચો પાક રાખી મુક્યા પછી બે મહિનાની અંદર ન કરેતો, તેણે પાક ઉપરની જપ્તી ઊઠાડીને આ બાબમાં કહેલી બીજી કોઇ રીતે મેહેસૂલ વસૂલ કરવાના કામમાં લાગવું જોઇયે ; અથવા જે મેહેસૂલ લેણુ હોય તે અને કાયદાસર સઘળો ખરચ વસૂલ થવાસારૂ જંગમ માલનાં વેચાણને આ બાબના જે ઠરાવ લાગૂ હશે તે ઠરાવપ્રમાણે વેચવાસારૂ પાકનો જે ભાગ પોતાને યોગ્ય લાગે તે લઇને બાકીના પાક ઊપરની જપ્તી ઊઠાવવી જોઇએ.

**૧૪૪.** ધારણકરેલી જમીન આખું ગામ હશે અથવાં ગામનો ભાગ હશે ને તે જમીનનું. જમીનમેહેસૂલ જેમ જેમ લેણું થતું જશે તેમ તેમ તે ભાગીઆઓમાં ટંટો હોવાને લીધે અથવા બીજાં કારણને લીધે આપવામાં આવશે નહીં એવું લાગવાનો સબબ છે એવું કલેકટરને લાગશે તો તે ગામ અથવા ગામનો તે ભાગ જપ્ત કરાવવાનો અને ખુદ પોતાના વહિવટમાં લેવાનો અથવા આ કામસારૂ જે કોઇને તે મુખત્યાર નીમશે તે મુખત્યારના વહિવટમાં લેવરાવવાનો તેને અધિકાર છે.

૧૬૦ મી કલમના ઠરાવ સદહૂપ્રમાણે જપ્ત કરેલાં કોઇ ગામને અથવા ગામના ભાગને લાગૂ થશે, અને સદહૂપ્રકારની જમીનો તથા વહિવટનો ખરચ, તથા જમીનમેહેસૂલ આપવાનું હોય તે, તથા રેવેન્યુ સર્વે ૧૧૧ મી કલમના ઠરાવપ્રમાણે ચાલૂ કરી હોય તો તે ચાલૂ કરવાનો ખરચ, બાદ કરીને જપ્ત કરેલી જમીનનું ફાજલ ઉત્પન્ન રેહે તે સઘળું

મળવાનો જે માણસને અથવા માણસોને હક્ક હશે તેને અથવા તેઓને છેલ્લે સર્વાળે મ-ળવાસારૂ અનામત રાખવું અથવા કમિશનરના હુકમને અનુસરીને કલેકટર ફરમાવે તે પ્ર-માણે સદહૂ માણસને અથવા માણસોને વખતે વખતે આપવું જોઇયે.

**૧૪૫.** ઉપરની છેલ્લી પાંચ કલમો ઉપરથી પૂર્વોપાયની જે તજવીજો કરવાનો અ-ધિકાર આપ્યો છે તે હેઠળ લખ્યાપ્રમાણે થાય તો છોડી દેવી જોઇયે, એટલે મેહેસૂલ આ-પવ.બાબત જે માણસ પ્રથમ જવાબદાર હોય તે માણસ અથવા પ્રથમ જવાબદાર હોય તે મા-ણસો મેહેસૂલ આપવાને ચુકે તો તે આપવાબાબત જે કોઇ માણસ જવાબદાર થશે તે માણસ, સદહૂપ્રમાણે તજવીજ છોડી દેવાની વખતસુધી કલેકટરે કાયદાસર રીતે કાંઇ ખર-ચ કર્યો હોય તે ખરચ જો આપે અને આ આકટમાં આગળ ઠરાવ કર્યા છે તે ઠરાવ પ્રમાણે મેહેસૂલ આપવાની વખતે તે આપવાબાબત અથવા તે હફ્તે હફ્તે આપવાનું હોય તો હફ્તે હફ્તે આપવાબાબત કલેકટરની ખાત્રીનું તારણ આપે તો છોડી દેવી જોઇયે.

## જમીન મેહેસૂલ આપવાબાબતનું નિયમ.

**૧૪૬** પાછલી ૧૪૦ મી થી તે ૧૪૪ મી સુધીની કલમોના ઠરાવાપ્રમાણે જમીન મે-હેસૂલ વસૂલ કરવામાં આવશે તે શિવાય બીજે પ્રસંગે જમીનમેહેસૂલ સરકારના હુકમ ઉપરથી વખતે વખતે ઠરાવ્યું હશે તે વેળાએ, તથા તે હફ્તે, તથા તે માણસોને, તથા તે જગાએ આપવું જોઇશે.

## મેહેસૂલ ન આપનારા.

**૧૪૭.** કાંઇપણ રકમ સદહૂપ્રમાણે આપી નહીં હોય તે, તે વખત પછી જમીન મે-હેસૂલની બાકી થાય છે અને તે આપવાબાબત જે માણસો જવાબદાર હશે, પછી તે જ-વાબદારી ૧૩૬ મી કલમના ઠરાવપ્રમાણે હોય અથવા બીજી કોઇ કલમના ઠરાવપ્રમાણે હોય, તે માણસો મેહેસૂલ ન આપનારાં થાય છે.

**૧૪૮.** જમીનમેહેસૂલનો કાંઇ હફ્તો ઠરાવેલી વખતની અંદર પૂરે પૂરો ન આપે તો મેહેસૂલ ન આપનારનીપાસે ચાલુ સાલબાબત જમીન મેહેસૂલની બાકી લેણી હોય તે સ-ઘળી બાકી અને તે ઉપરાંત વળી ગવરનર ઇન કૌંસિલના હુકમપ્રમાણે વખતે વખતે જે પરિમાણ ઠરાવ્યું હોય તે પરિમાણ પ્રમાણે દંડ તરીકે અથવા વ્યાજ તરીકે જે ખરચ લેવાનો અધિકાર હશે તે ખરચ સહીત વસૂલ કરવાની તજવીજ કરવાનો અધિકાર કલેકટરને છે.

## ટિકા.—જમીન મેહેસૂલ ન આપનારા પાસેથી ઘણામાં ઘણો કેટલો દંડ લેવો તે વિશે.

૧. જમીનમેહેસૂલ વખતસર આપવામાં નહી આવે તો તે બદલ ઘણામાંઘણો દંડ લે-વાનું પરિમાણ જે બાકી લેણી હોય તેના એક ચતુર્થાંશ કરતા વધારે હોવું નહી જોઇએ. અને આ કલમપ્રમાણે તજવીજ કરવી તે ફકત જ્યારે કોઇ રયત મેહેસૂલ આપવા સમર્થ છતા જાણીજોઇને વેળાસર આપતો નથી એમ જણાય ત્યારે કરવાનીછે. પણ જો પાછળથી દંડ કરનાર અમલદારને એવું જણાય કે સદહૂ રયત વખતસર વસૂલ આપવા ખરેખર સમર્થ નહી હતો તો કરેલો દંડ માફ કરવાનો સદહૂ અધિકારીને અધિકાર છે. (સ. ઠ. નંબર ૨૪૮૫ તા૦ ૨૭ મારચ સને ૧૮૮૩.

## દુમાલા ગામમાહેની જમીનના વસૂલની બાબતમાં કરેલો દંડ દુમાલદારને આપવો જોઇએ.

૨. દુમાલા ગામના ધારણકરનારના અથવા વરિષ્ટ ધારણકરનારના લેણા વસૂલ કરવા મુલકી અમલદારે મદદ આપેલી હોય એવી બાબતમાં વખતસર મેહેસૂલ ન આપ્યાના સબબથી જો કંઇ દંડ કરવામાં આવી તેનુ વસૂલ કરવામાં આવે તો તે દંડની રકમ સદ્દહૂ દુમાલદાર અથવા વરિષ્ટ ધારણકરનારને આપવી જોઇએ. પણ કોઇ કામમાં મદ્દહૂ વરિષ્ટ ધારણકરનારને તેનું જમીન મેહેસૂલનુ લેણુછે તે કરતાં કંઇક વધારે રકમ મળવી જોઇએ એવુ કલેકટરની નજરમા આવે તે વગર કોઇપણુ કામમાં કલેકટરે આ કલમ મુજબ દંડ કરવો નહી. (સ. ઠ. નંબર ૯૫૮૬ તા૦ ૪ ડીસેંમબર સને ૧૮૮૪.)

**૧૪૯.** હિસાબનું પત્રક કલેકટરે અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરે સહી કરેલું હોય તે, આ બાબનાં કારણસારૂ જમીનમેહેસૂલની રકમો બાકી લેણી છે એવિશે તથા મેહેસૂલ ન આપનારો કોણ છે એવિશે નિર્ણયકારક પુરાવો છે એવું સમજવું.

સદ્દહે પ્રકારનું સહી કરેલું પત્રક પોંહોંચ્યાપછી કોઇપણ જીલ્હાના કલેકટરને, બીજા કોઇ જીલ્હાના કલેકટરનું લેણું પોતાંનાજ જીલ્હામાં લેણી થયલી રકમો પ્રમાણે આ બાબના ઠરાવ મુજબ વસૂલ કરવાની તજવીજ કરવાનો અધિકાર છે. મુંબઇના કલેકટરે સહી કરેલાં આવાંજ હિસાબનાં પત્રક મુંબઇના કલેકટરે સહી કરીને મોકલ્યાં હોય તો તે ઉપરથી આ આકટપ્રમાણે જીલ્હાના કલેકટરે સહી કરેલું પત્રક હોય તે પ્રમાણે તજવીજ કરવાનો અધિકાર છે.

### ટિકા.—" કલેકટર " અને " જમીનમેહેસુલ. "

એક પ્રસંગે બીલારી જીલ્હાના (મદ્રાસ પ્રેસીડેન્સીના) કલેકટરે તે જીલ્હામાંની કોઇ જમીન સંબંધી જમીનમેહેસૂલની બાકી ધારવાડ જીલ્હામાં રેહનારા કોઇ લોકો પાસેથી લેણી હતી તે વસૂલ કરવા ધારવાડ જીલ્હાના કલેકટરને લખાણ કરેલુ હતું તે બાબતમાં કામ ચાલી આખરે એવું ઠરાવવામાં આવેલું છે કે લ્યાંન્ડ રેવીનુકોડ ફક્ત મુંબઇ પ્રેસીડેન્સીને લાગુ છે માટે બીલારી જીલ્લાનો કલેકટર સદ્દહૂ કાયદાની કલમ ૧૪૯ પ્રમાણે કલેકટર કેહવાય નહી તથા તેજ પ્રમાણે બીલારી જીલ્હામાની જમીન સંબંધી મેહેસૂલ સદ્દહૂ કાયદાની કલમ ૧૮૭ પ્રમાણે જમીનમેહેસૂલ કેહેવાય નહી. માટે ધારવાડનો કલેકટર સદ્દહૂ મેહેસૂલની બાકી વસૂલ કરવા આ કાયદામાં ફરમાવ્યા પ્રમાણે કાંઇ પણ તજવીજ કરી શકે નહી. પણ સદ્દહૂ બાકી વસૂલ કરવામાં પોતાનુ વજન વાપરેતો કઇ હરકત નથી (સ. ઠ. નંબર ૨૮૭૭ તા૦ ૨૧ મે સને ૧૮૮૧.)

### બાકીનું વસૂલ.

**૧૫૦.** જમીન મેહેસૂલની બાકી હેઠળ લખેલા પ્રોસેસથી (માર્ગથી) વસૂલ કરવાનો અધિકાર છે.—

(અ) મેહેસૂલ ન આપનાર ઉપર ૧૫૨ મી કલમાપ્રમાણે માગણાની લખેલી નોટીસ બજાવીને,

(બ.) જે ખાતાંબદ્દલ અથવા ધારણકરેલી દુમાલા જમીન બદ્દલ બાકી લેણી હશે તે ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીન ૧૫૩ મી કલમ પ્રમાણે સરકાર દાખલ કરીને;

(ક.) મેહેસૂલ ન આપનારનો જંગમ માલ ૧૫૪ મી કલમપ્રમાણે જપ્ત કરીને તથા વેચીને;

(ડ.) મેહેસૂલ ન આપનારની સ્થાવર મિલકત ૧૫૫ મી કલમપ્રમાણે વેચીને;

(ઈ.) મેહેસૂલ ન આપનારને ૧૫૭ મી તથા ૧૫૮ મી કલમપ્રમાણે પકડીને તથા કેદમાં રાખીને,

(ફ.) ધારણ કરેલી દુમાલા જમીન આખું ગામ અથવા ગામનો ભાગ હોય તેપ્રસંગે સદર્હૂ ગામ અથવા ગામનો ભાગ ૧૫૯ મીથી તે ૧૬૩ મી કલમસુધીની કલમોપ્રમાણે જપ્ત કરીને.

**૧૫૧.** ઉપર કહેલા પ્રોસેસનો ઉપયોગ, ચાલૂ સાલની તથા તેમજ પાછલી સાલોની પણ બાકી વસૂલ કરવાસારૂ કરવો. પણ ૧૩૭ મી તથા ૧૩૮ મી કલમઉપરથી અગ્રતા આપીછે તે ચાલૂ સાલનાં લેણાંનેજ માત્ર લાગૂ છે.

પણ એવું ઠરાવ્યુંછે કે ચાલૂ સાલમાં વસૂલ કરવાનો કાંઇપણ પ્રોસેસ શરૂ કર્યો હશે તે તેજ સાલમાં પૂરેપૂરો બજાવવામાં ન આવે તોયપણ તે પ્રોસેસને ઉપર કહેલી અગ્રતા મળવી જોઇયે.

## માગવાની નોટીસ.

**૧૫૨.** જે તારીખે બાકી દેણી થાય તે તારીખને આગલે દિવસે અથવા તે આગલા દિવસપછી માગવાની નોટીસ કરવાનો અધિકાર છે.

સદર્હૂપ્રકારની નોટીસ કરવાબાબતની કાનુન વખતે વખતે કરવાનો અધિકાર કમિશનરને છે, અને મેહેસૂલ ન આપનારની પાસેથી મેહેસૂલની બાકીપ્રમાણે વસૂલ કરવાનો ખરચ ગવરનર ઇન કોંસિલની મંજૂરીથી કમિશનરે ઠરાવવો અને સદર્હૂપ્રકારની નોટીસ કયા અમલદારે કરવી તે ફરમાવવૂં.

## ટિકા.—નોટીસની ફી વિગેરે બાબત વિશેષ કાનુન.

**નંબર ૨૪૫૯.**—આજબાબત ઊપરના અગાઊના સઘળા હુકમ તથા કાનુન રદ્દ કરીને, સિંધના કમિશનરે અને ઊત્તર ભાગ મધ્ય ભાગ અને દક્ષિણ ભાગના કમિશનરે, ગવર્નર ઇન કોંસિલની મંજૂરીથી, સને ૧૮૭૯ના મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની ૧૫૨મી, ૧૫૮મી અને ૧૮૩ મી કલમપ્રમાણે હેઠળ લખેલી કાનુન કરી છે:—

### ૧.—માગવાની નોટીસો (કલમ ૧૫૨.)

કોણે કરવી. — ૧. જે મામલતદારના અથવા માહાલકરીના તાબામાંહેના પ્રદેશમાં બાકી લેણી થાય તેણે માગવાની નોટીસો કરવી જોઇયે.

ક્યારે કરવી. — ૨. બાકી લેણી થયાની તારીખથી દશ દિવસ થાય ત્યાંહાંસુધી આવી નોટીસ ઘણુંકરીને કરવી નહીં.

નોટિસની ફીની રકમ. — ૩. માગવાની નોટીસ કરવાનો ખરચ, બાકીની રકમ જો પાંચ રૂપિયા કરતાં વધુ ન હોયતો ચાર આના, અને બીજી કોઇપણ બાબતમાં આઠ આના એ પ્રમાણે ઠરાવેલી ફીના રૂપે લેવાનો અધિકાર છે.

૪. કલેકટરને, અથવા જે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને સ્વાધીન તાલુકો હોય

નજરમાં આવે તો ફીની માફી. } તે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને જો કોઇપિણ બાબતમાં ફી લેવાશે તો ઘણી સખતાઇ થઇ એવુ લાગશે તો તે બાબતમાં તે ફી તેની નજરમાં આવે તો તે પ્રમાણે માફ કરવાનો તેને અધિકાર છે.

## ૨.—મેહેસૂલ ન આપનારાઓને પકડવા તથા કેદમાં રાખવા (કલમ ૧૫૮.)

૧. ૧૫૭ મી કલમઉપરથી આપેલો અધિકાર ચલાવવાને કલેકટરો અને જે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને સ્વાધીન તાલુકા હોય તેવા કોઇ આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને આ બાબત કલેકટરે ખસૂસ

પકડવાનો અધિકાર કોણે ચલાવવો. } અધિકાર આપેલો હશે તે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર, અને કલેકટરના અથવા સદહૂ પ્રકારના કોઇપણ આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના ખાસ હુકમથી કામ કરનારા તાબામાહેના અમલદારો મુખ્ત્યારછે.

પકડવાનો ખરચ. ૨. પકડવાનો ખરચ હેઠળ લખેલાં પરિમાણ પ્રમાણે હોવો જોઇયે.

| | | રૂ. | આ. |
|---|---|---|---|
| જે રકમ વસુલ કરવાસારૂ પકડયો હોય તે રકમ જો | ૨૫ રૂપિયા કરતાં વધારે ન હોય તો ... ... | ૦ | ૪ |
| | ૨૫ રૂપિયા કરતાં વધારે હોય પણ ૧૦૦ રૂપિયા કરતાં વધારે ન હોય તો ... ... ... ... | ૦ | ૮ |
| | ૧૦૦ એજન ૫૦૦ એજન | ૧ | ૦ |
| | ૫૦૦ એજન ૧,૦૦૦ એજન | ૨ | ૦ |
| | ૧,૦૦૦ એજન ૫,૦૦૦ એજન | ૪ | ૦ |
| | ૫,૦૦૦ રૂપિયા કરતાં વધારે હોય તો ... ... ... | ૮ | ૦ |

અટકાયતમાં અથવા કેદમાં રાખ્યો હોય તે દરમિયાનનો પેટ ખરચ. } ૩. અટકાયતમાં રાખેલા અથવા કેદમાં રાખેલા કોઇપણ મુહેસૂલ ન આપનારને પેટ ખરચના પૈસા સરકારે આપવા તે જે કલેકટર અથવા આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર પકડવાનો હુકમ કરે તેણે, હેઠળ લખેલી હદ્દની અંદર ઠરાવવા જોઇયે, એટલે:—

| | આના કરતાં ઓછા નહી. રૂ. | આ. | આના કરતાં વધારે નહી. રૂ. | આ. |
|---|---|---|---|---|
| જો મેહેસૂલ ન આપનારો કોઇ યૂરોપિયન હોયતો | ૧ | ૦ | ૧ | ૮ |
| જો મેહેસૂલ ન આપનારો કોઇ યૂરેઝિયન અથવા પોર્ટુગીઝના વંશમાહેનો કોઇ દેશી માણસ હોય તો... | ૦ | ૮ | ૧ | ૦ |
| બીજી કોઇપણ બાબતમાં ... ... ... ... | ૦ | ૩ | ૦ | ૧૨ |

## ૩.—વેચાણના ખરચ (કલમ ૧૮૩.)

૧. વેચાણનો ખરચ જંગમ મિલકત હોય ત્યારે બે આના સ્થાવર મિલકત હોય ત્યારે

શારીતે હિસાબ કરવો. } ચાર આના, અથવા બેઉ બાબતમાં વેચાણ કરીને કાંઇ રકમ જો ઊપજી હોયતો તેનો $\frac{૧}{૬૪}$ એવો સમજવો, એટલે આ બેમાંથી જે વધારે હોય તે.

## ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીન સરકાર દાખલ થવી.

**૧૫૩.** જે ખાતાંબાબત અથવા ધારણકરેલી જે દુમાલા જમીનબાબાત જમીનમેહેસૂલની બાકી લેણી હોય તે ખાતું અથવા ધારણ કરેલી દુમાલા જમીન સરકાર દાખલ થઇ

એવું ઠરાવીને કહેવાનો, અને તે ૫૬ મી તથા ૫૭ મી કલમના ઠરાવપ્રમાણે વેચવાનો અથવા તેની બીજી વ્યવસ્થા કરવાનો અને ઉત્પન્ન આવેતો તે મેહેસૂલ ન આપનારને ખાતે જમે કરવાનો અધિકાર કલેકટરને છે.

### ટિકા.—વતની જમીન દુમાલા જમીન કેહેવાય.

વતની જમીન આ કાયદાની કલમ ૩ રકમ ૧૯ પ્રમાણે દુમાલા જમીન છે અને જ્યારે એવા પ્રકારની દુમાલા જમીનની મેહસૂલની બાકી લેણી નીકળે ત્યારે તે જમીન સરકાર દાખલ કરીછે એવું ફ્રરમાવવાનો કલેકટરને અધીકારછે (સ. ઠ. નંબર ૩૦૧૬ તા૦ જુન સને ૧૮૮૦.)

### મેહેસૂલ ન આપનારની માલ મિલકતનું વેચાણ.

**૧૫૪.** મેહસૂલ ન આપનારનો જંગમ માલ જપ્ત કરાવવાનો તથા વેચાવવાનો અધિકાર પણ કલેકટરને છે.

સદહૂપ્રકારની જપ્તી, કમિશનર, સરકારના હુકમથી, વખતે વખતે ફ્રરમાવે તે અમલદારોએ અથવા તે વર્ગના અમલદારોએ કરવી જોઇયે.

### ટિકા.—જપ્તી કરવા વિશે

લ્યાંડરેવીન્યુ કોડની કલમ ૧૫૪ પ્રમાણે જપ્તી કરવાની તે મામલેદારના કારકુન, કુળકરણી તલાટી અથવા પાટીલે કરવી જોઇએ. માત્ર એવું ઠરાવેલુ છે કે જપ્તી કરનારને લખતાં વાંચતા આવડવુ જોઇએ તો પણ વિશેષ કામમાં જપ્તીનું વારંટ (અધિકાર પત્ર) જે માણસ કલેકટર અથવા આસીષ્ટંટ કલેકટરની નજરમાં સદહૂ કામ બજાવવાને યોગ્ય છે એમ લાગે તેને આપવાને તે કલેકટર અથવા આસીષ્ટંટ કલેકટરને અધિકાર છે. (સ. ઠ. નંબર ૭૮૫૮ તા૦ ૨૩ ડીસેંબર ૧૮૮૧.)

**૧૫૫.** જે જમીનબાબત બાકી લેણી હોય તે જમીનસિવાય બીજી કોઇ સ્થાવર મિલકતમાં મેહેસૂલ ન આપનારનો હક્ક તથા દાવો તથા સંબંધ હોય તે પણ વેચવાનો અધિકાર કલેકટરને છે.

**૧૫૬.** હુકમનામું બજાવવાસારૂ જપ્તી અથવા વેચાણ થવાની, જે માલ મિલકતને દિવાની કામ ચલાવવાની રીતબાબતના કાયદાઉપરથી માફી છે, તે સઘળી માલ મિલકતને ઉપરની છેલ્લી બે કલમો પૈકી હરકોઇ કલમપ્રમાણે જપ્તી અથવા વેચાણ થવાનીપણ માફીછે એમ સમજવું.

ફ્લાણી માલ મિલકતને માફીનો સદહૂપ્રમાણે હક્કછે એ બાબતનો કલેકટરનો જે ફેસલો તે આખરનો છે એમ સમજવું.

### ટિકા.—જપ્તીથી તથા વેચાણથી બાદ કરેલા વાના.

સીવીલ પ્રોસીજર કોડની કલમ ૨૬૬ ના પ્રાવીઝો ઊપરથી નીચે બતાવેલા વાના જપ્તી તથા વેચાણને પાત્ર થશે નહી એવું ઠરાવેલુ છે.

(**અ**) હુકમનામાનો દેણદાર તેની સ્ત્રી, તથા છોકરા તેઓના જરૂરીઆતના પેહેરવાના વસ્ત્ર.

(**બ**) કારીગરોના ઓજાર, અને હુકમનામાનો દેણદાર ખેડુત હોય ત્યારે તેના ખેતી વાડીના હથીઆર તથા ખેડુત તરીકે તેને પોતાની ઊપજીવિકા મેળવવા માટે જે ઢોર કોરટની નજરમાં જરૂર જણાયતે ઢોર.

( ક ) ખેડુતની માલકીના અને તેના તાબામાં હોય તેવા તેના ઘરનો અને બીજી ઇમારતોનો સામાન.

( ડ ) હિસાબના ચોપડા.

( ઈ ) નુકસાનીને વાસ્તે ફરીઆદ કરવાનો માત્ર હક.

( ફ ) જાતીકી નોકરીનો કંઇ હક.

( ગ ) સરકારના લશ્કરો તથા મુલકી પેન્શનરને કરી આંપેલી નેમણુક તથા બક્ષીસ (ગ્યાચુઇટી) તથા રાજકીય પેનશન

( હ ) જ્યારે કોઇ સરકારી અમલદારનો અથવા રેલવેના નોકરનો પગાર દર માસે વીસ રૂપીઆથી વધારે ન હોય ત્યારે તે પગાર અને જ્યારે તેવા કોઇ અમલદારનો અથવા નોકરનો પગાર તે રકમથી વધારે હોય ત્યારે તે પગારનો નીમે ભાગ.

(આય) જે લોકોને નેટીવ આર્ટીકલ્સ આફ્વાર લાગૂ પડે તેમનો પગાર તથા આલાવન્સ.

( જે ) મજુરોનો તથા ઘરના નોકરોનો મુસારો.

( કે ) જીવતો રેહવાથી ઉત્તરાધીકાર મળવાની ઊમેદ હોય તે અથવા બીજો કેવળ અવલંબી કે શકય હોય તેવો હક અથવા સંબંધ.

( લ ) ભવીશ્યની ખોરાકી પોશાકીનો હક.

(ખુલાસો)—(ગ), (હ), (આય)અને (જે) એ રકમો મા કેહલાવાના તે ખરેખર આપવાને પાત્ર થાય તે પેહેલા અથવા પછી પણ જપ્તીથી કે વેચાણ માંથી બાદ કર્યા છે.

પણ વળી એવ્યુ ઠરાવ્યુ છે કે આ કલમની કોઇ પણ વાતથી.

(અ) ભાડાને વાસ્તે થએલું હુકુમનામુ બજાવવામાં ઘર અથવા બીજી ઈમારતો નો સામાન જપ્તીથી કે વેચાણથી બાતલછે એમ સમજવું નહી. અથવા

(બ) સન ૧૮૮૧ ના લશકરના આકટને કે જે તે વખતે અમલમાં હોય એવા તેને મળતા કોઇ કાયદાને બાધ આવેછે એમ સમજવું નહી.

## પકડવું તથા કેદમાં રાખવું.

**૧૫૭.** બાકી લેણી થયાપછી હરકોઇ વખતે મેહેસૂલ ન આપનારને પકડવાનો તથા તેને કલેકટરની અથવા મામલતદારની અથવા માહાલકરીની કચેરીમાં દસ દિવસસુધી અટકાવી રાખવાનો અધિકાર છે. પણ જે મેહેસૂલ લેણું હોય તે તથા દંડ અથવા બ્યાજ તથા પકડવાનો તથા માગવાની નોટીસ કરી હોય તો તેનો ખરચ તથા તેને અટકાવી રાખવાની મુદ્દતમાંનો તેનો પેટ ખરચ સદરૂ મુદ્દતની અંદર આપેતો તેને ત્યારપછી અટકાવી રાખવો નહીં.

મેહેસૂલ ન આપનારતીપાસે રકમ લેણી હોય તે દસ દિવસ થયાપછી આપવામાં ન આવેતો અથવા દસ દિવસની અંદર હરકોઇ દિવસે કલેકટરને યોગ્ય લાગેતો ક પરિશિષ્ટના

નમુનાપ્રમાણે વારંટ કરીને તે વારંટસહિત તેને જીલ્હાની દિવાની તુરંગમાં કેદમાં રાખવા સારૂ મોકલવાનો અધિકાર કલેક્ટરને છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ મેહેસૂલ ન આપનારને, તેની પાસે મેહેસૂલની બાકી લેણી હોય તે બાકી જેટલી રકમનાં કરજબાબત દિવાની કોર્ટનું હુકમનામું બજાવવા સારૂ કેદમાં રાખવાની જે મુદ્દત કાયદાપ્રમાણે ઠરાવેલી હોય તે મુદ્દતકર્તા વધારે મુદ્દત સુધી કેદમાં રાખવો નહીં.

## ટિકા.—મેહસૂલ ન આપનારને કેદમાં રાખવાની મુદ્દત.

સીવીલ પ્રોસીજર કોડની કલમ ૩૪૨ મા એવું ઠરાવેલું છે કે હુકમનામુ બજાવવાના કામમાં કોઇ માણસને ૬ મહીના કરતા વધારે મુદ્દત સુધી કેદમા રાખવો નહી અથવા જો હુકમનામુ ૫૦ રૂપીઆ કરતા વધારે રકમનુ નહી હોય તો કેદની મુદ્દત ૬ અઠવાડીઆ કરતા વધારે નહી હોવી જોઇએ.

પકડવાનો અધિકાર કલેક્ટરે અથવા જો તે અધિકાર તાલુકાના કોઇ આસિષ્ટંટ અથવા ડેપ્યુટી કલેક્ટરને કલેક્ટરે મુદ્દામ આપ્યો હોય તો તે અધિકારીએ ચલાવવો પણ મેહેસૂલ ન આપનારાને પકડવાનો ઇલાજ કરવો તે ન ચાલેજ કરવો એવોં સરકારનો હેતુ છે (સ. ઠ. નંબર ૧૭૪૩ તા૦ ૧ મારચ સને ૧૮૮૨.)

**૧૫૮.** ૧૫૭મી કલમમાં પકડવાનો અધિકાર આપ્યો છે તે કયા અમલદારોએ અથવા કયા વર્ગના અમલદારોએ ચલાવવો એ ગવરનર ઇન કૌંસિલની મંજૂરીથી વખતે વખતે ફરમાવવાનો અને પકડવાબાબતનો ખરચ તથા મેહેસૂલ ન આપનારને અટકાયતમાં અથવા કેદમાં રાખ્યો હોય ત્યારે તેને સરકારે આપવાની પેટ ખરચની રકમ ઠરાવવાનો પણ અધિકાર કમિશનરને છે.

## ગામોની જપ્તી.

**૧૫૯.** ધારણકરેલી જે જમીનબાબત બાકી લેણી હોય તે જમીન, આખું ગામ હોય અથવા ગામનો ભાગ હોય અને અગાઉ કહેલા વસૂલ કરવાના બીજા પ્રોસેસ પૈકી કોઇ પ્રોસેસ અમલમાં લાંવવો યોગ્ય નથી એવું લાગે તો કલેક્ટરને એવો અધિકાર છે કે તેણે કમિશનરની અગાઉથી મંજૂરી લઇને તે ગામ અથવા ગામનો ભાગ જપ્ત કરાવવો તથા તેનો વહિવટ તેણે પોતે કરવો અથવા આ કારણસારૂ તેણે નીમેલા મુખત્યાર પાસે કરાવવો.

**૧૬૦** સદહૂપ્રમાણે જપ્ત કરેલાં કોઇ ગામની અથવા ગામના ભાગની જમીન સરકારમા પાછી આવશે, અને તેના વરિષ્ટ ધારણકનારનાં અથવા ભાગીઆઓ પૈકી કોઇભાગીઆના કૃત્યો અથવા તે જમીનઉપર કાંઇપણ બોજો અથવા જવાબદારી હશે અથવા તે જમીનમાં જે વરિષ્ટ ધારણકરનારનો અથવા ભાગીઆનો હક્કસંબંધ હશે તે વરિષ્ટ ધારણકરનારઉપર અથવા ભાગીઆ ઉપર કાંઇ બોજો અથવા જવાબદારી હશે તેઓથી તે જમીનને સરકારી મેહેસૂલના સંબધથી કાંઇ બાધ આવનાર નથી; પણ આશામીઓના હક્કોનું બીજા સંબંધથી નુકશાન થનાર નથી.

અને જપ્ત કરેલી જમીનનો વહિવટ કલેક્ટર તે જમીનુના વરિષ્ટ ધારણકરનારને પાછો આપે ત્યાંહાંસુધી તેના વરિષ્ટ ધારણરનારને અથવા સઘળા ભાગીઆઓને એક કોરે મુકીને તે જપ્ત કરેલી જમીનનો વહિવટ કરવાનો તથા તે જમીનથી ઉત્પન્ન થનારૂં સઘળું ગણોત તથા નફો લેવાનો અધિકાર કલેક્ટરને અથવા સદહૂપ્રમાણે નીમેલા મુખત્યારને છે.

**૧૬૧.** જપ્ત કરેલી જમીનના ઉત્પન્નમાંથી સદર્હૂપ્રકારની જપ્તીનો તથા વહિવટનો ખરચ તથા ચાલૂ સાલનું મેહેસૂલ તથા રેવિન્યુ સર્વે આ આક્ટની ૧૧૧ મી કલમના ઠરાવપ્રમાણે ચાલૂ કરી હોય તો તે રેવિન્યૂ સર્વેનો ખરચ જતાં ફાજલ ઉત્પન્ન રહે .તે સઘળી સદર્હૂ બાકીનો ફડચો કરવામાં વાપરવી.

**૧૬૨**. જપ્તીપછીના આગષ્ટ મહિનાની ૧ લી તારીખથી બાર વરસની અંદર હર-કોઇ વખતે વરિષ્ટ ધારણકરનારાએ, સદર્હૂપ્રમાણે જપ્ત થયલાં ગામની અથવા ગામના ભા-ગની જપ્તી ઉઠાડીને તેનો વિહવટ પાછો મળવો જોઇએ એવી કલેકટરને અરજી કરી હોય તો કલેકટરે હેઠળ લખ્યાપ્રમાણે હોય તો તે જપ્તી ઉઠાડીને તે વરિષ્ટ ધારણકરનારને વહિ-વટ પાછો આપવો;

સદર્હૂપ્રકારની અરજી કરવામાં આવશે તે વખતે બાકીનો ફડચો થયો છે એવું જો દેખાઇ આવે તો,

અથવા સદર્હૂ વરિષ્ટ ધારણકરનારની પાસે બાકી લેણી હોય તો તે, તે આપવાને રાજી હોય અને તે બાબત કલેકટર જે મુદ્દત ઠરાવે તે મુદ્દતમાં તે તેપ્રમાણે તે બાકી જો આપે તો,

વરિષ્ટ ધારણ કરનારાએ ગામ અથવા ગામનો ભાગ પાછો મળવાબાબત જે સાલમાં અરજી કરી હશે તે સાલમાં સઘળી બાકી તથા ખરચ અદા કરીને ફાજલ ઉત્પન્ન રહી હોય તો તે કલેકટરે તે વરિષ્ટ ધારણકરનારને સ્વાધીન કરવી જોઇયે; પણ સદર્હૂપ્રકારની ફાજલ ઉત્પન્ન પાછલી સાલોની હોય તો તેની વ્યવસ્થા કરવાનું સરકાર તરફ રેહશે.

**૧૬૩.** સદર્હૂપ્રમાણે જપ્ત કરેલું ગામ અથવા ગામનો ભાગ પાછો મળવાબાબત સદર્હૂ બાર વરસની મુદ્દતમાં અરજી કરવામાં નહીં આવે તો, અથવા સદર્હૂપ્રકારની અરજી ક્યા પછી વરિષ્ટ ધારણ કરનારનીપાસે તે વખતે બાકી લેણું હોય તો તે આપવાબાબત કલેક-ટરે ઠરાવેલી મુદ્દતમાં વરિષ્ટ ધારણકરનારો તે આપવાને ચૂકે તો, પછી સદર્હૂ ગામ અથવા ગામનો ભાગ સરકારનો થશે; અને તે વરિષ્ટ ધારણકરનારાએ અથવા ભાગીઆપૈકી કોઇ ભાગીઆએ અથવા તેની અથવા તેઓની અગાઊ જે માણસોને હક્ક હતો તેઓપૈકી કોઇ માણસોએ ઊતપન્ન કરેલા જે બોજા અથવા જે બોજા સદર્હૂપ્રકારના વરિષ્ટ ધારણ કરનાર ઊપર અથવા ભાગીઆઓપૈકી કોઇ ભાગીઆઊપર કોઇપણરીતે હોય તે બોજા તે ગામને અથવા ગામના ભાગને લાગૂ રેહેશે નહીં; પણ જમીનના જે વસ્તુત: ખાતાંદાર હશે તેઓના હક્કને નુકશાન થનાર નથી.

## ચાલૂ હોય તે કામ બંધ કરવાં.

**૧૬૪**. અટકાયતમાં અથવા કેદમાં રાખેલો મેહેસૂલ ન આપનાર કલેકટર આગળ અથવા આ કારણસારૂ કલેકટરે જે બીજા માણસને નીમ્યો હોય તે માણસની આગળ અથવા મેહેસૂલ ન આપનારો તુરંગમાં હોય તો તે તુરંગ જે અમલદારને સ્વાધીન હોય તે અમ-લદારની આગળ ડ. પરિશિષ્ટના નમુનાપ્રમાણે તારણ, કલેકટરની અથવા સદર્હૂપ્રકારનાં બીજા માણસની અથવા અમલદારની ખાત્રીનું આપે તો તેને તાબડતોબ છોડી મુકવો જોઇયે, અને વસૂલ કરવાના કાંઇપણ પ્રોસેસ બજાવવાનું હરકોઈ વખતે બંધ કરવૂં જોઇયે.

અને જે કોઇ માણસઊપર આ બાબપ્રમાણે કામ ચલાવ્યું હશે તે માણસને, સદર્હૂ-પ્રકારનું કામ ચલાવનારા અમલદારને માગેલી રકમ અમારી તકરારછે એવું કહીને આપ-વાનો અધિકારછે, અને સદર્હૂપ્રમાણે રકમ આપ્યાપછી કામ ચલાવવાનું બંધ કરવૂં જોઇયે.

## વેચાણબાબત કામ ચલાવવાની.રીત.

**૧૬૫.** આ બાબના ઠરાવપ્રમાણે જંગમ અથવા સ્થાવર મિલકતનાં વેચાણ કરવા બાબતનો હુકમ કર્યો હોય ત્યારે વેચાણ કરવાની જાહેર ખબરમાં વેચાણનો વખત તથા જગા લખીને અને જંગમ માલનું વેચાણ હોય ત્યારે તે વેચાણ મંજૂર થવુ જોઇયે કે નહી તે લખીને અને સરકારને મેહેસૂલ આપનારી જમીન વેચવાની હોય ત્યારે તેની ઊપરનું આકાર કરેલું મેહેસૂલ કેટલું છે તે તથા કલેક્ટરને જે બીજી તપસીલ જરૂરની લાગે તે લખીને જીલ્હાની દેશી ભાષામાં જાહેરખબર કલેક્ટરે આપવી જોઇયે.

સદરહૂ પ્રકાની જાહેર ખબર સ્થાવર મિલકતનાં વેચાણ બાબતની હોય તો તાલુકાના થાણામાં તથા જે ગામમાં તે સ્થાવર મિલકત હોય તે ગામમાં દાંડી ટીપાવીને આપવી; (અને) જંગમ માલનાં વેચાણ બાબત હોય તો જે ગામમાં સદરહૂપ્રકારનો માલ પકડયો હોય તે ગામમાં તથા જે બીજી જગા કલેક્ટર ફરમાવે તે બીજી જગાએ દાંડી ટીપાવીને આપવી.

**૧૬૬.** સ્થાવર મિલકતનું વેચાણ કરવાનું હોય તે વેચાણબાબત તથા તેની વખતબાબત તથા જગાબાબત લખેલી જાહેરખબર હેઠળ લખેલી જગાપૈકી દરએક જગાએ લગાડવી જોઇયે,—એટલે, જીલ્હાના કલેક્ટરની કચેરી અને જે તાલુકામાં અથવા માહાલમાં તે સ્થાવર મિલકત હોય તે તાલુકાના મામલતદારની અથવા તે માહાલના માહાલકરીની કચેરી અને જે ગામમાં તે સ્થાવર મિલકત હોય તે ગામનો ચોરો અથવા બીજી કોઈ સાર્વજનિક ઇમારત અને મેહસૂલ ન આપનારનું રેહેવાનું ઠેકાણું.

જંગમ માલ હોય ત્યારે લખેલી જાહેરખબર મામલતદારની અથવા માહાલકરીની કચેરીમાં અને જે ગામમાં તે માલ પકડયો હોય તે ગામના ચોરામાં અથવા બીજી કોઇ સાર્વજનિક ઇમારતમાં લગાડવી જોઇયે.

કલેક્ટરને યોગ્ય લાગે તે બીજી કોઈરીતે વેચાણની કોઈ જાહેરખબર, તેપછી જંગમ માલબાબત હોય કે સ્થાવર મિલકત બાબત હોય, પ્રસિદ્ધ કરાવવાનોપણ અધિકાર કલેકટરનેછે.

**૧૬૭.** વેચાણ, કલેકટર ફરમાવે તે માણસે લિલામ કરીને કરવાં જોઇયે.

સદરહૂ પ્રકારનું વેચાણ, રવીવારે અથવા સરકારે મંજુર કરેલા બીજા સાધારણ રજાને દિવસે કરવું નહી, અથવા સદરહૂ જાહેરખબર પૈકી કોઇ જાહેરખબર ઊપરની છેલ્લી કલમ પ્રમાણે છેલ્લે જે દિવસે લગાડી હશે તે દિવસથી, સ્થાવર મિલકત હોય ત્યારે ઓછામાંઓછા ત્રીશ દિવસ થાય ત્યાંહાંસુધી, અથવા જંગમ માલ હોય ત્યારે સાત દિવસ થાય ત્યાંહાંસુધી કરવું નહીં.

કોઇ પુરતાં કારણઊપરથી વખતે વખતે આગલા કોઈ દિવસસુધી, વેચાણ મોકુફ રાખવાનો અધિકાર છે.

**૧૬૮.** ઊપરની છેલ્લી ત્રણ કલમના કોઇ ઠરાવ સડીજનારા પદાર્થનાં વેચાણને લાગૂ નથી, આ બાબત કલેકટરે સામાન્ય અથવા વિશેષ હુકમ વખતે વખતે કર્યા હોય તે હુકમને અનુસરીને સદરહૂપ્રકારના પદાર્થ બને તેટલી થોડી ઢીલથી લિલામ કરીને વેચવા જોઇયે.

**૧૬૯.** જે બાકીબાબત માલ મિલકત વેચવાની હોય તે બાકી તથા મેહેસૂલ ન આપનારનીપાસે જે બીજા ખરચ કાયદાસરરીતે લેણા હોય તે સઘળા ખરચ, વેચાણ સારૂ જે દિવસ ઠરાવ્યો હોય તે દિવસની અગાઊ હરકોઇ વખતે મેહેસૂલ ન આપનાર અથવા તેની તરફથી કોઇ માણસ, જમીન મેહેસૂલ લેણું હોય તે લેવા બાબત જે માણસને ૧૪૬ મી કલમ પ્રમાણે નીમ્યો હોય તે માણસને અથવા વેચાણ કરવાબાબત નીમેલા અમલદારને આપે તો અથવા ૧૬૪ મી કલમ પ્રમાણે તે તારણ આપે તો વેચાણ બંધ કરવું જોઇયે

## ટિકા.—મેહેસૂલ ન આપનારની જમીનની વ્યવસ્થા.

મેહેસૂલ ન આપનારની ધારણ કરેલી જમીન વેચતા પેહેલા બાકી આપવામા આવે અથવા તે આપવા બદલ તારણ આપવામાં આવે તો તે બાકીનુ વસૂલ કરવાની બાબતમાં જે કંઇપણ કામ ચાલ્યુ હશે તે બંધ કરવું જોઇયે એમ કલમ ૧૬૪ તથા ૧૬૯ માં ફરમાવેલુછે. પણ તેથી જમીન સરકાર દાખલ થઇ એવો થયલો હુકમ રદ્દ થતો નથી. મેહેસૂલ ન આપનારનુ ખાતું સરકાર દાખલ કરેલુ છે એવું પહેલવેલા ફરમાવ્યા વગર તેનું વેચાણ કરી શકાતું નથી (સ૦ ઠ૦ નં૦ ૪૮૯૧ તા૦ ૧૬ સપટંબર સન ૧૮૮૦.)

**૧૭૦.** સડીજનારા પદાર્થના વેચાણનું કામ જે અમલદાર ચલાવતો હશે તેણે તે વેચાણ એકદમ કાયમનાં કરવાં. જંગમ માલનાં બીજાં સઘળાં વેચાણનું કામ જે અમલદાર ચલાવતો હશે તેણે તે વેચાણ, આબાબત કલેકટરે સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને ફરમાવ્યું હોય તે પ્રમાણે કાયમનાં કરવાં અથવા મંજુરીઉપર રાખીને કરવાં. મંજુરીઉપર રાખીને વેચાણ કર્યાં હોય ત્યારે તે વેચાણ કોણે મંજુર કરવાં તે કલેકટરે ફરમાવવું જોઇયે.

**૧૭૧.** વેચાણ કરનારા અમલદારે વેચાણ કાયમનું કર્યું હોય ત્યારે દરએક લાટની કીંમત વેચાણની વખતે આપવી જોઇયે, અથવા ત્યારપછી જે વખતે આપવાનું સદહૂ અમલદાર ફરમાવે તે વખતે આપવી જોઇયે, અને તે પ્રમાણે નાણું આપવામાં નહીં આવે તો તે માલ મિલકત ફરીથી તાબડતોબ લિલામ કરીને વેચવી જોઇયે. ખરીદીનું નાણું આપ્યાપછી વેચાણ કરનારા અમલદારે તેબાબત પોહોંચ આપવી જોઇયે, અને તે વેચાણ સઘળાં માણસો વિરૂદ્ધ સંકેત રહિત થશે.

**૧૭૨.** વેચાણ મંજુરીઉપર રાખ્યું હોય ત્યારે જે માણસ ખરીદદાર થયો એવું કેહેવામાં આવશે તેને તેણે માગણી કરેલી રકમના દર શેંકડે પચીસ ટકા તાબડતોબ અનામત* રાખવાનું કેહેવું, અને સદહૂ રકમ અનામત મુકવામાં ન આવેતો તે માલ તાબડતોબ ફરીથી લિલામ કરીને વેચવો જોઇયે. ખરીદીના પૈસાની પૂરેપૂરી રકમ ખરીદદારે, વેચાણ મંજુર થયાનું જે દિવસે તેને જણાવવામાં આવે તે દિવસને બીજે દિવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇયે, અથવા તે દિવસ રવિવાર હોય અથવા સરકારે મંજુર કરેલો બીજો રજાનો દિવસ હોય તો તે દિવસ પછી કચેરીનો જે પેહેલો દિવસ હોય તે દિવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇયે. ખરીદીના પૈસાની સદહૂ પૂરેપૂરી

---

* સરકારનો ઠરાવ નંબર ૭૯૩ તા૦ ૧૬ ફેબરૂઆરી ૧૮૭૧ માં રૂપીઆ પાંચ તથા તેથી ઓછી રકમની માગણીની બાબતમાં એક ચતુર્થાંશ રકમ અનામત રાખવાની જરૂર નથી એવું ઠરાવેલું હતું પરંતુ તે ઠરાવ નંબર ૩૬૯ તા૦ ૧૯ જાનેવારી સને ૧૮૮૨ ના ઠરાવથી રદ કર્યો છે માટે હવે તેવી માગણી બાબતમાં પણ એક ચતુર્થાંશ રકમ અનામત રાખવી જોઇયે.

રકમ આપ્યાપછી તેબાબત ખરીદદારને પોંહોંચ આપવી જોઇયે અને તે વેચાણ સઘળાં માણસો વિરૂદ્ધ સંકેત રહિત થશે.

૧૭૩. સ્થાવર મિલકતનાં વેચાણને સઘળેપ્રસંગે જે માણસ ખરીદદાર થયો એવું કેહેવામાં આવે તેને તેણે માગણી કરેલી રકમના દર શેંકડે પચીસ ટકા તાબડતોબ અનામત મુકવાનું કેહેવું જોઇયે. અને સદરૂ પ્રકારની રકમ અનામત મુકવામાં ન આવેતો તે મિલકત તાબડતોબ ફરી લિલામ કરીને વેચવી જોઇયે.

૧૭૪. ખરીદીના પૈસાની પૂરેપૂરી રકમ ખરીદદારે, સ્થાવર મિલકતનું વેચાણ જે દિવસે થયું હોય તે દિવસથી પંદરમે દિવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇયે, અથવા સદરૂ પંદરમો દિવસ રવિવાર હોય અથવા સરકારે મંજૂર કરેલો બીજો રજાનો દિવસ હોય તો પંદરમા દિવસપછી કચેરીનો જે પેહેલો દિવસ હોય તે દિવસે સુરજ અસ્ત પામવાની અગાઉ આપવી જોઇયે.

૧૭૫. માલ મિલકતના, તે પછી જંગમ હોય, કે સ્થાવર હોય, ખરીદીના પૈસાની પૂરેપૂરી રકમ ઠરાવેલી મુદ્દતમાં ભરવામાં નહી આવશે તો અનામતની રકમમાંથી વેચાણનો ખરચ અદા કર્યાપછી બાકી રહેશે તે સરકાર દાખલ થવી જોઇયે, અને માલ મિલકત ફરીથી લિલામ કરીને વેચવી જોઇયે; અને ખરીદીના પૈસા ન આપનાર ખરીદદારનો, તે માલ મિલકતઉપરનો અથવા જે રકમે તે માલ મિલકત આગળ વેચાય તે રકમના કોઇપણ ભાગઉપરનો સઘળો દાવો ડુબશે.

૧૭૬. છેલ્લે સર્વાળે જે વેચાણ કરવામાં આવશે તેની ઊત્પન્ન, કીંમતના પૈસા ભરવાને ચુકનારા સદરૂપ્રકારના ખરીદદારે માંગણી કરેલી કીંમતનાકર્તા ઓછી હોય તો, તફાવત હોય તે તેની પાસેથી જમીનમેહેસૂલની બાકી પ્રમાણે વસૂલ કરવાનો અધિકાર કલેકટરનેછે.

૧૭૭. ખરીદીના પૈસા ન ભર્યાબદ્દલ અથવા પેહેલું વેચાણ આગલા દિવસસુધી મોકુફ કર્યાપછી માલ મિલકતનું જે જે ફરી વેચાણ કરવામાં આવે તે તે તાબડતોબ ન કર્યુ હોય ત્યારે, અસલ વેચાણબાબત જે રીત કહીછે તે રીતે નવેસરથી જાહેર ખબર આપ્યા પછી કરવું જોઇયે.

૧૭૮. સ્થાવર મિલકતનાં વેચાણની તારીખથી ત્રીસ દિવસની અંદર હરકોઇ વખતે તે વેચાણ હેઠળ લખેલા સબબથી રદ્દ કરવાબાબત કલેકટરને અરજી કરવાનો અધિકાર છે, એટલે તે વેચાણ બાબત જાહેરખબર આપવાનાં કામમાં અથવા તે વેચાણ કરવામાં કાંઇ મુદ્દાની ગેરચાલ અથવા ચૂક અથવા કપટ થયું છે એવા સબબઉપરથી અરજી કરવાનો અધિકાર છે.

પણ આગલી કલમમાં જુદો ઠરાવ છે તે બારેજ કરીને સદરૂ પ્રકારની ગેરચાલનેલીધે અથવા ચૂકને લીધે કાંઇ વેચાણ રદ્દ કરવું તે, અરજદારનું વાસ્તવિક નુકસાન થયુંછે એવું તે, કલેકટરની ખાત્રીપૂર્વક સાબેત ન કરેતો તે સબબને લીધે વેચાણ રદ્દ કરવું નહીં.

અરજી મંજૂર કરવામાં આવે તો કલેકટરે તે વેચાણ રદ્દ કરવું જોઇયે, તથા નવેસરથી વેચાણ કરવાનું ફરમાવવું જોઇયે.

૧૭૯. ઊપરની છેલ્લી કલમમાં કહેલી સદરૂપ્રકારની અરજી કરવામાં ન આવેતો અથવા સદરૂપ્રકારની અરજી કરી હોય તે નામંજૂર કરી હોય તો વેચાણની તારીખથી ત્રીસ દિવસ થયા પછી તે વેચાણ મંજૂર કર્યું છે એવો હુકમ કલેકટરે કરવો

જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે સદહૂપ્રકારની અરજી કરવામાં આવી ન હોય તોયપણ, અથવા જે અરજી કરવામાં આવી હોય તથા નામંજૂર કરવામાં આવી હોય તેમાં લખેલા સબબસિવાય બીજા સબબઊપરથી તે વેચાણ રદ્દ કરવું જોઇયે એવું માનવાનો કલેકટરને સબબ હોય તો, પોતાનાં કારણો લખી મુકીને તે વેચાણ રદ્દ કરવાનો અધિકાર તેનેછે.

**૧૮૦.** કોઇ માલ મિલકતનું વેચાણ મંજુર કરવામાં ન આવે અથવા રદ્દ કરવામાં આવે ત્યારે ખરીદદારે અનામત મુકેલા અથવા વેચાણના ભરેલા પૈસા, જેમ હોય તેમ, પાછા મળવાનો તેને હક્ક છે.

**૧૮૧.** કોઇ ખાતાનું અથવા ધારણ કરેલી દુમાલા જમીનનું વેચાણ પાછલ કહેલી રીતે મંજૂર થયાપછી સદહૂપ્રકારનાં ખાતાંમાંહેની જમીન અથવા ધારણકરેલી દુમાલા જમીન, જે માણસ ખરીદદાર થયો એવું કેહેવામાં આવે તેના કબજામાં કલેકટરે આપવી જોઇયે, અને તેનું નામ મેહેસૂલ ન આપનારનાં નામને બદલે ખાતાંદાર અથવા ધારણકરનાર તરીકે મુલકી દફતરમાં દાખલ કરવું જોઇયે; અને તેને દાખલો આપવો, તે દાખલામાં કહેલું ખાતું અથવા ધારણકરેલી દુમાલા જમીન તેણે ખરીદ કરી છે એવું, તેમાં લખવું જોઇયે.

## ટિકા.—ખરીદદારને વેચાણનુ સરટીફીકેટ આપવુ.

આ કલમપ્રમાણે દુમાલા અથવા સરકારી જમીન વેચવામાં આવી એટલે ખરીદદારને સરટીફીકેટ આપવાનુ છે. તે સરટીફીકેટ નીચે લખેલા નમુનાપ્રમાણે આપવું:

મેહેરબાન કલેકટર સાહેબ જીલ્હે............ની આફીસમાં, જે અર્થે હેટલ લખેલી જમીનનુ ખાતુ સન સાલના જમીન મેહેસૂલની બાકી વસૂલ કરવાસારૂ જાહેર લિલામથી તા૦ માહે સને ૧૮૮ ને રોજ વેચવામાં આવ્યું છે તે અર્થે.

આ સરટીફીકેટ આપવામાં આવેછે જે સદહૂ જમીનનું ખાતુ સદહૂ જાહેર લિલામમાં.........એ રૂ.........આપીને ખરીદ કરેલુંછે અને સદહૂ વેચાણ કલેકટરે તા૦...... સન ૧૮૮ ને રોજ કાયમ કરેલું છે.

| ગામનું નામ. | તાલુકો. | ખાતાદાર અથવા ધારણકરનાર. | જમીનનું ક્ષેત્રફળ. | | | આકાર. | | | જમીનનો સત્તા-પ્રકાર. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | એ. | ગુ. | આ. | રૂ. | આ. | પૈ. | |
| | | | | | | | | | |

**નોટ.**—આ સરટીફીકેટ મેળવવા તા૦ સને ૧૮૮ રોજ અરજ કરેલી હતી.

મારા પોતાના સહી શીકા સાથે આજ તા૦ સને ૧૮૮ રોજ લખી આપેલુંછે.

(સહી.) **કલેકટર.**

(સ. ઠ. નંબર ૬૫૦૫ તા૦ ૪ અકટોબર સને ૧૮૮૨.)

## વેચાણનું સર્ટીફીકેટ આપવા બદલની કલેકટરઉપર મુકવામાં આવેલી જવાબદારી.

૨. જ્યારે ખરીદદાર, સ્ટાંપ આકટમાં એવા સર્ટીફીકેટ સારૂ ઠરાવેલી કીંમતનો કાગળ રજુ કરે ત્યારેજ કલેક્ટરથી પુરી પાડી શકાય; માટે જે કામમાં ખરીદદાર જોઇતો સ્ટાંપ કાગળ રજુ કરતો ન હોયતો તે કામમાં તે પક્ષકારને ફક્ત કલેકટરે એવું કેહેવું કે યોગ્ય સ્ટાંપ રજુ કર્યા વગર સર્ટીફીકેટ લખી આપવામાં આવશે નહી, તો તેટલેથી આ કલમ મુજબ તેના ઉપર મુકાએલી જવાબદારી જોઇએ તેવી રીતે પુરી થઇ એમ સમજવામાં આવશે. (સરકારનો ઠરાવ નંબર ૧૨૬૬ તા૦ ૧૧ મી ફેબરૂવારી સને ૧૮૮૫.)

ટીપ.—આ કાયદાઉપર થએલી કાનુનપૈકી ૫૯ કાનુનપ્રમાણે સરકારદાખલ કરેલી દુમાલા જમીન સરકારી વગર કબજાની જમીન પ્રમાણે વેચવાની છે.

**૧૮૨.** વેચાણની વખતે જે માણસ વાસ્તવિક ખરીદદાર થયો એવું કેહેવામાં આવ્યુ હોય તે માણસનું નામ દાખલામાં લખવું જોઇયે; અને માંહોમાંહેની સમજુત ઉપરથી દાખલાવાળા ખરીદદારનાં નામનો જોકે ઉપયોગ કર્યો હતો તોયપણ દાખલાવાળા ખરીદદાર સિવાય બીજા માણસની તરફથી ખરીદી કરી એવા સબબ ઉપરથી દાખલાવાળા ખરીદદાર ઉપર દિવાની કોર્ટમાં કોઇ ફરિયાદ થાય તો તે કાહાડી નાખવી.

**૧૮૩.** આ બાબપ્રમાણે કરેલું જંગમ માલનું વેચાણ પકકું થાય એટલે તથા સ્થાવર મિલકતનું વેચાણ મંજૂર થાય એટલે વેચાણની ઉપજ, વેચાણના ખરચનો ફડચો કરવામાં તથા સદરૂપ્રકારનું વેચાણ મંજુર થયાની તારીખે મેહેસુલ ન આપનારનીપાસે જે કાંઇ બાકી લેણી હોય, તથા જે, જમીનમેહેસૂલની બાકી પ્રમાણે, વસૂલ કરવાનો અધિકાર હોય તે આપવામાં વાપરવી જોઇયે.

અને ફાજલ અવેજ રહ્યા હોય તો તે, જે માણસની માલમિલકત વેચી હોય તે માણસને આપવો જોઇયે.

સરકારના હુકમપ્રમાણે કમિશનર વખતે વખતે જે દર તથા જે કાનુન મંજુર કરે તે દરપ્રમાણે તથા કાનુનપ્રમાણે વેચાણના ખરચનો આકાર કરવો જોઇયે.

### ટિકા.—વેચાણની ફાજલ ઉપજની વ્યવસ્થા.

કલમ ૧૫૩ ઊપરથી સરકાર દાખલકરેલી જમીનનુ વેચાણજ કરવું જોઇએ એમ કઇ કલેકટર બંધાએલો નથી. તે સરકાર દાખલકરેલી જમીન કલેકટરની નજરમાં આવે તો વેચાણ કરવાને અથવા બીજી રીતે તેની વ્યવસ્થા કરવાને તેને અધીકારછે—સરકાર દાખલકરેલી જમીન વેચવામાં આવેતો વેચાણની ઊપજ મેહેસૂલ ન આપનારાના ખાતે જમા કરવી જોઇએ. (સ. ઠ. નંબર ૭૨૮૫ તા૦ ૨ ડીસેંબર સને ૧૮૮૧.)

**૧૮૪.** સદરૂ ફાજલ અવેજ જે માણસની માલમિલકત વેચી હોય તેના કોઇ લેણદારને દિવાની કોર્ટના હુકમ વગર આપવો નહી.

### ટિકા.—વેચાણની ફાજલ ઉપજ લેણદારને લેવાનો હક્ક છે.

વેચાણની ઊપજમાંથી કલમ ૧૮૩ પ્રમાણે જમીનમેહેસૂલની બાકીનો ફડચો કરી **લીધાપછી જો કઇ ફાજલ રેહેતો તે વસૂલ ન આપનારાને નામે જમાછે એમ સમજવું**

અને એ ફાજલ ઉપર વસૂલ ન આપનારાના લેણદારનો હક્ક છે. (સ. ઠ. નંબર ૫૭૩૦ તા૦ ૨૭ અકટોબર સને ૧૮૭૯.)

૧૮૫. કોઇ જમીનના ખરીદદારતરીકે જે માણસનું નામ હક્કબાબતના દાખલામાં લખ્યું હશે તે માણસ વેચાણની તારીખપછી સદરહુ જમીનબાબત જમીનમેહેસૂલના જે હફતા દેવા થશે તે સઘળા હફતા આપવાબાબત પાત્ર થશે.

ટિકા.–સરકાર દાખલકરેલી જમીનના ખરીદદારના હક્ક તથા જવાબદારી વિશે.

૧. કોઇ ખાતુ મેહેસૂલની બાકીસારૂ વેચવામા આવે તો તે સરકાર દાખલકરેલા ખાતાનો ખરેદી કરનાર અગાઉ ધારણકરનારના હક્ક તથા જવાબદારીને પાત્ર થતો નથી. અગાઉ ધારણકરનારની જવાબદારીને પાત્ર થવાસારૂ તેણે આ કાયદા ઉપર થએલી કાનુનના પરિશિષ્ટ ડ પ્રમાણે કબૂલાયત લખી આપવી જોઇએ. (સ. ઠ. નંબર ૨૯૦૦ તા૦ ૩૧ મારચ સને ૧૮૮૩.)

સરકાર દાખલકરેલી જમીન વેચવામાં આવે ત્યારે તેની વેચાણની ઊપજ ઊપર લોકલ ફંડ વેગેરે લેવા કે નહી તે વિશે.

૨. સરકાર દાખલ થએલી જમીન જે એકદમ વેચવામાં આવે તેનાં ખરીદદાર પાસેથી ખરેદીના પૈસા ઊપર દર રૂપીએ એક આના પ્રમાણે લોકલ ફંડનો આકાર માગવો નહી, તેમજ ખરેદીની સઘળી ઊપજમાથી દર રૂપીએ એક આના પ્રમાણે રકમ જુદી કાઢી લોકલ ફંડ ખાતે જમા કરવી નહી. પણ જમીનમેહેસૂલની બાકી ઊપર લોકલ ફંડનો એક આનો લેવાનોછે અને તેનુ વસૂલ જમીનમેહેસૂલ પ્રમાણે કરવાનુ માટે એવી બાબતમા જે વેચાણની ઊપજ આવે તેની કલમ ૧૮૩ ને અનસરીને નીચે બતાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવી. એટલે તે ઊપજ નીચે લખેલાં ખાતામાં વેહેંચવી :

(એ) "વેચાણના ખરચ ખાતે" જમા કરવા.

(બ) "બાકી ખાતે"

૧. જમીન મેહેસૂલની

૨. લોકલ ફંડની

અને એ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી જો કઇ ફાજલ અવેજ રેહેતો તે મેહેસૂલ ન આપનારાને આપવો જોઇએ. (સ. ઠ. નંબર ૨૦૦૨ તા૦ ૧૦ મારચ સને ૧૮૮૩.)

૧૮૬. આ બાબના ઠરાવપ્રમાણે જપ્ત કરેલા જંગમ માલબાબત ત્રીજા માણસે દાવો કર્યો હોય તો કલેકટરે, માફક મુદતની નોટીસ આપીને તથા સંક્ષેપ ચોકશી કરીને તેનો દાવો મંજૂર અથવા નામંજૂર કરવો જોઇયે. દાવો સઘળો અથવા થોડો મંજૂર કર્યો હશે તો તે માલની તે પ્રમાણે તજવીજ કરવી જોઇયે. દાવો જેટલેસુધી મંજૂર કરવામાં આવશે તેટલેસુધી તે ખારેજ કરીને તે માલ વેચવો જોઇયે તથા ખરીદદારનો હક્ક સઘળાં કારણસારૂ પુરતો છે એમ સમજવું જોઇયે, અને ઊતપન્નની વ્યવસ્થા આ આક્ટમાં પાછળ કહ્યાપ્રમાણે કરવાનો અધિકાર છે.

આ બાબના ઠરાવ લાગૂ કરવા.

૧૮૭. જમીનમેહેસૂલ તથા સઘળા પ્રકારની સલામી તથા નજરાણા તથા વારસાની રૂએ માલ મિલકત પ્રાપ્ત થાયછે તે બદલ આપવાનો કર તથા માલમિલકત બીજાને

પ્રામ ફરી આપવા બાબતનો કર તથા દંડ તરીકે સરકાર દાખલ થયલો અવેજ અને સઘળા પ્રકારના બાબ તથા જમીનની ઊત્પન્ન તથા વેતનો, તથા ફી તથા ખરચ તથા ગુન્હેગારીઓ તથા દંડ અને આ આકટપ્રમાણે અથવા આ આકટઉપરથી રદ્દ કરેલા કોઇ આકટ પ્રમાણે અથવા કાયદાપ્રમાણે અથવા જમીનમેહેસૂલ સંબંધી જે વખતે જે કોઇ આકટ અમલમાં હોય તે આકટપ્રમાણે આપવાના અથવા વસૂલ કરવાના ખરચબાબત જે રકમો લેણી હોય તે સઘળી;

અને કસ્ટમ ડયુટીના અથવા બીજી કાંઇ જકાતના અથવા કરના અથવા મેહેસૂલના બીજા કોઇ બાબના ઇજારાબાબત કોઇ ઇજારદારપાસે પૈસા લેણા હશે તે પૈસા અને સદરહુ પ્રકારનો કોઇ ઇજારદાર પોતાની કબૂલાયતની શરતપ્રમાણે પૈસાની જે વિશેષ ગુન્હેગારીને પાત્ર થશે તે સઘળી પૈસાની ગુન્હેગારીઓ;

અને આકાર તરીકે અથવા મેહેસૂલનાં લેણાં તરીકે અથવા જમીનમેહેસૂલની બાકી તરીકે જે રકમો લેવાનો અધિકારછે એવું આ આકટમાં અથવા જે વખતે જે બીજો કોઇ આકટ અથવા કાયદો અમલમાં હોય તે આકટમાં અથવા કાયદામાં કહ્યું હશે તે પણ સઘળી રકમો,

આ બાબના પાછલા ઠરાવ પ્રમાણે વસૂલ કરવી જોઇએ.

અને જે માણસો આ આકટના અથવા આ આકટઊપરથી રદ્દ કરેલા કોઇ આકટના અથવા કાયદાના ઠરાવપ્રમાણે અથવા પૈસાની કાંઇ રકમબાબત સદરહુ પ્રકારના કોઇ ઇજારદારના જામીન થયા હોય તે માણસો પોતાનાં જામીનખતની શરતપ્રમાણે જે રકમબાબત પાત્ર થયા હશે તે રકમ અથવા તેનો કાંઇ ભાગ આપવાને ચુકશે તો મેહેસૂલ ન આપનારા પ્રમાણે આ બાબના ઠરાવમુજબ તેઓનીઉપર કામ ચલાવવું યોગ્ય થશે.

અને સદરહુ પ્રકારનો ઇજારો પાછો લેવામાં આવ્યો હોય તો ઇજારદારને અગાઊ જે પૈસા કોઇપણ માણસે આપ્યા હોય તે તેને મજરે મળવાનો હક્ક નથી એમ સમજવું.*

**ટિકા.—મુલકી ખાતા શિવાય બીજા ખાતાના લેણાના પૈસા મુલકી અમલદાર વસૂલ કરેતો શી રીતે તજવીજ કરવી તે વિશે.**

૧. જે કામમાં મેહેસૂલના અથવા બીજા ખાતાના લેણાના પૈસા મુલકી અમલદારની મારફત કલમ ૧૮૭ પ્રમાણે વસૂલ કરવામા આવે તે કામમા કલમ ૧૫૨, ૧૫૩ તથા ૧૮૩ પ્રમાણે લેવાની નોટીસની ફી પકડવાના તથા વેચાણના ખરચ બદલના પૈસા આવે તે રેવીન્યુ ખાતે જમા કરવા. અને કલમ ૧૪૮ પ્રમાણે દંડ તરીકે અથવા વ્યાજ તરીકે લેવાના પૈસા જે ખાતાસંબંધી વસૂલ કરવામાં આવ્યા હોય તે તે ખાતાના નામે જમા કરવા જોઇએ. (સ. ઠ. નંબર ૯૧૮૭ તા૦ ૪ ડીસેંબર સને ૧૮૮૪.)

## બાબ ૧૨.

### મુલકી અમલદારોની કામ ચલાવવાની રીત.

**૧૮૮.** હુદ્દાનાં સઘળાં કૃત્યો કરવામાં તથા કામો ચલાવવામાં મુલકી અમલદાર, કાયદામાં ખસૂસ ઉલટો ઠરાવ ન હોય તો તે જે અમલદારના તાબામાં હશે તે અમલદારના

* કલમ ૧૪૮ નીચેની ટીપ જોવી.

હુકમને તથા નિર્બંધને, પોતાનાં કામ કરવાની જગાબાબત તથા વખતબાબત તથા રીતબાબત પાત્ર છે એમ સમજવું.

૧૮૯. મુલકી ખાતામાં મામલતદારના અવલ કારકુનના દરજા કરતાં ઓછા દરજાનો નહીં હોય એવા અથવા સર્વે ખાતામાં આસિસ્ટંટ સર્વે સુપરિટેંડેંટના દરજાકરતાં ઓછા દરજાનો નહીં હોય એવા તે તે ખાતાના દરએક મુલકી અમલદારને જે ચોકશી કરવાનો કાયદાસરરીતે અધિકાર હોય તે ચોકશીમાં જે માણસે હાજર થવું અવશ્ય છે એવું તે અમલદારને લાગે તે માણસની પક્ષકારપ્રમાણે જબાની લેવાસારૂ અથવા શાહેદ તરીકે તેણે શાહેદી આપવાસારૂ અથવા દસ્તાવેજ હાજર કરવાસારૂ તેને સમન કરવાનો અધિકાર તે દરએક અમલદારને છે. દસ્તાવેજ હાજર કરવાસારૂ સમન કરવા તે, કેટલાએક વિશેષ નિર્દિષ્ટ કરેલા દસ્તાવેજ હાજર કરવાસારૂ અથવા સમન કરેલા માણસના કબજામાંના કાંઇ વિશેષપ્રકારના સઘળા દસ્તાવેજ હાજર કરવાસારૂ, કરી શકાશે.

સદરૂપ્રમાણે સમન જે માણસોને કર્યા હશે તે સઘળાં માણસોએ સદરૂપ્રકારનો અમલદાર ફરમાવે તેપ્રમાણે જાતે અથવા અધિકાર આપેલા મુખત્યારની મારફત હાજર થવું જોઇયે. પણ એવું ઠરાવ્યું છે કે દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીતબાબતના કાયદાની ૬૪૦ મી તથા ૬૪૧ મી કલમ માંહેની માફી, આ કલમપ્રમાણે હાજર થવાસારૂ કરેલા હુકમને લાગૂ થશે.

અને સદરૂપ્રમાણે સમન જે માણસોને કર્યા હશે તે સઘળાં માણસોની જે વિષયબાબત જબાની લેવામાં આવશે અથવા સાક્ષી લેવામાં આવશે તે વિષયબાબત તેઓ ખરેખરૂં કેહેવાને બંધાએલા છે.

અને ફરમાવ્યું હોય તે દસ્તાવેજ તથા બીજી જનસ હાજર કરવાને બંધાયલા છે.

૧૯૦. દરએક સમન લખેલો જોઇયે. અને તેની બે પ્રતો જોઇયે તથા તે જે કારણસારૂ કર્યો હોય તે કારણ તેમાં લખવું જોઇયે, તથા તે કરનારા અમલદારે તેની ઉપર સહી કરવી જોઇયે અને તેની પાશે શિક્કો હોય તો તે શિક્કો પણ તે સમન ઉપર મારવો જોઇયે.

અને તે સમન, જે માણસને તે કર્યો હશે તેને સમનની નકલ આપવાને કાહાડીને અથવા નકલ આપીને અથવા તે મળતો ન હોય તો તેની નકલ તેની હમેંશની રેહેવાની જગાએ હરકોઇ પ્રસિદ્ધ ભાગઉપર લગાવીને બજાવવો જોઇયે.

તેની હમેશની રેહેવાની જગા બીજા જીલ્લામાં હોય તો તે સમન તે જીલ્લાના કલેકટર ઉપર ટપાલમાં મોકલવો અને તેણે તે આ કલમની પાછલી રકમપ્રમાણે બજાવવો જોઇયે.

૧૯૧. આ આકટપ્રમાણે નોટીસ બજાવવી તે દરએક બીજી રીતનો ખસૂસ ઠરાવ ન હોય તો જે માણસઉપર બજાવવાની હોય તે માણસને અથવા જે માણસ ઉપર તે બજાવવાની હોય તેનો મુખત્યાર હોય તો તે મુખત્યારને તેની નકલ આપવાને કાહાડીને અથવા આપીને બજાવવી જોઇયે.

અથવા સદરૂપ્રકારની નોટીસ જો જમીનબાબત હોય તો તે જમીન ઉપરની હરકોઇ પ્રસિદ્ધ જગાએ નોટીસની નકલ લગાડીને બજાવવી જોઇયે

સદરહૂપ્રકારની નોટીસમાં લખેલાં કોઇ માણસનાં નામમાં અથવા હુદ્દામાં કાંઈ ચૂક હોવાથી ખરેખર ગેરઇનસાફ થયો ન હોય તો તે ચૂકનેલીધે સદરહૂપ્રકારની કોઇપણ નોટીસ રદ્દ થાયછે એમ સમજવું નહીં.

**૧૯૨.** કાંઇ પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશીમાં સાહેદોએ હાજર થવું એવી કોઇ પક્ષકારની ઇચ્છા હોય તો દિવાની ઇનસાફનું કામ ચલાવવાની રીતબાબતના કાંયદાની ૧૬૦ મી કલમમાં કહેલીરીતે તેણે કામ ચલાવવૂં જોઇયે.

**ટિકા.**—કલમ ૧૨૫ નીચેનો હુકમ જુઓ.

## સમન મેળવવા અરજી કરતી વખત સાહેદોનુ ખરચ કોરટમા ભરવું જોઇયે.

૧. સમન મેળવવા અરજી કરનારા પક્ષકારે સમન મળ્યા પેહેલા અને કોરટમાંથી જે મુદ્દત ઠરાવવામાં આવે તે મુદ્દતની અંદર સમન કરેલા માણસને જે કોરટમાં હાજર રેહવાનુછે તે કોરટમા આવવા તથા પાછા જવાની મુસાફરીના, તથા એક દાહાડો હાજર રેહવાના ખરચ સારૂ જેટલી રકમ કોરટની નજરમા યોગ્ય લાગે તેટલી સદરહૂ કોરટમાં ભરવી જોઇયે.

કોરટ જો હાઇ કોરટના તાબામાંની હોયતો આવી બાબતમા ખરચની રકમ ઠરાવતી વખત યોગ્ય અધિકારીએ કોઇ કાનુન ઠરાવેલી હશે તો તે ઉપર ધ્યાન રાખવું જોઇએ. (સિવિલ પ્રોસીજરકોડની કલમ ૧૬૦ જુઓ.)

## આ આકટ પ્રમાણે ચોકસી કરનારો અમલદાર સિવિલ કોરટ છે.

૨. આ આકટના ઠરાવપ્રમાણે સંક્ષેપ ચોકસી કરનારો કોઇપણ દરજાનો અમલદાર તે ચોકસીના કારણસારૂ સિવિલ કોરટછે; અને એવી કોરટને દરએક પક્ષકારનો ખરચ કોણે આપવો એટલે પક્ષકારે પોતે ભરવો અથવા તે ચોકસીમાં બીજા કોઇ પક્ષકાર હોય તેણે આપવો અને સઘળો ખરચ આપવા અથવા ખરચનો કંઇ હિસ્સો આપવો, એ વિશે ઠરાવ કરવાનો અધિકારછે. એવો ખરચ આ કાયદાના બાબ ૧૧ ના ઠરાવપ્રમાણે વસૂલ કરવો. (સ. ઠ. નંબર ૪૪૬૮ તા૦ ૧૦ જુલઇ ૧૮૮૨.)

## પ્રોસેસ કોણે બજાવવું.

૩. લ્યાંડરેવીન્યુકોડ ૧૮૭૯ પ્રમાણે સંક્ષેપ અથવા પદ્ધતીવાર ચોકસીમાં પ્રોસેસ બજાવવાનુ કામ હંગામી માણસો નીમી તેમનીપાસેથી કરાવવું ને તે બદલ થએલો ખરચ "લ્યાંડરેવીન્યુ" (જમીનમેહેસૂલ) ખાતે લખવો. (સ. ઠ. નંબર ૭૩૫૦ તા૦ ૨૧ અકટોબર સને ૧૮૮૨.)

## લ્યાંડરેવીન્યુકોડ પ્રમાણે સમન અથવા વારંટ કરવાની બાબતમા લેવાની પ્રોસેસ ફી.

૪. મુલકી અમલદારોને જે ચોકસી કરવાનો કાયદેસર અધિકાર હોય તે ચોકસીમા જે માણસ હાજર થવો જોઇએ એમ જણાય તે માણસને સમન કરવાનો અધિકાર સદરહૂ મુલકી અમલદારોને આ કાયદાના બાબ ૧૨ ની કલમ ૧૮૯ ઊપરથી સામાન્યરીતે આપવામા આવેલો છે.

**(૨) એવી ચોકસી પદ્ધતીવાર અથવા સંક્ષેપ અથવા બાજા પ્રકારની, કે જે આ આકટમા પદ્ધતીવાર અથવા સંક્ષેપ કરવા ફરમાવેલુ નથી, એવી જોઇએ.**

(૩) પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકસી કલમ ૧૯૬ પ્રમાણે *"ઇનતસકામ"છે એમ સમજવું અને તે ચોકસી કરનારા અમલદારની કચેરી સદ્દહૂ ચોકસીના કારણસાર દિવાની કોરટછે એમ સમજવું. પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકસીના કામમાં શાહેદોને હાજર રાખવાનો કોઇ પક્ષકારનો ઇરાદો હોય તો તે શાહેદોનો ખરચ કોરટમાં ભરવા વિશે કલમ ૧૯૨ મા ઠરાવેલું છે.

(૪) પદ્ધતીવાર અને સંક્ષેપ ચોકશીની બાબતમા ચોકસી કરનારો અમલદાર "રેવીન્યુ કોરટ"છે એમ સમજવું; અને બાંબે ગવરનમેંટ ગ્યાઝીટ (પાનુ ૬૮૭) તારીખ ૮ જુલઇ સને ૧૮૭૫ માં સરકારના નોટીફીકેશનમાં જે પ્રોસેસ ફી ઠરાવેલીછે તે *એવી કોરટને લાગૂ છે.

| | |
|---|---|
| * દરએક નોટીસ અથવા સમન સારૂ | ...રૂ. ૦-૩-૦ |
| પક્ષકારની અરજ ઉપરથી પકડવા સારૂ આપેલા દરેક વારંટ સારૂ | ........રૂ. ૦-૬-૦ |

(૫) આ કાયદાપ્રમાણે બીજાપ્રકારની ચોકસી "ઇનતસકામ" નથી અને તે ચલાવનારા અમલદાર "રેવીન્યુકોરટ" નથી. એવા પ્રકારની ચોકસી ગવરનર ઇન કાંસિલે ઠરાવેલી વિશેષ અથવા સામાન્ય કાનુંન પ્રમાણે અથવા કલમ ૧૯૭ મા ઠરાવેલુંછે તે પ્રમાણે ચલાવવામાં આવેછે. એવી ચોકસીના કામમા પ્રોસેસ ફી લેવાની નથી. (સ. ઠ. નંબર ૩૦૦૭ તા૦ ૨૭ મે સને ૧૮૮૧.)

## સાહેદીઓના ખુરાકી તથા ભથા બાબત વિશેષ કાનુન.

૫ હાય કોરટના તાબામાની કોઇ કોરટમાં હાજર થવા સારૂ સમન કરેલા શાહેદોને ભત્તુ તથા ખુરાકી સારૂ આપવાની રકમ ફીયા દરપ્રમાણે આપવી તે વિશે હાયકોરટથી સિવિલ પ્રોસીજર કોડની કલમ ૧૬૦ ઊપર કાનુન ઠરાવવામાં આવેલીછે તે નીચે પ્રમાણે:

(અ) યુરોપીઅન અને ઇસ્ટ ઇંડીયન સાહેદોની બાબતમા ખરેખરો થયલો ગાડીનો ખરચ જો તે ૬ આના કરતા વધારે નહી હોય તો તેટલો આપવો જોઇયે. વળી જો તે શાહેદી માગેતો તેને કોરટમા હાજર થવા સારૂ આવવા તથા કોરટથી પાછા જવા, તથા કોરટમા જેટલા દાહાડા હાજર રેહેવું પડેલું હશે તે સઘળા દાહાડાનો દર દાહાડે રૂ. ૨-૮-૦ કરતા વધારે નહી એવા દર પ્રમાણે જે રકમ થાય તે "સબસીસટન્સ આલાવન્સ" (ખુરાકી ખર્ચ) તરીકે આપવી જોઇયે,

(બ) ઊંચા દરજાના નેટીવ શાહેદીઓ એટલે પટેલ વાંઢરપેશાલોક (ઊંચી વર્ણના લોક) વેપારી, વકીલ, અથવા એવાજ દરજાના શાહેદીઓને દરરોજ રૂ. ૦-૮-૦ થી રૂ. ૧-૦-૦ સુધી તથા કારીગર વિગેરે વર્ગના શાહેદીઓને દરરોજ ૬ આના પ્રમાણે ખુરાકીભત્તું આપવું જોઇયે.

(ક) ખેડુત અથવા હલકા દરજાના (એટલે સીપાઇ વીગેરે) શાહેદીઓ કે જેઓ સાધારણરીતે ઘણુકરીને મુસાફરીમા બાહાર ફરતી વખત પોતાની ઇછાથી રેહવાસારૂ મુદામ જગો લઇને તે બાબત વેગળો ખરચ કરતાં નથી તેઓને દરરોજ ૪ આના પ્રમાણે "ખુરાકી ભત્તુ" આપવું જોઇએ.

---

* "ઇનતસકામ" એટલે ઇનસાફી મુકરદમો.

(ડ) વળી રકમ (બ) અને (ક) મા કહેલા લોકોને રેલવે તથા મુસાફરીમા બીજો ખરેખરો થએલો ખરચ જો તે વ્યાજબી રીતે થએલો જણાયતો તે મળશે, અને કોરટમા હાજર થવા સારૂ જવા તથા કોરટથી પાછા આવવાની મુસાફરી રેલવે મારગે અથવા બીજા પ્રકારના વાહનથી કરેલી હોય તો જેટલા દાહાડા મુસાફરીમા લાગેલા હોય તેટલા દાહાડાનું "ખુરાકીભત્તુ" આપવુ જોઇએ. જો મુસાફરી પગે ચાલીને કરેલી હોયતો ૧૫ મૈલની મજલે ૧ દિવસ પ્રમાણે ગણી આખી મુસાફરીના જેટલા દાહાડા થાય તેટલા દાહાડાનુ "ખુરાકીભત્તુ" આપવું જોઇએ.

(ઈ) વિશેષ પ્રકારની બાબત કે જે વિશે ઊપરની કાનુનમા કઇ ઠરાવ કરવામા આવેલો નહી હોય તેમાં જે કોરટમાં "ખુરાકીભત્તુ" અથવા મુસાફરી ભત્તા વિશે માગણી કરેલી હોય તે કોરટે સદરૂ બાબતના ગુણદોષનો વિચાર કરી પોતાની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવ કરવો. (હાયકોરટ સરકીલર પાનુ ૧૫૧.તા૦ ૧૫૨.)

## પદ્ધતીવાર ચોકશી.

**૧૯૩.** પદ્ધતીવાર ચોકશીમાં સાહેદી લેવી તે, તપાસ અથવા ચોકશી કરનારા અમલદારે અથવા તેની રૂબરૂ તથા તે સાંભળી શકે એવીરીતે તથા તેની ખુદની દેખરેખ હેઠળ તથા તેના હુકમપ્રમાણે, જીલ્હામાં જે ભાષા ઘણુંકરીને ચાલતી હોય તે ભાષામાં પૂરેપૂરી લખીલેવી જોઇયે તથા તેનીઊપર તેણે સહી કરવી જોઇયે.

જે પ્રકરણમાં ચોકશી કરનારો અમલદાર પૂરેપૂરી સાહેદી ન લખીલે તે પ્રકરણમાં તેણે દરએક સાહેદ જે કેહે તેના સારાંશની યાદી તે સાહેદ સવાલના જવાબ જેમ જેમ દેતો જાય તેમ તેમ લખવી જોઇયે. અને સદરૂપ્રકારની યાદી સદરૂપ્રકારના અમલદારે પોતે લખીને તેની ઊપર સહી કરવી જોઇયે, અને તે યાદી તે પ્રકરણના કાગળ પત્રોનો ભાગ થશે.

સદરૂપ્રકારના અમલદારથી ઊપર કહ્યાપ્રમાણે યાદી લખી શકાતી ન હોય તો તેનાથી કેમ લખી શકાતી નથી તેનો સબબ તેણે લખી મુકવો જોઇયે.

સાહેદી ઇંગ્રેજીમાં આપી હોય ત્યારે તે તે ભાષામાં સદરૂપ્રકારના અમલદારે પોતાને હાથે લખવી જોઇયે. અને જીલ્હામાં જે ભાષા ઘણુંકરીને ચાલતી હોય તે ભાષામાં તેની સહીનું ભાષાંતર કરવું જોઇયે, અને તે પ્રકરણના કાગળ પત્રોના ભાગ તરીકે તે ભાષાંતર તેમાં રાખવું જોઇયે.

**૧૯૪.** પદ્ધતીવાર ચોકશી કર્યાપછી ફેસલો કરનારા અમલદારે ફેસલો પોતાના હાથે લખવો જોઇયે તથા જે કારણઊપરથી તે કર્યો હોય તે પૂરેપૂરાં કારણો તેમાં જોઇયે.

## સંક્ષેપ ચોકશી.

**૧૯૫.** સંક્ષેપ ચોકશીમાં ચોકશી કરનારા અમલદારે પોતે, સદરૂપ્રકારની ચોકશી જેમ જેમ ચાલે તે તે પ્રમાણે ચાલેલાં કામની યાદી પોતાને હાથે અંગ્રેજીમાં અથવા જીલ્હાની ભાષામાં લખવી જોઇયે. અને તેમાં જે પક્ષકારોનો સંબંધ હોય તે પક્ષકારોએ

કહેલી મુદ્દાની વાત તથા સહેદી પુરાવાના મુખ્ય ભાગ તથા ફેસલો તથા તેનાં કારણ તે યાદીમાં લખવાં જોઇયે.

પણ એવું ઠરાવ્યું છે કે કાંઇપણ ચોકશી સંક્ષેપ જોઇયે એવું આ આક્ટમાં ફરમાવ્યું હોય તે ચોકશી, પદ્ધતીવાર ચોકશીને જે કાનુન લાગુ છે તે સઘળી અથવા તે પૈકી કોઇપણ કાનુનપ્રમાણે ચલાવવી યોગ્ય છે એવું સદરહુ અમલદારને લાગે તો તે પ્રમાણે ચલાવવાનો અધિકાર તેને હરકોઇ વખતે છે.

**૧૯૬.** આ આકટપ્રમાણે કરેલી પદ્ધતીવાર ચોકશી અથવા સંક્ષેપ ચોકશી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી, ૨૧૯ મી તથા ૨૨૮ મી કલમના અર્થપ્રમાણે "ઇનતસ કામ" છે એમ સમજવું. અને પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી કરનારા કોઇ અધિકારીની કચેરી સદરહુ પ્રકારની ચોકશીનાં કારણસારૂ દિવાની કોર્ટછે એમ સમજવું.

પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશીમાં ચલાવેલું દરએક કામ તથા ફેસલો ખુલ્લી રીતે કરવો જોઇયે, અને પક્ષકારોને અથવા તેઓના અખત્યાર આપેલા મુખત્યારોને હાજર થવાબાબત યોગ્ય નોટીસ મળવી જોઇએ.

**૧૯૭.** જે ચોકશી પદ્ધતીવાર અથવા સંક્ષેપ જોઇયે એવું આ આકટમાં ફરમાવ્યું નહી હોય અથવા જે કોઇ મુલકી અમલદારને પોતાનાં કાયદેસર કામ બજાવવાસારૂ કોઇ પ્રસંગે કરવાની જરૂર લાગે તે ચોકશી, ગવરનર ઇન કૌંસિલે, અથવા સદરહુ પ્રકારની ચોકશી કરનારા અમલદારના વરિષ્ટ અધિકારીએ સદરહુ પ્રકારની ચોકશીને લાગુ હોય એવી જે સામાન્ય અથવા વિશેષ કાનુન ઠરાવી હોય તે કાનુનપ્રમાણે, અને સદરહુ પ્રકારની કાનુન- ઉપરથી જેટલેસુધી નિષેધ હોય તેટલેસુધી તે નિષેધ પાળીને, સઘળી મુખ્યવાતના નિર્ણય કરવાસારૂ તથા સાર્વજનિક કલ્યાણ વૃદ્ધિંગત કરવાસારૂ જે રીત તેની નજરમાં યોગ્ય લાગે તે રીતે ચલાવવી જોઇયે.

## ટિકા.—પદ્ધતીવાર તથા સંક્ષેપ ચોકસી કઈ કલમ પ્રમાણે કરવી.

કલમ ૧૧૮ રકમ ૨ પ્રમાણે જે ચોકસી કરવાની તે પદ્ધતીવાર જોઇએ. તથા કલમ ૮૫, ૮૭, ૯૧, ૯૩, ૧૨૫, ૧૨૯, ૧૪૨, ૧૮૬ અને ૨૦૨ પ્રમાણે કરવાની ચોકસી સંક્ષેપ જોઇએ એવું આ આકટમા ફરમાવેલું છે. તોપણ જે ચોકસી સંક્ષેપ જોઇએ એવું આ આકટમા ફરમાવેલું છે તે ચોકસી પદ્ધતીવાર ચોકસીને જે કાનુન લાગૂ છે તે સઘળી અથવા તે પૈકી કોઇપણ કાનુન પ્રમાણે ચલાવવા યોગ્યછે એવુ ચોકસીકરનારા અમલદારને લાગે તો તે પ્રમાણે કરવા વિશે કલમ ૧૯૫ ઉપરથી આધારછે.

**૧૯૮.** જે મુકદ્દમામાં પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી કરવામાં આવશે તે સઘળા મુકદ્દમામાં, ફેસલાની તથા હુકમની તથા તેઓના કારણની તથા પુરાવાના કાગળ પત્રોની સહાવાળી નકલો તથા ભાષાંતરો પક્ષકારોને આપવાં જોઇયે અને જે અસલ દસ્તાવેજનો પુરાવા સારૂ ઉપયોગ કર્યો હશે તે અસલ દસ્તાવેજ જે માણસોએ હાજર કર્યો હશે તેઓ અથવા તેઓના સંબંધથી જે માણસો દાવો કરતા હશે તે માણસો તે દસ્તાવેજ બાબત યોગ્ય રીતે અરજી કરે તો તે માણસોને તે પાછા આપવા જોઇયે, પણ નકલ વગેરે સારૂ જે ખરચ* લેવાનો સરકારે વખતે વખતે અધિકાર આપ્યો હશે તે ખરચ આપવો પડશે.

---

* આ બાબત ઠરાવેલી કાનુન આ કાયદાની કલમ ૨૧૩ ઉપર થએલી કાનુનના પછી આપવામાં આવેલી છે તે જુઓ.

**૧૯૯.** મેહેસૂલ ન આપનારને અથવા બીજા કોઇ માણસને પકડવાનો અધિકાર છે એવો ઠરાવ આ આકટમાં કર્યો હોય ત્યારે તે માણસને પકડવાનું ફરમાવવાનો અધિકાર જે કોઇ અમલદારને હશે તેણે કરેલાં વારંટઉપરથી પકડવો.

**૨૦૦.** હરકોઇ મલકી અમલદારને હરકોઇ વખતે, તથા વખતે વખતે, જે કોઇ જમીન અથવા ઘરવાડી સરકારની હોય અથવા ખાનગી આસામીઓની હોય અને જેની ઉપર જમીન મેહેસૂલ પૂરે પૂરૂ બેસાડયું હોય અથવા જેને જમીન મેહેસૂલની થોડી અથવા સઘળી માફી હોય તે જમીનમાં અથવા ઘરવાડીમાં જ્યારે જરૂર હોય ત્યારે માપણીના અથવા હદ ઠરાવવાનાં અથવા હદ તપાસી જોવાનાં અથવા જમીનની પ્રત ઠરાવવાનાં અથવા આકાર ઠરાવવાનાં કારણસારૂ અથવા આ આકટના ઠરાવપ્રમાણે અથવા જમીન મેહેસૂલસંબંધી જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તે બીજા કાયદાના ઠરાવપ્રમાણે પોતાના હદ્દાનું કામ કાયદાસરરીતે ચલાવવાસંબંધી બીજા કાંઇ કારણસારૂ જવાનો અધિકારછે. પણ એવું ઠરાવ્યું છે કે જે ઇમારત માણસને રેહેવાનાં ઘર તરીકે વાપરવામાં આવતી હશે તેવી કોઇ ઇમારતમાં, તેનો વહિવટદાર રાજી ન હોયતો સદરપ્રમાણે પેસવાની અગાઉ ઓછામાં ઓછા સાત દિવસ આગમજ સદરૂ ઇમારતમાં નોટીસ આપ્યા વગર તેમાં કદી પેસવું નહીં.

વળી એવું ઠરાવ્યું છે કે સઘળા પ્રકારની ઇમારતબાબત તેઓના વહિવટદારના જાત સંબંધી તથા ધર્મસંબંધી વિચાર તરફ યોગ્ય લક્ષ આપવું જોઇયે.

**૨૦૧.** જીલ્હામાં ઘણુંકરીને કઇ ભાષા ચાલેછે એમ સમજવું એ આ આકટનાં કારણસારૂ ઠરાવવાનો અધિકાર ગવરનર ઇન કાંસિલને છે.

**૨૦૨.** જ્યારે જ્યારે આ આકટમાં અથવા જે વખતે જે બીજો કોઇ આકટ અમલમાં હોય તે આકટમાં એવું ઠરાવ્યું હોય કે કોઇ માણસના કબજામાં જમીન ગેરવાજબીરીતે હોય તેને તે જમીનમાંથી કાહાડી મુકવાનો અધિકાર કલેકટરને છે અથવા તેને તે જમીનમાંથી કલેકટરે કાહાડી મુકવો જોઇયે, ત્યારે ત્યારે સદરપ્રમાણે કાહાડી મુકવાનું કામ હેઠળ લખેલી રીતે ચલાવવું જોઇયે, એટલે—

જે માણસના અથવા માણસોના કબજામાં જમીન હશે તેની ઉપર અથવા તેઓની ઉપર નોટીસ પોહોંચ્યાથી ફલાણી મુદતમાં જમીન છોડી દેવી એવી નોટીસ, યોગ્યલાગે તે મુદત નીમીને બજવાવવી, અને

સદરપ્રકારની નોટીસ માન્ય કરવામાં નહીં આવે તો જે માણસ જમીન છોડીદેવાની ના કેહે તેને કાહાડી મુકવો અથવા કાહાડી મુકવાસારૂ તાબામાંના કામદારને મોકલવો, અને

સદરૂ પ્રકારના કોઇ માણસને કાહાડી મુકનાર અમલદારને કોઇ માણસ હરકત અથવા અડચણ કરે તો તે પ્રકરણની વાતની કલેકટરે સંક્ષેપ ચોકશી કરવી જોઇયે. અને હરકત અથવા અડચણ કોઇ વાજબી કારણ વગર કરી અને તે હરકત અથવા અડચણ હજુ ચાલુજ છે એવી કલેકટરની ખાત્રી થાય તો સદરૂ પ્રકારનાં માણસને પકડવાનું વારંટ કરવાનો અને તે હાજર થયા પછી તેને, સદરૂ પ્રકારની હરકત અથવા અડચણ આગળ ચાલૂ રેહેવાનું બંધ કરવા સારૂ ઘણામાં ઘણા ત્રીસ દિવસ સુધીની જે મુદત જરૂર હોય તે મુદત સુધી પોતાની અથવા કોઇ મામલતદારની અથવા મહાલકરી-

ની કચેરીમાં બંદોબસ્તથી અટકાયતમાં રાખવાનો અથવા એ. પરિશિષ્ટના નમુના પ્રમાણે વારંટ સાથે તેને જીલ્હાની દિવાની તુરંગમાં કેદ કરવાસારૂ મોકલવાનો અધિકાર કલેક્ટરને છે. પણ સદરહૂ પ્રકારની હરકત બાબત અથવા અડચણ બાબત શિક્ષા કરવાનો જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદા પ્રમાણે સદરહૂ માણુસ ઊપર કામ ચલાવવાને બાધ આવનાર નથી.

## બાબ ૧૩.—અપીલો તથા તપાસ.

**૨૦૩.** આ આકટમાં અથવા જે વખતે જે બીજો કોઇ કાયદો અમલમાં હોય તેમાં-ખસૂસ કાંઇ ઊલટો ઠરાવ નહી હોય ત્યારે આ આકટ પ્રમાણે અથવા જે વખતે જે કોઇ બીજો કાયદો અમલમાં હોય તે કાયદા પ્રમાણે મુલકી અમલદારે કરેલાં કોઇ ફેસલાઊપર અથવા હુકમ ઊપર અપીલ, તે અમલદારના અનંતર વરિષ્ટ અમલદારને ત્યાંહાં ચાલશે; પછી સદરહૂ પ્રકારનો ફેસલો અથવા હુકમ તાબાના અમલદારના ફેસલા ઊપર અથવા હુકમ ઊપર થયલી અપીલમાં કરેલો હોય કે ન હોય તોયપણ ચીંતા નથી.

ટીપ.—કલમ ૨૧૪ નીચે ઠરાવેલી કાનુંન પૈકી કાનુન ૧૦૮ થી તે ૧૧૦ સુધી અપીલ સંબંધી છે તે જુઓ.

**૨૦૪,** કમિશનરે અથવા સર્વે કમિશનરે કોઇ ફેસલો અથવા હુકમ કર્યો હોય તે ઉપર ગવરનર ઇન કોંસિલમાં અપીલ ચાલશે; પણ કમિશનરના અથવા સર્વે કમિશનરના તાબાંમાનાં કોઇ અમલદારપાસે અપીલ થઇને તે અપીલમાં થયલા ફેસલા ઉપર અથવા હુકમ ઊપર કમિશનરે અથવા સર્વે કમિશનરે અપીલમાં ફેસલો અથવા હુકમ કર્યો હશે તેની ઊપર માત્ર અપીલ ચાલનાર નથી.

**૨૦૫.** જે ફેસલા બાબત અથવા હુકમ બાબત ફરિયાદ હોય તે ફેસલો અથવા હુકમ કલેકટરના અથવા સર્વે સુપિરિંટેંડેંટના દરજા કરતાં ઓછા દરજાના તે દરએક ખાતાના અમલદારે કર્યો હોય તો સાહાઠ દિવસ થયા પછી અપીલ ચાલશે નહી: અથવા આ સિવાય બીજા કોઇપણ પ્રકારના ફેસલા ઊપર અથવા હુકમઉપર નેવું દિવસ થયા પછી અપીલ ચાલશે નહી.

સદરહૂ મુદ્દત ગણુતી વખતે, જે ફેસલા ઉપર અથવા હુકમ ઊપર અપીલ હોય તે ફેસલાની અથવા હુકમની નકલ તૈયાર કરવામાં લાગેલો વખત ગણવો નહી.

**૨૦૬.** અપીલ કરવા સારૂ ઠરાવેલી મુદ્દતમાં અપીલ ન કરવાનું અપીલ કરનારને પુરતું કારણ હતુ એવી તે જે અમલદારને ત્યાંહા અથવા ગવરનર ઇન કોંસિલમાં અપીલ કરી હશે તે અમલદારની અથવા ગવરનર ઇન કોંસિલની ખાત્રી કરશે તો સદરહૂ પ્રકારની મુદ્દત પછી આ બાબ પ્રમાણે અપીલ લેવાનો અધિકાર છે.

અપીલ લેવાબાબત આ કલમપ્રમાણે કરેલા હુકમઊપર અપીલ ચાલશે નહી.

**૨૦૭.** અપીલ કરવા વિશેની આ બાબમાં ઠરાવેલી કોઇપણ મુદ્દતનો છેલ્લો દિવસ જ્યારે જ્યારે રવિવારે અથવા સરકારે મંજૂર કરેલા બીજા રજાને દિવશે આવે ત્યારે ત્યારે રજાની આખર પછીનો જે દિવસ તે દિવસે સદરહૂ પ્રકારનો છેલ્લો દિવસ સમજવો.

**૨૦૮.** દરેક અપીલ અરજીની સાથે જે ફેસલા ઊપર અથવા હુકમ ઊપર અપીલ હશે તે ફેસલો અથવા હુકમ જોઇયે, અથવા તેની સહીવાળી નકલ જોઇયે.

**૨૦૯.** તાબાના અમલદારના જે ફેસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ હોય તે ફેસલો અથવા હુકમ રદ્દ કરવાનો, ફેરવવાનો, તેમાં કંપેસ કરવાનો, અથવા તે મંજુર કરવાનો અધિકાર અપીલ અધિકારીને છે; અથવા તેને અવશ્ય લાગે તેવી વળી વધારે તપાસ કરવા બાબત અથવા તેવો વળી વધારે પુરાવો લેવા બાબત તે તાબાના અમલદારને ફરમાવવાનો અધિકાર તેને છે, અથવા સદરહુ પ્રકારનો વળી વધારે પુરાવો ખુદ પોતે લેવાનો તેને અધિકાર છે.

**૨૧૦.** જે કોઇ પ્રકરણમાં અપીલ ચાલતી હોય તે પ્રકરણમાં અપીલનો ફેસલો થાય ત્યાંહાંસુધી તાબાના અમલદારનો ફેસલો અથવા હુકમ બજાવવાનું મોકુફ રાખવું એવું ફરમાંવવાનો અધિકાર અપીલ અધિકારીને છે.

**૨૧૧.** ગવરનર ઇન કાંસિલને અને મુલકી ખાતામાં કલેકટરના અથવા સર્વે ખાતાંમાં સર્વે સુપરિંટેંડેંટના દરજા કરતાં ઓછા દરજાના નહી હોય તેવા કોઇપણ મુલકી અધિકારીને એવો અધિકાર છે કે તેણે તાબામાંના મુલકી અમલદારે કરેલો કોઇ ફેસલો અથવા હુકમ કાયદાસર અથવા યથાયોગ્ય છે કે નહી અને તે અમલદારે ચલાવેલાં કામ નિયમને અનુસરીને છે કે નહી એ બાબત પોતાની ખાત્રી કરી લેવાસારૂ તે અમલદારે કરેલી ચોકશીના અથવા ચલાવેલાં કામના કાગળ પત્ર મંગાવીને તપાસવાં.

જે બાબતમાં પદ્ધતીવાર અથવા સંક્ષેપ ચોકશી થઇ નહીં હોય તે બાબતમાં પોતાના તાબામાંના કોઇપણ અમલદારે ચલાવેલાં કામ સદરહુ રીતે મગાવીને તપાસવાનો અધિકાર હેઠળ લખેલા અમલદારોને છે, એટલે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર, તથા મામલતદાર, તથા માહાલકરી, તથા આસિસ્ટંટ સર્વે સુપરિંટેંડેંટ તથા આસિસ્ટંટ સેટ્લમેંટ આફિસર.

જો કોઇ પ્રકરણમાં ગવરનર ઇન કાંસિલને અથવા સદરહુ પ્રકારના અમલદારને લાગે કે સદરહુ પ્રમાણે મગાવેલા કાઇ ફેસલામાં અથવા હુકમમાં અથવા કામમાં કંપેસ કરવું જોઇયે અથવા તે રદ્દ કરવું જોઇયે અથવા ફેરવવું જોઇયે તો, તે બાબત તેને યોગ્ય લાગે તે હુકમ કરવાનો અધિકાર તેને છે.

**૨૧૨.** કોઇ ફેસલો અથવા હુકમ આખરનો છે એવું આ આકટમાં જયાંહાં જયાંહાં કહ્યુ હોય ત્યાંહાં ત્યાંહાં તે શબ્દોનો અર્થ સદરહુ પ્રકારના ફેસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ ચાલશે નહીં એવો સમજવો.

તે પ્રકારના કાંઇ ફેસલામાં અથવા હુકમમાં ઉપરની છેલ્લી કલમના ઠરાવ પ્રમાણે કંપેસ કરવાનો અથવા તે રદ્દ કરવાનો અથવા ફેરવવાનો અધિકાર ફકત ગવરનર ઇન કૈંસિલને છે.

---

## બાબ ૧૪.—પરચુરણ.

**૨૧૩.** સઘળા નકાશા તથા સર્વેના કાગળ પત્ર તથા ગામના સઘળા હિસાબ તથા જમીનનાં સઘળાં પત્રકો ગવરનર ઇન કૈંસિલ આ બાબત વખતે વખતે જે કાંનુન તથા ફી ઠરાવે તે કાનુનને અનુસરીને તથા તે ફી આપેતો યોગ્ય વખતે લોકોને જોવાસારૂ ખુલ્લાં રાખવાં જોઇયે અને સદરહુ પ્રકારના નકાશામાંના, પત્રકમાંના તથા હિસાબ-

માંના દાખલા સહિત ઊતારા અથવા દાખલાવાળી તેની નકલો જે માણસો માગે તે સઘળાં માણસોને તે આપવી જોઇએ.

**૨૧૪.** ગવરનર ઇન કાંસિલને, આ આકટને વિરૂદ્ધ નહીં હોય એવી કાનુંન તથા હુકમ હેઠળ લખેલી વાત બાબત વખતે વખતે કરવાનો અને તે વખતે વખતે બદલવાનો અથવા રદ્દ કરવાનો અધિકાર છે—

**(અ).** હાથ હેઠળના આસામી ૨૧ મી કલમ પ્રમાણે નીમવાના હોય તે સઘળા આસામીની લાયકી કેવી જોઇએ તે ઠરાવવા બાબત;

**(બ)** મુલકી અમલદારને ૩૨ મી કલમ પ્રમાણે દંડ કરવાના તથા ઓછા દરજ્જા ઊપર ઉતારવાના તથા સસ્પેંડ કરવાના તથા બરતરફ કરવાના અધિકારનું નિયમન કરવા બાબત :

**(ક)** જમીન મેહેસૂલ આપવાને પાત્ર હોય તેવી જમીન ૪૮ મી કલમ પ્રમાણે કયાં કામમાં વાપરવાનો અધિકાર છે તે કામ ઠરાવવા બાબત ;

**(ડ.)** ૫૨ મી તથા ૧૦૦ મી કલમ પ્રમાણે જમીન ઉપર જમીન મેહેસૂલ આકારવા બાબતની વ્યવસ્થાનું તથા રીતનું નિયમન કરવા બાબત ;

**(ઇ.)** ૫૯ મી કલમ પ્રમાણે સરકાર દાખલ થયલાં ખાતાની અથવા ધારણ કરેલી દુમાલા જમીનની વ્યવસ્થા કરવા સારૂ ;

**(ફ.)** હુકમ વગર કામમાં લગાડેલી જે જમીન, ખેતીને લગતાં નહીં હોય તેવા બીજા કામમાં વાપરી હોય ત્યારે ૬૧ મી કલમ પ્રમાણે લેવાનો દંડ ઘણામાં ઘણો કેટલો લેવો તેની રકમ ઠરાવવા બાબત ;

**(ગ.)** કોઇપણ સર્વે સેટલમેંટ ચલાવવા સારૂ ;

**(હ.)** આ આકટના ૧૩ મા બાબપ્રમાણે અપીલો શા પ્રકારે, કયા નમુના પ્રમાણે તથા કઇ રીતે, તૈયાર કરવી તથા આપવી તે ઠરાવવા બાબત ;

**(અ.)** આ આકટ અમલમાં લાવવા સંબંધી કામમાં અથવા જે પ્રકરણ બાબત આ આકટમાં ખસૂસ ઠરાવ કર્યા નહી હોય તે પ્રકરણમાં સઘળાં માણસોએ કેવો વહિવટ કરવો એ બાબતની તેઓની સમજુત કરવા સારૂ સામાન્ય રીતે ;

ઉપરની **(ક)**, **(ડ)**, **(ઇ)**, **(ફ)**, અથવા **(એ)** રકમપૈકી કોઇપણ રકમ પ્રમાણે કરવાની કાનુન અથવા હુકમ સામાન્ય રીતે કરવાનો અથવા કોઇ વિશેષ પ્રકરણમાં કરવાનો અધિકાર છે.

**૨૧૫.** ઊપરની છેલ્લી કલમ પ્રમાણે ગવરનર ઇન કાંસિલે કરેલી સઘળી સામાન્ય કાનુન અથવા હુકમ પ્રસિદ્ધ કરવા અને તે પ્રસિદ્ધ કર્યા એટલે તે રદ્દ કરવામાં અથવા સુધારવામાં આવશે ત્યાંહાં સુધી તે કાયદા પ્રમાણે ચાલશે.

સદરે પ્રકારની કોઇ પણસામાન્ય કાનુન કરતી વખતે ગવરનર ઇન કાંસિલને એવો અધિકાર છે કે તે કાનુન તોડવામાં આવે તો, બીજું ગમે તે પરિણામ થાય તે શિવાય વળી તોડયાની વાત માજિસ્ટ્રેટની રૂબરૂ સાબેત થશે તો, હિંદુસ્થાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે બે પ્રકાર પૈકી કોઇપણ એક પ્રકારની ઘણામાં ઘણી એક મહિના સુધીની

કેદ અથવા પાંચશે રૂપીયા સુધી દંડ અથવા આ બેઊશિક્ષા કરવા વિશેનો ઠરાવ તે કાનુનમાં કરવો.

**૨૧૬.** ૧૧૧મી કલમમાં તથા આ કલમમાં આગળ ઠરાવ્યું છે તે ખારેજ કરીને આ આકટના ૮માંથી તે ૧૦ માં સુધીના બાબમાંહેના ઠરાવ કોઇપણ દુમાલા ગામને લાગૂ થશે નહીં. માત્ર દુમાલા ગામની હુદ્દ ઠરાવવાનાં અથવા તે સંબંધી કંઇપણ તકરારનો નિકાલ કરવાનાં કામને લાગૂ કરી શકાશે. પણ સદરૂ બાબમાંહેના ઠરાવ હેઠળ લખ્યું છે તેને લાગૂ થશે એટલે:—

(અ.) કોઇપણ દુમાલા ગામની હદ્દમાં દુમાલા નહી હોય તેવી જે જમીન હશે તે સઘળી જમીનને,

(બ.) જે ગામનો કોઇ નિર્ણીત ભાગ દુમાલા હશે પણ જેનો બાકીનો ભાગ દુમાલા નહીં હશે તે ગામોને,

જે દુમાલા ગામનાં ધારણ કરનારાઓને મેહેસુલની કાંઇ રકમ મળવાનો હક્ક હશે પણ તે રકમના કરતાં વધારે મેહેસુલ હશે તો તે વધારે અવેજ સરકારનો થાય છે એવું હશે તે દુમાલા ગામોને.

પણ સદરૂ બાબના સઘળા અથવા કાંઇપણ ઠરાવ સદરૂ પ્રકારનાં કોઇ ગામને લાગૂ કરવા એવી સદરૂ પ્રકારના કોઇ ગામના ધારણકરનારાએ લખેલી અરજી કરી હોય તો તે પ્રમાણે લાગૂ કરવા એવો હુકમ કરવાનો અધિકાર ગવરનર ઇન કૉંસિલને છે.

**ટિકા.—દુમાલા ગામની સર્વે સંબંધી વિશેષ કાનુન.**

(૧) સઘળા દુમાલા ગામના રીમાડાની સર્વે સરકારના ખરચથી કરવી.

(૨) વંશપરંપરાના હુદ્દાના નાતાથી ધારણ કરેલા દુમાલા ગામ કે જેનું સેટલમેન્ટ દુમાલદાર પોતે વરસોવરસ કરેછે એવા ગામની જમીનની સર્વે કરવાની નથી. પણ જો દુમાલદાર સર્વે કરવા વિશે માગણી કરે, અને જે દર સર્વે ખાતાથી ઠરાવવામાં આવી સરકારથી મંજુર કરવામાં આવે તે દર પાળવા કબુલ કરેતો પછી તે ગામની સર્વે કરવી.

(૩) દુમાલદાર કબુલ કર્યા પ્રમાણે ચાલે તો તે સર્વેનો ખરચ સરકારથી કરવામાં આવશે. પણ જો તે તે પ્રમાણે નહી ચાલે તો તેની પાસેથી લેવામાં આવશે.

(૪) ચાકરીઆત સત્તા પ્રકારથી વંશપરંપરાના કામદારોએ ધારણ કરેલા ગામની સર્વે કરવી જોઇયે. પણ એવા ગામને સર્વેથી ઠરાવેલા દર લાગૂ કરવા વિશે સદરૂ ધારણ કરનારને સખતી કરવાની જરૂર નથી.

(૫) જે ગામની જમીનોનું હાલના ઇનામદારની હયાતી સુધી મેહેસુલ વસુલ લેવું મેહેરબાની દાખલ તહકુબ રાખ્યું છે પરંતુ, જે ખાલસા જમીન તરીકે સરકારમાં આકાર ભરવા લાયક ઠરાવવામાં આવેલીછે, એવા ગામની જમીનની સર્વે તથા પ્રત તે ગામ જે ડીસ્ટ્રીકટમાં હોય તે ડીસ્ટ્રીકટમાના બીજા સરકારી ગામની સર્વે તથા પ્રત સાથે કરવી જોઇએ. પણ નવાદર માત્ર દુમાલદારની ખુશી ન હોય તો તે મરણ પામે ત્યાંહાંસુધી લાગૂ કરવા નહી. પણ એવા ગામમાં કરેલા હદનિશાન સારી હાલતમાં રાખવાની જવાબદારી જમીનના ખાતાંદાર ઉપર છે એમ સમજવું (સ. ઠ. નંબર ૧૨૨૩ તા૦ ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૫૧ અને નંબર ૫૪૭૯ તા૦ ૨૩ ડીસેંબર સને ૧૮૫૫ અને નંબર ૩૬૧૩ તા૦ ૨૮ સપટેંબર ૧૮૬૮.)

૨. દુમાલદાર સેટલમેંટની શરતો માન્ય કરીને તે પ્રમાણે ચાલવા કબૂલ કરે તો તેના ગામની સર્વે સરકાર ખરચથી કરવા વિશે તા૦ ૧૩ મારચ સને ૧૮૫૧ ની કાનુંનમાં ઠરાવેલુ છે તે કાંનુન રદ્દ કરવાનો સરકારનો ઇરાદો નથી. જ્યાહાં સદર્હુ કાનુન તથા સર્વે ખાતાંથી ઠરાવેલો દર પાળવામાં આવેલા છે અને તે પ્રમાણે આગળ પણ પાળવામાં આવશે એવી હામી આપેલી છે તે ગામની બાબતમા રીવીજન સર્વેનો ખરચ સરકાર આપશે.

જાહાગીર અથવા પોલીટીકલ સંબંધથી ધારણ કરેલી ઇસ્ટેટની સર્વેનો ખરચ હવે પછી ઉપાડવા સરકાર કબૂલ નથી. (સ. ઠ નંબર ૩૭૩ તા૦ ૨૧ જાનેવારી સને ૧૮૭૫.)

## ઈનામદારે પોતાના ગામના કામદારોને મુશારો આપવો તથા ખેતીવાડી સંબંધી હકીકત એકઠી કરવી.

૩. દુમાલા ગામને સર્વે દર લાગુ કરતા પેહેલાં સરકારી ગામના કામદારોને જે સ્કેલ પ્રમાણે મેહેનતાણુ આપવામાં આવેછે તે સ્કેલ પ્રમાણે પોતાના ઇનામ ગામના કામદારોને આપવા વિશે આંઠ આનાનાં સ્ટાંપ કાગળ ઉપર સદર્હુ દુમાલદાર પાસેથી કબુલત લખી લઇને તે દુમાલદારને તથા તેના વારસને બાંધી લેવા. (સ. ઠ. નંબર ૬૪૦૧ તા૦ ૬થી ડીશેંમબર સને ૧૮૮૦ અને નંબર ૭૩૨૨ તા૦ ૩ ડીશેમબર સને ૧૮૮૧.)

૪. જે દુમાલા ગામની સર્વે કરીને દર લાગુ કરવામાં આવેલોછે તે ગામના માલીક પાસેથી ખેતીવાડી સંબંધી હકીગત મેળવવાના કામની મદદ હાલના કાયદ ઊપરથી લેઇ શકાય. માટે કલમ ૮૮ પ્રમાણે અધિકાર આપવાની બાબતમા જે બીજી શરતો છે તેમાં એવા પ્રકારની મદદ ઇનામદારે આપવી જોઇએ એ પણ એક શરત દાખલ કરવી, (સ. ઠ. નંબર ૭૧૩૬ તા૦ ૨૪ સપટેમબર સન ૧૮૮૩.)

## કલમ ૨૧૬ પ્રમાણે અરજી કઇ બાબતમાં કરવી.

૫. મધ્યભાગ કમીશનર તથા લીગલ રીમેંબ્રેન્સરનો અભિપ્રાય એવોછે કે જે દુમાલા ગામની સર્વે જમાબંદી સને ૧૮૬૫ના ૧લા આકટ પ્રમાણે થએલી છે તે ગામને આ કાયદાની કલમ ૨૧૭ એકદમ લાગુ થાયછે. અને તે લાગુ કરવા દુમાલદારને કલમ ૨૧૬ ના છેલા પારેગ્રાફમાં કહ્યા પ્રમાણે અરજી કરવાની જરૂર નથી. એ અભિપ્રાય સરકારે મન્જુર રાખ્યો છે. કલમ ૨૧૬ના છેલા પારીગ્રાફમાં કહ્યા પ્રમાણે જે અરજી કરવાની તે ફકત હવે પછી જે ઇનામી ગામની સર્વે કરવી હોય તેની બાબતમાં કરવાની જરૂર છે. (સ. ઠ. નંબર ૬૭૦૯ તા૦ ૧૬ ડીશેંમબર સને ૧૮૭૯.)

## ઈનામ ગામની સર્વે કરવા વિશે ઈનામદારે અરજી કરવી જોઈએ.

૬. કોઇ દુમાલા ગામમાં આ કાયદાની કલમ ૨૧૬ મા કહ્યા પ્રમાણે તે ગામના દુમાલદારની લખીતવારઅરજી ઉપરથી આ કાયદાના ૮ માં બાબતનો જે લાગૂ પડે તે ઠરાવ તે ગામને પ્રથમ લાગુ કર્યા વગર જો સરવેનું કામ ફકત સદર્હુ ગામના દુમાલદારની સંમતીથીજ ચલાવવામા આવેતો તે કાયદાસર થશે નહી ને સદર્હુ કામ ચલાવનારો અમલદાર કાયદેસર અધિકાર ચલાવી શકશે નહી. માટે કલમ ૨૧૬ ની છેલ્લી રકમમા કહ્યા પ્રમાણે ઇનામદારની અરજી ઉપરથી આ કાયદાના સદર્હુ બાબના ઠરાવ સદર્હુ ગામને

પ્રથમ લાગૂ કર્યા શિવાય તે ગામની સર્વે કરવી નહી. (સ. ઠ. નંબર ૬૨૨૫ તા૦ ૨ આગષ્ટ સને ૧૮૮૪.

## પડતર ઈનામી જમીનના હદ નિશાનના ખરચ વિશે.

૭. ઇનામી પડતર જમીનના હદનિશાન સંબંધી થએલું ખરચ ઇનામદાર ગેરહાજર હોવાના સબબથી વસૂલ કરવા માર્ગ નહી હોય તો તે ખરચની રકમ સદહૂ ઇનામ જમીન ઘાસચરણ જમીન પ્રમાણે દર વરશ હરરાજ કરી તેની ઉપજમાથી ભરી લેવું જોઇએ.

જો ઇનામદાર હજર હોયતો તે ખરચના પૈસા જમીન મેહેસૂલના માગણા પ્રમાણે તેની પાસથી સને ૧૮૪૬ ના આકટ ૩ ની કલમ ૬ (આ કાયદાની કલમ ૧૨૨) પ્રમાણે સખતાઇથી વસૂલ કરવા (સ. ઠ. નંબર ૪૯૭૬ તા૦ ૧૭ અકટોબર સને ૧૮૫૧.)

## ઈનામી ગામમા હદ નિશાન બંધાવવા વિશે તથા તેની મરામત રાખવા વિશે.

૮. જે દુમાલા ગામની ચાકરીના નાતાથી ધારણ કરેલાના સબબથી અથવા દુમાલદારે સમતી આપ્યાથી સર્વે કરવામાં આવેલીછે તે ગામમાં કરેલા હદ નિશાનની તપાસણી ગામના કામદારો પાસેથી કરાવવા વિશે તથા તે તપાસણીનો નિમતાનો પોતે અથવા પોતના મુખત્યારની મારફત લેઇ તેના (નિમતાનાનો) પરિણામનો તાલુકાના આસીષ્ટણ કલેકટર તરફ રીપોરટ કરવા વિશે દુમાલદારને કેહવું જોઇએ. (સ. ઠ. નંબર ૨૫૮૧ તા૦ ૧૯ જુન સને ૧૮૬૫.)

૯. સર્વેનું ખરચ એ હફતે ભરવાની જે ઇનામદારની મરજી હશે તેમને તે પ્રમાણે ભરવા દેવું. (સ. ઠ. નંબર ૫૪૩ તા૦ ૧૨ ફેબ્રુવારી સને ૧૮૫૨.)

## ઈનામ ગામની બાબતમાં સર્વેના દર કોણે મંજુર કરવા તે વિશે.

૧૦. હવેપછી કોઇ ઇનામ ગામને સર્વે સેટલમેંટ લાગૂ કરવુ હશે તો તે ગામની બાબતમાં મુદ્દામ અગર જે તાલુકામાં સદહૂ ગામ હોય તે તાલુકાના બીજા ગામોની સાથે તેના દર વિશેનો રીપોર્ટ સરકારમાં કરવો જોઇએ. (સ. ઠ. નંબર તા૦ ૩૫૦૪ તા૦ ૧૫ જુન સને ૧૮૭૬.)

૧૧. ઇનામ ગામને સર્વેનો દર લાગૂ કરવાની બાબતમાં સરકાર તરફ રીપોર્ટ કરવામાં આવે તે વખત તે ગામ સંબંધી એકંદર વિગતવાર હકીગત આપવી એવી સરકારની મરજી છે. (સ. ઠ. નંબર ૭૩૯૦ તા૦ ૧૫ ડીશેમબર ૧૮૭૬.)

૧૨ જે તાલુકામાં સર્વે સેટલમેંટ લાગૂ થઇ ગએલું છે તે તાલુકામાંના ઇનામ ગામને સર્વે દર લાગૂ કરવાની બાબતમાં (સ. ઠ. નંબર ૩૫૦૪ તા૦ ૧૫ જુન સને ૧૮૭૬ પ્રમાણે મુદ્દામ રીપોર્ટ કરવાનો છે તે બંદ કરીને કોઇ તાલુકાની સર્વે જમાબંદી થઇ ગઆ પછી તે તાલુકામાના કોઇ ઇનામ ગામને સર્વે સેટલમેંટ લાગુ કરવુ હોય તો તે ઇનામી ગાંમની આસપાસના સરકારી ગામોને જે દર લાગૂ કરેલો છે તેજ દર લાગૂ કરવો એવી શીફારસ સર્વે કમિશનરે કરેલી તે મંજૂર કરવા માં આવીછે. (સ. ઠ. નંબર ૫૯૨૧ તા૦ ૧૬ નવંબર સને ૧૮૭૮.)

**ટીપ**—તાલુકાના સરકારી ગામની બાબતમાં ઠરાવેલા દર મંજૂર થયા પછી સદહૂ તાલુકામાંના કોઇ ઇનામ ગામને સર્વે દર લાગૂ કરવો હોયતો તેની બાબતમાં રીપોર્ટ સર્વે કમિશનર સાહેબ તરફ મોકલવામાં આવે છે. સદહૂ રીપોર્ટમાં ઉપર બતાવેલા સ. ઠ. નંબર ૭૩૯૦ તા૦ ૧૫ ડીસંબર સને ૧૮૭૬ 'મા ફરમાવ્યા પ્રમાણે સદહૂ

ઇનામ ગામ સંબંધી વિગતવાર હકીકત લખવામા આવેછે. એવી રીતે રીપોર્ટ આવ્યા પછી સર્વે કમિશનર ઉપરના ઠરાવથી આપેલા અધિકાર પ્રમાણે પોતાની નજરમાં આવે તો તે દર મંજૂર કરેછે અથવા તેમા ફેરફાર કરેછે તે પ્રમાણે કાયમ કરવા લખેછે.

૧૩. આ કાયદાની કલમ ૧૦૨ તથા ૧૦૩ પ્રમાણે જે સરકારની મંજૂરી જોઇયે તે મંજૂરી ઇનામી ગામની બાબતમાં સરકાર ઠરાવ નંબર ૫૯૨૧ તા૦ ૧૬ નવંબર સને ૧૮૭૮ થી જે સામાન્ય મંજૂરી આપવામા આવેલીછેતેજ સમજવી. એવી બાબતમાં સદહૂ કલમો પ્રમાણે જુદી મંજૂરીની જરૂર નથી. (સ. ઠ. નંબર ૬૩૮૬ તા૦ ૬ ડીસંબર સને ૧૮૮૦.)

**૨૧૭.** સર્વે સેટલમેંટ ઉપરની છેલ્લી કલમના અથવા જે વખતે જે કાયદો અમલમાં હોય તે કાયદાના ઠરાવપ્રમાણે કોઇ દુમાલા ગામમાં ચાલૂ કરવામાં આવ્યુ હોય ત્યારે તે સેટલમેંટ જે જમીનને લાગૂ હશે તે સઘળી જમીનના ધારણકરનારાઓને, દુમાલા નહીં હોય તેવાં ગામના ખાતાંદારોને આ આકટના ઠરાવપ્રમાણે જે હક્ક છે તથા જે જવાબદારી લાગૂછે તે હક્ક તેઓના વહિવટમાંહેની જમીનના સંબંધથી છે તથા તે જવાબદારી તેઓને લાગૂ થશે એમ સમજવું. અને ખાતાંદારો સંબંધી તથા નોંધેલા ખાતાંદારોસંબંધી આ આકટના સઘળા ઠરાવ તેઓને બને ત્યાંહાંસુધી લાગૂ થશે.

## ટિકા.— ઈનામદારના કેટલાએક અધિકારમા હાથ ઘાલવો નહી.

૧. ઇનામદારને તેના ઇનામી ગામ માહેની અથવા તેણે ધારણકરેલી જમીનમાંહેની વગર કબજાવાળી જમીન ખેડવા આપવાનો અથવા કબજાવાળી જમીનનુ સદહૂ જમીનના ખાતાદાર પાસેથી રાજીનામું લેવાનો અધિકાર છે, એ અધિકારમાં હાથ ઘાલવાનો કાયદા કરનારી મંડળીનો હેતુ હતો એવું સરકાર ધારતા નથી. (સ. ઠ. નંબર ૫૭૩૦ તા૦ ૧ અકટોબર સને ૧૮૮૧.)

૨. જમીનનો નવેસરથી કબજો આપવાની વખત જે કબૂલાયત લેવાની છે તે લેવા ઇનામદારને કાયદા ઊપરથી કઇ પ્રતીબંધ નથી. કલમ ૬૦ ઉપરથી એ અધિકાર મામલેદાર અથવા માહાલકરીનેજછે એમ જણાયછે પણ સદહૂ કલમ દુમાલા ગામને લાગૂ નથી અને તેથી તે દુમાલા ગામને સર્વે સેટલમેંટ લાગૂ થયુ હોય અથવા ન હોય તોયપણુ ઇનામદાર સદહૂ અધીકાર ચલાવી શકે. (સ. ઠ. નંબર ૯૫૫ તા૦ ૧૦ ફેબ્રુઆરી સને ૧૮૮૨.)

૩ જયારે દુમાલા ગામને સર્વે સેટલમેંટ લાગુ થયું નહી હોય ત્યારે કલમ ૭૪ અથવા દુમાલા નહી હોય એવા ગામના ખાતાદારના હક્ક તથા જવાબદારી સંબંધી બીજી કોઇ કલમ તે ગામને લાગૂ પડતી નથી. જયારે દુમાલા ગામને સર્વે સેટલમેંટ લાગૂ થાયછે ત્યારે કલમ ૭૪ લાગુ થાયછે ને પછી તે ગામના ઇનામદારને કલમ ૮૮ પ્રમાણે સરકારથી અધિકાર મળે ત્યાંહાસુધી તે ગામમાહેના ખાતાદારોને રાજીનામા વીગરે આપવા હશે તો તે મામલેદાર અથવા મહાલકરીનેજ આપવા જોઇએ. (સ. ઠ. નંબર ૩૪૩૯ તા૦ ૧૫ જુન.સને ૧૮૮૧.)

## સર્વે સેટલમેંટ લાગૂ થયલા દુમાલા ગામની બાબતમાં કલમ ૨૧૭ ના ઠરાવથી થનારો પરિણામ.

૪. સર્વે સેટલમેંટ લાગૂ થએલા સરકારી ગામમાહેની જમીન ધારણકરનારાઓને જે હક્ક પ્રાપ્ત થાયછે તેજ હક્ક જે દુમાલા ગામને સર્વે સેટલમેંટ લાગૂ કરવામા આવે તે

ગામની રયતોને પ્રાપ્ત થાય એવા હેતુથીજ કલમ ૨૧૭ આ આકટમાં મુદ્દામ દાખલ કરવામાં આવેલીછે. પણ સદહૂ કલમનો તેવો પરિણામ આ આકટ આમલમા આવ્યા પેહેલાં જે ગામનુ સર્વે સેટલમેંટ થઇ ચુકેલું હશે તેની બાબતમા પણ થશે એમ સમજવું નહી.

૨. આ કાયદો અમલમા આવ્યાની પેહેલા જે ઇનામી ગામને સર્વે સેટલમેંટ લાગૂ થએલું છે ત્યાંહા તે સર્વે સેટલમેંટની મુદ્દત પુરી થઇ એટલે ઇનામદાર અને રયત એમની વચેના પરસ્પર હક્કસંબંધ સર્વે સેટલમેંટ લાગૂ થયાની પેહેલા જે પ્રમાણે હતા તે પ્રમાણે ફરીથી થઇ જાયછે. અને એવી બાબતમાં સદહૂ સેટલમેંટની શરતો પ્રમાણે આગળ ચાલવા વિશે જો ઇનામદારની કબૂલાયત નહી હોય તો તેને તે પ્રમાણે ચાલવાને કેહવા સરકાર સમર્થ નથી.

કલમ ૨૧૭ ના પરીણામ વીશે મે. લીગલ રીમેંબ્રેનસર સાહેબનો ઊપર પ્રમાણે અભીપ્રાય છે તે સરકારે તેઓના ઠ. નંબર ૩૦૪૫ તા૦ ૧૪ એપ્રેલ સને ૧૮૮૪ મા મંજુર કર્યોછે.

**૨૧૮.** આ આકટના જે કોઇ ઠરાવ, શબ્દો ઊપરથી દુમાલા નહીં હોય તેવી જમીનને અથવા દુમાલા નહીં હોય તેવી જમીનના ધારણકરનારાઓને માત્ર લાગૂ છે તે કોઇ ઠરાવ ઉપરથી દુમાલા જમીનને અથવા દુમાલા જમીનના ધારણકરનારાઓના હક્કને અથવા સદહૂ પ્રકારની કોઇ જમીનબાબત સરકારના હક્કને બાધ આવે છે એમ સમજવું નહીં; અને આ આકટના કોઇ ઠરાવ શબ્દો ઉપરથી કેવળ બિન દુમાલા જમીનસંબંધી હશે તે ઠરાવથી દુમાલા જમીનના ધારણકરનારનાં હિતતરફ અથવા તેની વિરૂદ્ધ કાંઇપણ અનુમાન ઊત્પન્ન થાયછે એમ સમજવું નહીં.

---

# પરિશિષ્ટ અ.

(૨ જી કલમ જુવો.)

| નંબર અને વર્ષ. | વિષય. | કેટલો રદ કર્યો. |
|---|---|---|
| | **મુંબઇના કાયદા.** | |
| ૧૮૨૭ નો ૪ થો. | ઇનસાફની કોર્ટમાં કામ ચલાવવાની પદ્ધતી ... | ૬૯ મી કલમની ૨ જી તથા ૩ જી રકમ. |
| ૧૮૨૭ નો ૧૬ મો. | કલેકટરનાં તથા તાબામાંહેના મુલકી અમલદારોનાં કર્તવ્ય કર્મો, તથા અધિકાર. | જેટલો રદ કર્યો નથી તેટલો. |
| ૧૮૨૭ નો ૧૭ મો. | જમીન મેહેસૂલનો આકાર તથા વસૂલ કરવો ... | એજન. |
| ૧૮૩૦ નો ૫ મો. | રેવેન્યુ કમિશનર તથા સબ કલેકટર ... ... | એજન. |
| ૧૮૩૧ નો ૧૫ મો. | મુલકી દફતરો ખોટાં તૈયાર કરનારા પટેલોને શિક્ષા. | એજન. |
| ૧૮૩૨ નો ૨ જો. | ઇજારદારોપાસેથી મેહેસૂલ વસૂલ કરવું. ... ... | એજન. |
| ૧૮૩૩ નો ૫ મો. | તનાખોરી વંશપરંપરાના ડિસ્ટ્રિકટના તથા ગામના અમલદાર. | એજન. |

| નંબર અને વર્ષ. | વિષય. | કેટલો રદ્દ કર્યો. |
|---|---|---|
| | **ગવરનર જનરલ ઈન કૌંન્સિલના આકટ.** | |
| ૧૮૩૮ નો ૧૮ મો. | જામીન ... ... ... ... ... ... ... | સઘલો આકટ. |
| ૧૮૪૨ નો ૧૩ મો. | ઇનામદારોનું મેહેસુલ વસુલ કરવું ... ... ... | એજન. |
| ૧૮૪૨ નો ૧૭ મો. | રેવેન્યુ કમિશનર ... ... ... ... ... | જેટલો રદ્દ કર્યો નથી તેટલો. |
| ૧૮૪૬ નો ૩ જો. | હદ્દ નીશાન ... ... ... ... ... ... | એજન. |
| ૧૮૫૦ નો ૧૨ મો. | પબ્લિક અકૌંટંટ... ... ... ... ... ... | જેટલેસુધી મુંબઇ ઇલાકાના રેવેન્યુ આફીસરોને લાગૂછે તેટલેસુધી સઘળો આકટ. |
| ૧૮૫૨ નો ૨૧ મો. | ડેપ્યુટી કલેકટર... ... ... ... ... ... | જેટલો રદ્દ કર્યો નથી તેટલો. |
| | **મુબઇના ગવરનર ઈન કૌંન્સિલના આકટ.** | |
| ૧૮૬૩ નો ૭ મો | પ્રમરી સેટલ્મેંટ ... ... ... | ૪ થી તથા ૫ મી કલમ. |
| ૧૮૬૫ નો ૧ લો. | સર્વે ... ... ... ... ... | ૩૭મી અને ૩૮મી કલમ. શિવાય સઘળો આકટ. |
| ૧૮૬૬ નો ૧ લો. | સન ૧૮૬૫નો મુંબઇનો ૧લો આકટ લાગૂ કરવો. | સઘળો આકટ. |
| ૧૮૬૮ નો ૧ લો. | આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરોના અધિકાર તથા કર્તવ્ય કર્મો | એજન. |
| ૧૮૬૮ નો ૪ થો. | શેહેરની સર્વે ... ... ... ... | એજન. |
| ૧૮૭૫ નો ૧ લો. | સન ૧૮૬૫ ના મુંબઇના પેહેલા આકટનો સુધારો | એજન. |

---

# પરિશિષ્ટ ભ.

## ૨૩ મી કલમપ્રમાણે લખી આપવાનાં ખતનો નમુનો.

હું ——————————— રેહેવાસી ——————————— અને ———————

હુદ્દાઉપર નીમ્યોછે તથા મુંબઇના જમીનમેહેસુલના કાયદાની ૨૩ મી કલમના ઠરાવપ્રમાણે, સદરહૂ હુદ્દાનાં અથવા જે બીજા હુદ્દાઉપર મ્હારી નીમણુક હવે પછી કરવામાં આવે તે હુદ્દાનાં વિશ્વાસથી સોંપેલાં કામ યોગ્યરીતે હું બજાવીશ અને સદરહૂ પ્રકારના હુદ્દાના સબબને લીધે જે પૈસા, કાગળપત્ર તથા બીજી માલ મિલકત મ્હારા કબજામાં અથવા અધિકારમાં આવશે તે સઘળા પૈસાનો, કાગળપત્રનો તથા બીજી માલ મિલકતનો યોગ્યરીતે હિસાબ આપીશ એ બાબત મ્હારીપાસે તારણ માગ્યું છે વાસ્તે મ્હારા હિસાબમાં કાંઇ ટોટો અથવા ખોટ આવે તેની રકમ ઈંડિયાના સ્ટેટ સેક્રેટરી ઇન કૌંસિલને હું આપીશ અને જે કચેરીનો હું છું તે કચેરીનો મુખ્ય અધિકારી જે કાગળ અથવા બીજી માલ મિલકત જે વખતે તથા જે માણસને આપવાનો હુકમ કરશે તે વખતે તે માણસને હું તે આપીશ એવું આ ખતઉપરથી કબૂલકરીને હું બંધાણોછું પણ સદરહૂપ્રમાણે હુકમ કરવો તે લખીને કરવો જોઇયે. તથા તે મ્હારી કચેરીમાં અથવા રેહેવાની જગાએ આપી મુકવે

જોઇયે અને આમાં કહ્યાપ્રમાણે કરવાને હું ચુકું તો ઇંડિયાના સ્ટેટ સેક્રેટરી ઇન કૌંસિલને ———— રૂપિયાની રકમની ગુન્હેગારી આપીશ એવી રીતે હું આ લેખ ઉપરથી બંધાઉછું.

તારીખ. (સહી)

સદરહૂ એ પોતાની નીમણુક છોડી દીધા પછી એક વરસ સુધી ઉપરનુ ખત સરકાર રાખી લેશે. (સ. ઠ. નંબર ૬૪૨૦ તા૦ ૨૮ આગષ્ટ સને ૧૮૮૪.)

## મુખ્યનાં ખતની હેઠળ લખવાનો જામીનખતનો નમુનો.

આ ખત ઉપરથી અમે ———— ———— સદરહૂ ———— ના જામીન રહીને લખી આપીએ છીએ કે તેણે જે કરવાનું ઉપર કબુલ કર્યુંછે તે સઘળું કરશે તથા બજાવશે અને તે તેપ્રમાણે કરવાને ચુકે તો તેના ચુકવાથી સરકારને કાંઇ ટોટે અથવા નુકશાન થશે તે ભરી આપવા સારૂ જે રકમ ———— ને પુરતી લાગશે તેટલી રકમની ગુન્હેગારી ઇંડિયાના સ્ટેટ સેક્રેટરી ઇનકૌંસિલને અમે આપીશું એવું આ લેખ ઉપરથી કબૂલકરીને અમે બંધાઇએ છીએ.

તારીખ

સહી.

---

## પરિશિષ્ટ ફ.

### ૨૫ મી અથવા ૧૫૭ મી કલમપ્રમાણે કલેકટરે આપવાનાં વારંટનો નમુનો.

(શીક્કો.)

———— દિવાની તુરંગના અધિકારી જોગ.

અ. બ. રેહેવાસી ———— , ના ને સન ૧૮ ના ———— મહિનાની તારીખે ———— એ (જે કરવાનું કહ્યું હોય તેનો શારાંશ લખવો) નો હુકમ કરયો હતો અને સદરહૂ અ. બ. એ સદરહૂ હુકમપ્રમાણે ચાલવાની ગફલત કરીછે અને તે સદરહૂ હુકમ માન્ય કરે ત્યાંહાંસુધી અથવા મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની ૨૫ મી અથવા ૨૮ મી કલમના ઠરાવપ્રમાણે (અથવા ૧૫૭ મી અથવા ૧૬૪ મી કલમના ઠરાવપ્રમાણે, જેમ હોય તેમ લખવું) તે પોતાનો છુટકો કરી લે ત્યાંહાંસુધી તેને દિવાની તુરંગમાં કેદ રાખવો એવો સદરહૂ કાયદાની ———— કલમના ઠરાવપ્રમાણે હુકમ થયોછે, વાસ્તે તમને આ વારંટઉપરથી ફરમાવવામાં આવે છે જે તમોએ સદરહૂ અ. બ. ને પોતાના તાબાની તુરંગમાં લેવો તથા સદરહૂ હુકમ કાયદા પ્રમાણે અમલમાં આણવો.

તારીખ માહે ———— સન ૧૮

કલેકટરની સહી.

# પરિશિષ્ટ ડ.

## ૨૮ મી અથવા ૧૬૪ મી કલમપ્રમાણે આપવાનાં ખતનો નમુનો.

હું ______ મને ______ એ (જે કરવાનું કહ્યું હોય તેનો પ્રકાર અહિયાં લખવો) નો હુકમ કર્યો છે અને સદરહૂ હુકમ કરવાનો સદરહૂ ______ ને હક્ક નથી એવી મ્હારી તકરારછે, વાસ્તે જે કરવાનું કહ્યું છે તે વાજબી નથી એવી તકરાર બદલ ______ જીલ્હા કોર્ટમાં આ ખતની તારીખથી પંદર દિવસની અંદર દાવો કરીશ એવું આ ખતઉપરથી કબૂલકરીને હું બંધાઉંછું. અને એવું કબૂલ કરૂંછું કે મ્હારી ઉપર હુકમનામું થશે તો તે હું પુરૂં કરીશ તથા ખરચસુધાં તથા વ્યાજસુધાં જે રકમ મ્હારીઉપર નીકળશે તે સઘળી રકમ હું આપીશ અથવા સદરહૂ પ્રમાણે દાવો કરવાને હું ચુકીશ તો ______ રૂપિયાની રકમ જ્યારે આપવાનું કેહેશે ત્યારે હું તે રકમ આપીશ (અથવા ઉપર કહેલા કાગળ અથવા માલ સ્વાધીન કરી આપીશ, જેમ હોય તેમ લખવું) અને તેમ કરવાને હું ચુકીશ તો ઇંડિયાના સ્ટેટ સેક્રેટરી ઇન કોંસિલને ______ રૂપિયાની રકમ ગુન્હેગારી બદ્દલ આપીશ એવું આ ખતઉપરથી કબૂલ કરીને હું બંધાઉંછું.

તારીખ ______

સહી.

### મુખ્યના ખતની હેઠળ લખવાનો જામીનખતનો નમુનો.

અમે ______ આ લેખઉપરથી સદરહૂ ______ ના જામીન રહીને એવું લખી આપીએ છીએ કે તેણે જે કરવાનુ ઉપર કબૂલ કર્યું છે તે તે સઘળું કરશે તથા બજાવશે અને તે તેપ્રમાણે કરવાને ચુકે તો ઇંડિયાના સ્ટેટ સેક્રેટરી ઇન કોંસિલને ______ રૂપિયાની રકમની ગુન્હેગારી આપશું એવું આ લેખઉપરથી કબૂલ કરીને અમે બંધાઇએ છીએ.

તારીખ.

(સહી)

---

# પરિશિષ્ટ ઈ.

(૮૪ મી કલમ જુવો.)

૧. જમીન છોડી દેવા બાબત ખેડુતને જમીનદારે આપવાની સૂચનાનો નમુનો.

**અ. બ.** જોગ

હું તમને આ સૂચના આપુછું જે, જે જમીન (અહિયાં જમીનબાબત તપશીલ લખવી) તમે મ્હારા ખેડુત તરીકે હાલ ધારણ કરોછો તેની ઉપર આવીને તેનો કબજો લેવાનો મ્હારો ઇરાદોછે વાસ્તે સન ૧૮ ના ______ પુરી થનારી ચાલતી સાલની આખરે તે જમીન તમોએ છોડીને તેનો કબજો મ્હારે સ્વાધીન આપવો.

તારીખ માહે ______ સન ૧૮ .

(સહી) ક. ડ.

૨. જમીન છોડી દેવાના ઇરાદાબાબત ખેડુતે જમીનદારને આપવાની સૂચનાનો નમુનો.

ક. ડ. જોગ,

હું તમને સૂચના આપુંછું જે, જે જમીન (અહિયાં તપશીલ લખવી) હું તમારી તરફથી ધારણ કરૂંછું તે હું સન ૧૮ ના ——— પુરી થનારી ચાલતી સાલની આખરે છોડીને તમારે સ્વાધીન કરનારછું.

તારીખ માહે ——— સન ૧૮. (સહી) **અ. બ**

---

## પરિશિષ્ટ ૫.

દુમાલા જમીનના અથવા ગામના ધારણકરનારને અથવા તેના મુખત્યારને
૮૯ મી કલમપ્રમાણે આપવાનાં કમિશનનો નમુનો.

(શીક્કો.)

મુંબઇના ગવરનર ઇન કોંસિલને મુંબઇના જમીનમેહેસૂલના કાયદાપ્રમાણે જે અધિકારછે તે અધિકારઊપરથી તેઓએ તમો (જાહાગીરદાર વગેરે અથવા મુખત્યાર વગેરે જેમ હોય તેમ લખવું) ને આ કમિશનમાં નિર્દિષ્ટ કરેલાં ગામમાં તથા જમીનમાં (અથવા ગામ અથવા જમીનબાબત) સદરહૂ કાયદામાં (અથવા સદરહૂ કાયદાની ——— કલમમાં) કહેલીરીતે ——— કરવાનો અધિકાર આપ્યો છે.

સદરહૂપ્રમાણે તમને આપેલા અધિકાર જે ગામને તથા જમીનને લાગૂ છે તે ગામ તથા જમીનની તપશીલઃ—

(અહિયાં તપશીલ લખવી.)

આ કમિશનમાં આપેલો અધિકાર સદરહૂ ગવરનર ઇન કોંસિલની મરજી હશે ત્યાંહાંસુધી તમારીપાસે રેહેશે તથા તે અધિકાર પાછો લેવાને તેઓ મુખત્યાર છે.

(સહી.)

---

## પરિશિષ્ટ ૬.

(૧૩૩ મી કલમ જુવો.)

**ઘરના ગભાણબાબતનો સનદનો નમુનો.**

(રાજચિન્હનો શિક્કો.)

સેક્રેટરી આફ સ્ટેટ ઇન કોંસિલ.

——— જોગ

જમીન મેહેસૂલનો ઠરાવ કરવામા આવે, તથા જમીનની માલેકીનો તથા બીજા હક્કનો દાખલો રેહે અને તે હક્ક કાયમ રેહે એ હેતુથી ——— ના ——— ની જમીઃ

ની સર્વે કરવાબાબત મુંબઇના જમીનમેહેસુલના કાયદાના ઠરાવ પ્રમાણે મુંબઇના આલીજા ગવરનર સાહેબ બાહાદુર દરઇજલાસ કૌંસિલે ફરમાવ્યું છે તથા તે સંબંધી જરૂરની ચોકશી કરવાનો હુકમ કર્યો છે વાસ્તે સદહૂ કાયદાની ૧૩૭ મી કલમ મુજબ આ સનદ આપીછે તે હેઠળ લખ્યાપ્રમાણે, એટલે :—

———— ના ———— ના ———— ભાગની જમીનનો કડકો તમારા વહિવટમાં છે તથા ———— નંબરનો તાવ કરીને જે નકાશો છે તેમાં જમીનના તે કડકાની નોધનો નંબર ———— છે અને ———— થી ———— રસ્તો જાય છે તે રસ્તાઊપર ———— તરફ તેનો આગલો ભાગ છે તથા તેનું ક્ષેત્રફળ સુમારે ———— ચોરસવાર છે તથા તેની આકૃતિ તથા લંબાઇ પોહોળાઇ હેઠલ લખ્યાપ્રમાણે છે,—

ઊપર કહેલી જમીનનું ખાતું તમને આ સનદઉપરથી કાયમ કર્યું છે, તેને જમીનમેહેસુલની સઘળી માફી છે (અથવા દરસાલ ———— રૂપિયા જમીન મેહેસુલ આપવું પડશે.)

તમારા સત્તાપ્રકારની શરત એવી છે કે તમારૂં ખાતું બીજાને પ્રાપ્તકરી આપવાજોગ તથા વારસ તરફ ચાલવા જોગ છે, અને તે ખાતાનો વખતે વખત જે કાયદાસર ધારણ કરનારો હશે તેની તરફ તે હક્કબાબત કાંઇ હરકત અથવા તકરાર ન કાહાડતાં બ્રિટિશ સરકાર ચલાવશે; માત્ર એવી શરતે કે મુંબઇના જમીનમેહેસૂલના કાયદાના અથવા જે વખતે જે બીજો કાંઇ કાયદો ચાલૂ હોય તેના ઠરાવપ્રમાણે સદહૂ જમીનમેહેસૂલ દરસાલ આપવું જોઇયે; અને ———— થી ———— વરસની મુદ્દતપુરી થયાં પછી સદહૂ જમીન ઊપરના આકારનો દર ફરીથી તપાસીને ઠરાવવો યોગ્ય થશે; અને ત્યારપછી હંમેશાં ———— વરસનો એક પછી એક એ રીતે મુદતે મુદતે ધારો ફરીથી તપાસીને ઠરાવવો યોગ્ય અને સદહૂ ધારો આપવાની વખત તથા રીતબાબત જે વખતે જે કાયદો અમલમાં હશે તે કાયદાના ઠરાવપ્રમાણે ચાલવું અવશ્ય થશે, અને સદહૂ ધારો કાયદામાં કહ્યાપ્રમાણે તમો આપવાને ચુકશો તો સદહૂ ખાતું તથા તે સંબંધી સઘળા હક્ક તથા સંબંધ સરકારદાખલ થવાને પાત્ર થઇ શકશે.

આ સનદ ઇંડિયાના સેક્રેટરી આફ સ્ટેટ ઇન કૌંસિલ એઓની વતી મુંબઇના ગવરનર ઇન કૌંસિલના હુકમથી ———— ના સહી શિક્કા સાથે આજ તારીખ માહે ———— સન અહરાડશે ———— ને રોજ કરી આપી છે.

(સહી)

---

## પરિશિષ્ટ એ.

### ૨૦૨ જી કલમપ્રમાણે કલેકટરે આપવાનાં વારંટનો નમુનો.

શીક્કો.

———— ની દિવાની તુરંગના અધિકારી જોગ

અ. બ. રેહેવાશી ________ એ ________ તાલુકાના ________ ગામમાંની એક જમીનમાંથી ઈ. ૫. ને (અથવા પોતાને એટલે સદહૂ અ. બ. ને )કાહાડી મુકવામાં ક. ડ. ને હરકત કરી (અથવા અડચણ કરી) છે વાસ્તે અને સદહૂપ્રકારની હરકત (અથવા અડચણ) ચાલૂ રેહેવાનું બંધ કરવાસાર સદહૂ અ. બ. ને બંદોબસ્તથી અટકાયતમાં રાખવાની જરૂર છે વાસ્તે મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની ૨૦૨ જી કલમના ઠરાવપ્રમાણે તમને આ વારંટ ઉપરથી ફરમાવવામાં આવેછે જે તમોએ સદહૂ અ. બ. ને પોતાના તાબાની તુરંગમાં લેવો, તથા ________ દિવસસુધી ત્યાંહાં તેને બંદોબસ્તથી કેદમાં રાખવો.

તારીખ માહે ________ સન ૧૮ .

(કલેકટરની સહી.)

---

## કલમ ૨૧૩ હેઠલ થએલી કાનુન.

### ૧ જોવું.

જે દસ્તાવેજો, નકશા, રજીસ્ટરો, હિસાબ તથા કાંગળપત્રો જોવાના હક્ક બાબત સન ૧૮૭૭ ના હિંદુસ્થાનના નોંધવાના આકટ ૩ ની ૫૧ મી કલમમાં તથા સને ૧૮૭૯ ના મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની ૨૧૩ મી કલમમા ઠરાવ કર્યાછે તે દસ્તાવેજો, નકશા, રજીસ્ટરો, હિસાબ તથા કાગળપત્રો, અને જે બીજા સઘળા સાર્વજનિક દસ્તાવેજ વિદ્યમાન કાળેજે કોઇ કાયદો અમલમા હશે તે કાયદાના ઠરાવ મુજબ કોઇપણ માણસને જોવાનો હક્કછે તે બીજા સઘળા સાર્વજનિક દસ્તાવેજો જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારની કચેરીમાં આ બાબત આ કાનુનમાં આગળ ફી ઠરાવીછે તે ફી આપેથી રવિવાર તથા પબ્લીક હાલીડે (તેહેવારની રજા) શિવાય દરરોજ કચેરીના મામુલ વખતમાં જોવા સારૂ ખુલા રહેશે પણ એવું ઠરાવ્યું છે કે ગામના જે અમલદારોને સ્વાધીન ઉપર કહેલા કોઇપણ દસ્તાવેજ, નકશા, રજીસ્ટર, હિસાબ અથવા બીજા સાર્વજનિક દસ્તાવેજ હશે તે ગામના અમલદારે તે જોવા દેવા બદ્દલ કાંઇપણ ફી લેવી નહી.

૨. પાછલી કાનુનમા કહેલી બાબતમાં માત્ર બારેજકરીને કોઇપણ સાર્વજનિક દસ્તાવેજ જોવા દેવામાં આવશે નહી.

### ૨ ઊતારા તથા નકલ.

૩. ૧લી કાનુનમાં કહેલા દસ્તાવેજો સિવાય બીજા કોઇપણ દસ્તાવેજની દાખલો ન લખેલી નકલ અથવા દાખલો ન લખેલો તેમાનો ઊતારો મળનાર નથી. અને આ કાનુન પ્રમાણે તૈયાર કરેલો હોયા વગર બીજી રીતે પણ મળનાર નથી.

જે કોઇ પણ સાર્વજનિક દસ્તાવેજ જોવાનો હક્ક જે કોઇ માણસને ૧ લી કાનુન પ્રમાણે હશે તેને જો કોઇ સાર્વજનિક દસ્તાવેજ યોગ્ય રીતે જોવાને મળ્યો હશે તે દસ્તાવેજની અથવા તેના કોઇપણ ભાગની નકલ ખુદ પોતે કરવાનો અથવા નકલ કરવાને ખુદ પોતાનુ માણસ લગાડવાનો અધિકારછે પણ આ પ્રમાણે કરેલી કોઇ પણ નકલ ઉપર કોઇ પણ સરકારી અમલદારે દાખલો (નકલના ખરાપણાનો શેરો) લખવો નહી.

૪. ૧ લી કાનુનમા કહેલા કોઇપણ સાર્વજનિક દસ્તાવેજ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારે તે દસ્તાવેજની નકલ સારૂ, અથવા તેના કોઇપણ ભાગની નકલ સારૂ કોઇ માણુસ અરજી કરેતો તે નકલ બાબત આ કાનુનમા આગળ ઠરાવેલી ફી આપેથી તેને નકલ કરાવીને પોતાની સહી કરીને દાખલાવાળી નકલ આપવી જોઇએ. પણ એવું ઠરાવ્યું છે કે ગામના અમલદારને સ્વાધીન જે કોઇ સાર્વજનિક દસ્તાવેજ હશે તેની નકલ સારૂ કરવાની દરએક અરજી જે મામલતદારના અથવા માહાલકરીના તાબામાં સદહૂ અમલદાર હશે તે મામલતદારને અથવા માહાલકરીને કરવી જોઇએ. અને તેણે તે નકલ ગામના તલાટી પાસે તઇયાર કરાવવી જોઇએ. સદહૂ દરએક નકલ ગામના તલાટીએ અસલ દસ્તાવેજની સાથે મુકાબલો કરીને પછી તે બરોબર હોવા બદ્દલ તેણે તેની ઉપર સહી કરવી જોઇએ, અને તેની ઉપર દાખલો લખીને અરજદારને તે આપવા સારૂ સદહૂ મામલેદાર અથવા મહાલકરી તરફ મોકલવી જોઇએ. ગામના કોઇપણ અમલદારે કોઇપણ નકલ ખરી નકલછે એવો તેની ઉપર પોતે દાખલો લખવો નહી અથવા એવી કોઇપણ નકલ મળવા બાબતની અરજી લેવી નહી અથવા અરજી ઉપરથી નકલ આપવી નહી.

૫. ૧ લી કાનુનમા કહેલા સાર્વજનિક દસ્તાવેજો શિવાય બીજા સાર્વજનિક દસ્તાવેજોની અથવા તેઓના ભાગોની દાખલાવાળી નકલો બાબત જે કોઇ માણુસ અરજી કરે અને તે નકલો બાબત આ કાનુનમા આગળ ઠરાવેલી ફી આપેતો તેને તે નકલો ઉપરની છેલ્લી કાનુન માંહેના વિશેષ ઠરાવને અનુસરીને આપવાનો અધિકાર તે દસ્તાવેજો જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારને છે પણ એવું ઠરાવ્યુ છે કે;

(અ) સદહૂ પ્રકારની કોઇપણ અરજી જે અમલદારને કરી હોય તેણે તે અરજીનો નીકાલ કરવામાં સરકારના તથા પોતે જે અમલદારના તાબામા હોય તે અમલદારના હુકમ પ્રમાણે ચાલવું જોઇએ, અને શકની બાબતમા તે અરજીનો નીકાલ કરવાની અગાઉ પોતાના પ્રત્યક્ષ ઉપરીને હુકમ થવાસારૂ લખી મોકલવું જોઇએ.

(બ) કોઇપણ સરકારી પત્ર વ્યવહારની અથવા સરકારી લા—આફીસરે* આપેલા અનુમતની અથવા જે કોઇ હુકમમાં અથવા ઠરાવમાં સદહૂ પ્રકારનું કાંઇ અનુમત હશે તે હુકમની અથવા ઠરાવની નકલ કલેકટરના તાબા માહેના કોઇપણ અમલદારે તે કલેકટરની અગાઉથી મંજુરી લીધા વગર અથવા કોઇપણ સર્વેના અમલદારે સર્વે કમીશનરની અગાઉથી મંજુરી લીધા વગર આપવી નહી.

(ક) જે કોઇપણ કાગળપત્ર અથવા નકશા સરકારના હુકમથી છાપ્યા હશે અથવા શિળા છાપથી છાપ્યા હશે અને પ્રસિદ્ધ કર્યા હશે તેની નકલ આપવી નહી.

(ડ) કોઇપણ દસ્તાવેજની નકલ આપવી એ જે બાબતમા સરકારને અપકારછે એ ખુલ્લુ હોય તે બાબતમાં તે દસ્તાવેજની નકલ આપવી નહી.

૬. આ કાનુનપ્રમાણે આપવાની દરએક દાખલાવાળી નકલ ઉપર અથવા ઉતારા ઉપર તે નકલ બાબત અથવા ઉતારા બાબત જે અમલદાર ફી લેશે તેણે હેઠળ લખેલા નમુના પ્રમાણે શેરો લખવો જોઇએ.—(એટલે)

---

* લા આફીસર એટલે કાયદાની બાબતમાં સરકારને સલાહ આપનારો કામદાર.

"આ દાખલાવાળી નકલ બાબત ફીના રૂ.—આના.—પોહોંચ્યા તારીખ સને ૧૮૮ .

સહી. "અ. બ."

૭. આ કાનુન મુજબ આપવાની સઘળી દાખલાવાળી નકલ ઉપર જે દાખલો લખવો તે ઇંડીઆના પુરાવા બાબતના આકટની ૭૬ મી§ કલમમા કહેલા નમુના પ્રમાણે હોવો જોઇએ.

## ૩ શોધ.

૮. જ્યારે કોઇ પણ સાર્વજનિક દસ્તાવેજ અથવા કોઇપણ સાર્વજનિક દસ્તાવેજનો ભાગ જોવાસારૂ અથવા તેની નકલસારૂ અરજી કરી હોય તથા જે દસ્તાવેજ જોઇતો હશે તેનો નંબર તારીખ તથા પ્રકારની તપશીલ તે અરજીમા સ્પષ્ટ લખી નહી હશે અથવા તે અરજીમા જે તપશીલ લખેલી હશે તે બરોબર નહી હશે અને તેથી તે દસ્તાવેજ જે અમલદારને સ્વાધીન હશે તે અમલદારને તે દસ્તાવેજ શોધી કાહાડવા સારૂ પોતાના દફતરમા શોધ કરવાની જરૂર પડશે ત્યારે તે શોધવા બાબત આ કાનુનમા આગળ કહેલા દરે ફી દસ્તાવેજ અથવા તેનો ભાગ જોવા બાબત અથવા તેની નકલ બાબત અરજી કરી હશે તે દસ્તાવેજ સદહૂ અમલદારે તપાસ્યા પછી તે દસ્તાવેજ તેને જોવા દીધો નહી હોય અથવા નકલ આપી ન હોય તોયપણ, તે અરજદારે આપવી જોઇએ પણ એવું ઠરાવ્યું છે કે ગામના અમલદારે સદહૂ પ્રકારની કાંઇ ફી લેવી નહી.

## ૪ ફી.

૯. આ કાનુન મુજબ હેઠળ લખેલી ફી રોકડી લેવી જોઇએ. (એટલે)

| | |
|---|---|
| ૧. ગામના અમલદાર શિવાય બીજા કોઇપણ અમલદારે ૧ લી કાનુન પ્રમાણે કરવા દીધેલી દર એક તપાસ બદલ | ૮ આના. |
| ૨. આ કોષ્ટકની ૩ જી કલમમાં ન આવનારા સાર્વજનિક દસ્તાવેજની દરએક દાખલાવાળી નકલ બદલ | |
| (અ) અસલ દસ્તાવેજ અંગ્રેજીમાં હશે તો દર ૧૦૦ શબ્દે અથવા ૧૦૦ શબ્દોના અંશે— | ૨ આના. |
| (બ) અસલ દસ્તાવેજ દેશી ભાષામાં હશે તો દર ૧૦૦ શબ્દે અથવા ૧૦૦ શબ્દોનાં અંશે— | ૧½ આના. |
| (ક) અસલ દસ્તાવેજ તકતા પ્રમાણે લખેલા હોય તો પછી તે અંગ્રેજીમા હોય કે દેશી ભાષામા હોય | (અ) તથા (બ) રકમમા, અનુક્રમે લખેલા દરની બમણી. |

§ સદરહુ કલમ પ્રમાણે નકલ આપનારા કામદારોએ તે ઉપર "ખરી નકલ" એવો શેરો લખી તારીખ નાંખી પોતાની સહી કરવી જોઇએ.

| | |
|---|---|
| ૩. દુમાલા પત્રકમાથી મુંબઇના જમીન મેહેસૂલના કાયદાની ૫૩ મી કલમ મુજબ આપેલા દરએક દાખલાવાળા ઊતારા બદ્દલ | દુમાલા અથવા મેહેસૂલની રકમના દર રૂપીએ ૧ આનો. ખોવાઇ ગએલી અથવા નાશ થએલી સણુદ સન ૧૮૬૮ ના આકટ ૪ પ્રમાણે અથવા લ્યાંડરેવીન્યુકોડની કલમ ૧૩૩ પ્રમાણે આપવામાં આવી હોય તો (જો તેને કલમ ૧૩૨ ના પારેગ્રાફ ૨ પ્રમાણે માફી મળી નહી હોત તો) કલમ ૧૩૨ પ્રમાણે જે રકમ લેવાની થાત તેની નીમે કીમત લેવી.* પણ કોઇપણ બાબતમા તે ફી ૧૦ રૂપીઆથી વધારે હોવી નહી જોઇએ અથવા આઠ આનાથી ઓછી હોવી નહી જોઇએ. |
| ૪. સર્વે નંબરના અથવા સર્વે નંબરના હિસાબમાં દાખલ થએલા હિસ્સાના અથવા ખેતરના નકશાની અથવા સાધારણ (વગર રંગેલા) નકશાની અથવા કોઇપણ સ્થાવર મિલકતના નકશાની દરએક દાખલાવાળી નકલ બદ્દલ. | ૧ રૂપીઓ. |
| ૫. આ કોષ્ટકની (૪) થી કલમમા ન આવનારા નકશાની અથવા નકશાના કોઇ પણ ભાગની દરએક દાખલાવાળી નકલ બદ્દલ. | જે અમલદાર તે નકલ ઊપર દાખલો લખી આપશે તે, અમલદાર પંદર રૂપીઆ કરતા વધારે નહી હોય અને એક રૂપીઆ કરતા ઓછી નહી હોય એવીજે ફી ઠરાવશે તે ફી: પણ એવું ઠરાવ્યુંછે કે ૫ રૂપીઆ કરતા વધારે કાંઇપણ ફી કલેકટરના તાબા માહેના કોઇ પણ અમલદારે કલેકટરની પરવાનગી વગર તથા સર્વે અમલદારે સર્વે કમીશનરની પરવાનગી વગર લેવી નહી. |
| ૬. ગામના અમલદાર શિવાય બીજા કોઇપણ અમલદારે કરેલા દરએક શોધ બદ્દલ | જે જે વરસના દફતરો શોધવામા આવે તે દરએક વરસ બદ્દલી એક રૂપીઓ. |

**૧૦.** પાછલા કોષ્ટક પ્રમાણે આપવાની દરએક ફી અગાઉ આપવી જોઇએ.

**૧૧.** આ પ્રમાણે પોંહોંચેલી સઘળી ફીની રકમ જે આફીસરને સ્વાધીન દફતરો હશે તે આફીસરે આ કારણ સારૂ એક જુદી બુક રાખીને તેમા દાખલ કરવી જોઇએ, અને

---

* **ટીપ.**—સ. ઠ. નંબર ૩૪૧૦ તા૦ ૨ મે સને ૧૮૮૩ પ્રમાણે.

ડુ ડુ સરકારને ઠરાવ નંબર ૩૪૧૦ તા૦ ૨ મે શને ૧૮૮૩ ના ૧લો પ્યારેગ્રાફ રદ કરવામાં આવ્યોછે કારણકે શણદોની નકલો આપવા વિશે કાયદામાં કંઇ ઠરાવ નથી: પરંતુ મુંબઇ સરકારી ગ્યાઝેટ ભાગ ૧લા ને ૩૩૩ મે પાને તા૦ ૩ મે સને ૧૮૮૩ ને રોજ છપાએલું જાહેરનામું નંબર ૩૪૧૦ એ શને ૧૮૬૮ ના ૪ થા આકટ પ્રમાણે તથા જમીન મેહેસૂલના કાયદાની ૧૩૩ કલમ પ્રમાણે આપેલી શણદોના રજીસ્ટરમાંથી આપવાના ઉતારા માટે ઠરાવેલી વિશેષ ફી લેવા બદલનું છે. અને એવો ઇરાદો છે કે તે જાહેરનામાનો અમલ જારી રાખવો. (સરકારનો ઠરાવ નંબર ૬૩૦૭ તા૦ ૨૫ મી આગષ્ટ ૧૮૮૩.)

નંબર ૩૩૫૬ તારીખ ૧૧ મીં નોવેંબર સને ૧૮૭૪ ના ફીન્યાનશીઆલ ડીપારટમેંટ માના સરકારના ઠરાવ મુજબ, અથવા હવે પછી સરકારનો બીજો કોઇ હુકમ થશે તે મુજબ શેકશન રાઇટરોને દાખલાવાળી નકલોની તથા ઉતારાની બાબતમા, આપેલી રકમ સદરૂ રકમમાંથી બાદ કરીને બાકી રેહેશે તે દર મહીનાની આખેરી અગાઉ છેક નજીકની સરકારી ટ્રેજરીમા મોકલવી જોઇએ.

## ૫ પરચુરણ.

**૧૨.** ગામના અમલદારને ૧ લી કાનુન પ્રમાણે કરવાની અરજી ખારેજ કરીને આ કાનુન મુજબ કરવાની બીજી દરએક અરજી લખીને કરવી જોઇયે.

**૧૩.** સદરૂ પ્રકારની દરએક અરજી જે અમલદારને આપી હશે તે અમલદારે તેની ઊપર નંબર નાંખીને તે ફાઇલ કરવી જોઇએ અને તેની ઊપર જે તારીખે તે પોંહોંચી તે તારીખ, તે અરજી આપતી વખતે અથવા આગળ કોઇપણ વખતે ફી પોંહોંચી હોય તો તેની રકમ તથા જે તારીખે તથા જે રીતે તે અરજીનો નીકાલ કર્યો હોય તે તારીખ તથા તે રીત એણી વીગતે શેરો લખવો અને તેની ઉપર પોતાની સહી કરવી જોઇએ.

**૧૪.** સને ૧૮૭૭ ના હિંદુસ્થાનના નોંધવાના આકટની ૯૦ મી તથા ૯૧ મી કલમ મુજબ, અથવા સને ૧૮૭૯ ના મુંબઇના જમીન મેહેસૂલના કાયદાની ૨૧૩ મી કલમ મુજબ અથવા જે બીજા કાયદા પ્રમાણે (દસ્તાવેજ) જોવાનો હક્ક કોઇ માણસને આપ્યો હશે તે કાયદા મુજબ કરેલી કોઇ અરજી હશે તેનો વિચાર કરવાનો હક્કછે માટે તે અરજી કબુલ કરવાની અગાઉ હેઠળ લખેલી વાતો તરફ વિશેષ લક્ષ આપવું જોઇએ, એટલે જે સાર્વજનિક દસ્તાવેજ બાબત તે અરજી કરી હશે તે સાર્વજનિક દસ્તાવેજ જે કાયદાના આધાર ઉપરથી તે કરી હશે તે કાયદો લાગૂછે એવો દસ્તાવેજ છે કે નહી, એ વાત ઉપર અને દસ્તાવેજ જોવાનો હક્ક હોય એવું માણસ અરજદાર છે કે નહી એ વાત ઊપર (અને એટલા માટે ઇંડીઆના પુરાવાના આકટની ૭૬ મી કલમ મુજબ તેને નકલ જોઇતી હશે તો, તેને નકલ મલવાનો હક્ક છે એવું માણસ છે કે નહી એ વાત ઉપર) વિશેષ લક્ષ આપવું જોઇએ.

**૧૫.** આ કાનુન માહેના કોઇપિણ ઠરાવ ઊપરથી સ્ટાંપ આકટના અથવા કોર્ટ ફી ન આકટના કોઇ પણ ઠરાવને બાધ આવે છે એમ સમજવું નહીં. કોઇપિણ અરજી બદ્દલ, અથવા આ કાનુન પ્રમાણે કરેલી અથવા આપેલી નકલ બદ્દલ અથવા ઉતારા બદ્દલ જે સ્ટાંપ ડુટી અથવા કોરટ ફી લેવાનો અધિકાર હશે તે સ્ટાંપ ડયુટી અથવા કોરટ ફી ૯ મી કાનુંનમાં કહેલી ફી શિવાય વળી બીજી છે એમ સમજવું. અને સદરૂપ્રકારની દરએક અરજી બાબત, નકલ બાબત અથવા ઉતારા બાબત સ્ટાંપ આકટમા તથા કોરટ ફીના આકટમાં કહેલું સઘળું યોગ્ય રીતે કરવામાં આવે એ વાત ઊપર લક્ષ આપવું જોઇએ.

**૧૬.** આ કાનુન માહેના "સાર્વજનિક દસ્તાવેજ" શબ્દોનો અર્થ સન ૧૮૭૨ ના ઇંડીઆના પુરાવાના ૧ લા આકટમા (તે આકટની ૭૪ મી કલમ જુઓ) જે અર્થ કર્યો છે તેજ અર્થ સમજવો.

**૧૭.** આ કાનુન માહેનો કોઇપણ ઠરાવ મુંબઇ શેહેરને અથવા કોઇપિણ દીવાની અથવા ફોજદારી કોરટને લાગૂ છે એમ સમજવું નહી.

| | |
|---|---|
| **ટીપ—પબલીક હાલીડે વિશે સમજુત.** | (પબલીક હાલીડે એટલે જે દીવશે સરકારી કચેરીમા રજા હોય છે તે દીવસ. |
| સેકશન રાઇટર … … … … | સેકશન રાઇટર એટલે નકલ કરનારા ફી કારકુન. |

[મુંબઇના શને ૧૮૭૯ ના ૫મા કાયદાની કલમ ૧૯૮ ના ઠરાવ અન્વયેસંક્ષેપ અથવા પદ્ધતીવાર કરેલી તપાશમાં કરેલા હુકમો અને ઠરાવોની નકલો કરવા બદ્દલ તથા ભાષાંતર કરવા બદ્દલ ફી લેવાનો દર :—]

## નકલ કરવાની ફી.

| | |
|---|---|
| ઇંગ્રેજી નકલ સારૂ … … | …૧૦૦ શબ્દે ૧ $\frac{1}{2}$ આનો. |
| ગુજરાતી નકલ સારૂ … … | …૧૦૦ શબ્દે ૧ આનો. |
| અસલ દસ્તાવેજ કોષ્ટકવાળો તકતો હોયતો તે ઇંગ્રેજી હોય કે ગુજરાતી હોય તોપણ. | સાદી નકલના દરથી બમણી ફી. |
| મુકાબલો કરવા બદ્દલ તથા તપાશણી બદ્દલ… | ૧૦૦ શબ્દે $\frac{1}{2}$ આનો. |

## ભાષાંતરની ફી.

| | |
|---|---|
| પેહેલા ૧૦૦ શબ્દે … … | …આઠ આના. |
| પછીના દર સો શબ્દે અથવા સો શબ્દોના ભાગે. | ચાર આના. |

## ટિકા.—નકલ તપાશણીની તથા મુકાબલ કર્યા બદ્દલની ફી સરકારમાં જમા કરવા બાબત.

નકલ તપાશવાનુ અને મુકાબલ કરવાનુ કામ એસ્ટાબ્લીસમેન્ટનું (એટલે હાફીશના કારકુનો રાઇટરોનુ) છે માટે તે બદ્દલની ફી આવે તે સરકારમાં જમા કરવી જોઇએ. તોપણુ તરજુમો કર્યા બદ્દલની ફી આવે તેમાંથી $\frac{1}{4}$ સરકારમાં જમા કરીને બાકીની તરજુમો કરનારને આપવી જોઈએ. સરકારના ઠરાવ નંબર ૧૦૭૬ તા૦ ૨૮ માર્ચ સને ૧૮૭૯ ફીન્યાનસીયલ ડીપાર્ટમેન્ટ મુજબ નકલ કરવાની ફી આપવા બદ્દલ જે રીત કહેલી છે તેજ રીત પ્રમાણે હાફીસના વખત સિવાય બીજા વખતમાં કોઇ કલાર્ક કોઇ ખાનગી માણસને સારૂ તરજુમો કરી આપે તો તે બદ્દલની ફી તેને આપવાને કંઈહરકત નથી. તોપણુ જો એવા તરજુમાં હાફીસના વખતમાં તપાસવાને બસ હોય તેટલું એસ્ટાબ્લીશમેન્ટ હોય તો બધી ફી સરકારમાં જમા કરવી જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૩૧૦૧ તા૦ ૨૦ એપ્રેલ શને ૧૮૮૩.)

## સરકારી નોકર ન હોય તેવા નકલ કરનારને ફી આપવા બદ્દલ.

**૨.** ફકત નકલો કરનારા અને ડ્રાફ્ટ્સમન લોકો જે સરકારી નોકર નથી એવા લોકોએ નકશા તથા પલાનની નકલો કરી હોય તે બદલ જમીનમેહેસૂલના કાયદાની કલમ ૨૧૩ ઉપર થએલી રૂલ પૈકી રૂલ ૯ માં ફી લેવાનું ઠરાવ્યું છે તે રકમના $\frac{3}{4}$ થી તે પુરેપુરી રકમસુધી તે લોકોને આપવા વિશેની સૂચના સરકારે મંજુર રાખીછે. (ઠરાવ નંબર ૭૬૬૯ તા૦ ૨૬ શપટેંબર સને ૧૮૮૪.)

## ઊપરનો ઠરાવ તલાટીઓને લાગૂ નથી.

**૩.** તલાટી (પગારી હોય કે વતનદાર હોય તોપણ) ઊપરના ઠરાંવના કારણો સારૂ સરકારી નોકર નથી. નકશા વિગેરેની નકલ કરવા બદ્દલ તેને ફી લેવાની પરવાનગી છે. (સરકારનો ઠરાવ નંબર ૪૧૦૬ તા૦ ૨૧ મે શને ૧૮૮૫.)

## સરકારી દસ્તાવેજોની દાખલાવાળી નકલો તપાસવા બદ્દલ તથા મુકાબલ કરવા બદ્દલ ફી

**૪.** જે કાગળોની નકલો ઊપર ખરાપણાનો શેરો લખી આપવાનો છે તેની રજુ વાત તથા તપાસણી સરકારી નોકરોએ કરવી જોઇએ; ને તેઓ સદહૂ કામ બાબત ફી મળવાને હક્કદાર નથી તેથી સરકારના નંબર ૭૩૬૮ તા૦ ૬ ડીસેંબર સને ૧૮૮૧ ના જાહેર-નામામાં છપાએલી કલમાં જે રકમ લેવી ઠરાવી છે તે પૈકી એવું કામ કરવા બદ્દલ કેટલી રકમ આપવી તે ઠરાવવાની જરૂર નથી. (સરકારનો ઠરાવ નંબર ૧૯૩૫ તા૦ ૬ માર્ચ સને ૧૮૮૫.)

# જાહેરનામું.

## રેવેન્યુ ડિપાર્ટમેંટ.

મુકામ જજિરે મુંબઈ, તારીખ ૬ ઠી ડિસેંબર સન ૧૮૮૧.

**નંબર ૭૩૬૮.**—સન ૧૮૭૯ના જમીનમેહેસૂલના કાયદાની ૨૧૪મી કલમઉપરથી આપેલો અધિકાર ચલાવીને, અને હેઠળ લખેલી કાનુન કરવાબાબતનો અખત્યાર આપનારો સઘળો બીજો અધિકાર ચલાવીને આલીજા ગવર્નર ઇન કૌંસિલે હેઠળ લખેલી (સામાન્ય) કાનુન તથા હુકમ, તેબાબતની અગાઉના સઘળી વિદ્યમાન કાનુન તથા હુકમ રદ કરીને, કર્યા છે. તે કાનુંન તથા હુકમ હેઠળ લખ્યાપ્રમાણે છે:—

## ૧ લું.—પ્રથમ નિયમો.

**૧.** આ કાનુનમાં તથા હુકમમાં,—

(અ) સદહૂ કાયદામાં વ્યાખ્યા કરેલા શબ્દોનો તથા સંજ્ઞાનો તે કાયદામાં જે જે અર્થ કર્યો છે તે તે અર્થ છે એમ સમજવું;

(બ) "બાબ" એટલે સદહૂ કાયદાનો બાબ એમ સમજવું.

## ૨ જુ.—મુલકી અમલદારોએ તારણ આપવું.

[સન ૧૮૭૯ના જમીનમેહેસૂલના કાયદાની કલમ ૨૩ મી તથા ૨૧૪ (એ).]

**૨.** હેઠળ લખેલા મુલકીઅમલદારોએ, તેઓના નામની સામે લખેલી રકમોનું, હુદ્દા ઉપર રજુ થવાની અગાઉ, તારણ આપવું જોઇએ*:—

* સરકારી કામદારોના તાબામાં તેમના કામના નાતાથી આવેલી મિલકતનો યોગ્ય હિસાબ આપવાસારૂ તે કામદારોએ તથા તેમના જામીનોએ કરી આપેલા ખતને સ્ટાંપ ડયુટીની માફી છે. (મુંબઈ ગવરનમેંટ ગ્યાઝીટ તા૦ ૮ સપટંબર સને ૧૮૮૧ ભાગ ૧ નું પાનું ૪૯૩ જુઓ.)

| | રૂપિયા. |
|---|---|
| હેડ અકૌંટંટ. ... ... ... ... ... ... } | ૫,૦૦૦ |
| મામલતદાર. ... ... ... ... ... ... } | |
| મામલતદારના અવલ કારકુન. ... ... ... ... | ૧,૦૦૦ |
| એજન ———— દુયમ કારકુન. ... ... ... ... | ૫૦૦ |
| ટ્રેઝરી સ્વાધીન હોય તેવો માહાલકરી ... ... ... ... | ૧,૫૦૦ |
| એજન ———— નો અવલ કારકુન ... ... ... ... | ૫૦૦ |
| ટ્રેઝરી સ્વાધીન ન હોય તેવા મહાલકરી ... ... ... | ૫૦૦ |
| પુનાનો ટ્રેઝરર ... ... ... ... ... ... | ૮૦,૦૦૦ |
| કાનડા તથા રત્નાગિરીના ટ્રેઝરર ... ... ... ... | ૨૦,૦૦૦ |
| બીજા સઘળા ટ્રેઝરર ... ... ... ... ... | ૪૦,૦૦૦ |
| કાનડા તથા રત્નાગિરીના ટ્રેઝરરના અવલ કારકુન ... ... ... | ૧,૦૦૦ |
| ટ્રેઝરરોના બીજા સઘળા અવલ કારકુન ... ... ... ... | ૨,૦૦૦ |
| પુનાના ટ્રેઝરરના દુયમ કારકુન ... ... ... ... | ૨,૦૦૦ |
| ઉપરના કારકુનો શિવાય બીજા કારકુન, જેમને હજુર અથવા મામલતદાર કચેરીઓમાં શરાફનાં કામઉપર લગાડયા હશે તે ... ... | ૧,૦૦૦ |
| એજન—એજન—મહાલકરીઓની કચેરીઓમાં એજન ... ... | ૫૦૦ |
| સદહૂ કાયદાની ૧૬મી કલમપ્રમાણે પગારદાર પટેલ અથવા તલાટી જેનું વાર્ષિક વેતન ૫૦ રૂપિયા કર્તાં વધારે હોય તેવા પગારદાર પટેલ અથવા તલાટી. | ૨૦૦, અથવા એવા અમલદારના એક વરસનાં વેતનની રકમ, આ બેમાંથી જે રકમ ઓછી હોય તે. |

૩. જે અમલદારે તારણ આપવું જોઇએ તેણે, પોતાનાં તારણની રકમબદલ તેની મરજીમાં આવે તો સરકારી વ્યાજની નોટ અનામત મુકવી અથવા તે બાબત ખત લખી આપવું.

જો તે ખત લખી આપે તો તેણે, તારણની રકમ ૧,૦૦૦ રૂપિયા કર્તાં વધારે ન હોય તો તેની મરજીમાં આવે તેપ્રમાણે એક અથવા વધારે જામીન આપવા, અને, જો તારણની રકમ ૧,૦૦૦ રૂપિયા કર્તાં વધારે હોય તો જામીન બે કર્તાં ઓછા નહીં જોઇયે.

## ટિકા.—ખત લખી આપવા વિશે ઠરાવ.

(૧.) આ કાનુન પ્રમાણે જ્યારે સરકારી વ્યાજની નોટ અનામત રાખવામાં આવે ત્યારે સરકારના ઠરાવ નંબર ૩૭૩૯ તા૦ ૨ અકટોબર સને ૧૮૭૯ મા ફરમાવેલા નમુના પ્રમાણે ખત લખી આપવું જોઇએ. પણ તે શિવાય બીજી બાબતમાં ખત લખી આપવાનુ હોય તો તે કલમ ૨૩ મા ફરમાવેલા નમુના પ્રમાણેજ કરી આપવુ જોઇએ. (સ. ઠ. નંબર ૪૪૮૬ તા૦ ૨૨ નવેંબર સને ૧૮૮૨.)

(૨.) હવે પછી દરએક કામમાં સરકારી વ્યાજની નોટ અનામત રાખવાને બદલે ખત લખી આપવાની કોઇની મરજી હશે તો તેને તે પ્રમાણે કરવા સરકારની ખસુસ મંજુરી જોઇએ. (સ. ઠ. નંબર ૮૨૯ તા૦ ૨૮ ફેબ્રુઆરી સને ૧૮૮૩.)

(૩.) તાબા માહેના જે મુલકી અમલદારના તાબામાં સરકારી પૈસા સોંપેલા હોય તેઓએ તેમની મરજીમા આવે તો સરકારી વ્યાજની નોટ અનામત રાખવી અથવા સ્યાંડરેવીનુકોડના પરિશિષ્ટ "બ" ના નમુના પ્રમાણે ખત લખી આપવું. (સ. ઠ. નંબર ૩૦૩૧ તા૦ ૧૭ આગસ્ટ સન ૧૮૮૩.)

૪. તારણ આપવું જોઇયે એવો કોઇપણ અમલદાર જે કચેરીમાં ચાકરી કરતો હશે તે કચેરીના મુખ્યને, જે તારણ અવશ્ય છે તે બરોબર આપ્યું છે કે નહીં એ અને તે પ્રથમ આપ્યું હશે તે વખતે તે સારૂ તથા પુરતું છે કે નહીં એ જોવા બાબત અને ત્યારપછી પણ સદરૂ અમલદાર તે કચેરી છોડે ત્યાંહાંસુધી અથવા તારણની જરૂર ન હોય તેવી જગ્યાએ તેની બદલી થાય ત્યાંહાંસુધી તે સારૂ તથા પુરતું છે કે નહીં એ જોવા બાબત જવાબદાર ગણવામાં આવશે.

આ કારણસારૂ કચેરીના મુખ્યે જ્યારે તારણ પ્રથમ આપવા કાહાડયું હશે ત્યારે અને તે કબુલ કર્યા પછી પણ વરસમાં એક વખત સભાળથી બારીકીથી એ બાબત ચોકશી કરવી જોઇએ, અને તે પુરતુ છે કે કેમ એ બાબત પોતાની ખાત્રી કરી લેવી જોઇએ, અને જો સદરૂ મુખ્યોને તે પુરતું ન લાગે તો જે અમલદારનો સબધ હોય તે અમલદારને બીજું વધારે અથવા નવું તારણ આપવાનું ફરમાવવું જોઇયે.

ઘણા અમલદારોની વતી એકજ માણસને જામીન ન લેવાબબાત ધ્યાનમાં રાખવું જોઇયે, પછી સદરૂ અમલદાર એકજ કચેરી અથવા ખાતાના હોય કે જુદી જુદી કચેરી અથવા ખાતાના હોય.

૫. કલેકટરે પોતાના તાબામાંહેની કચેરીઓના સઘળા મુખ્યોની પાસેથી તારણનાં પુરતાંપણા બાબતનું પત્રક મગાવીને તેના જેવુંજ એક પુરવણી અ નમુનાનું તપસીલ પત્રક, પોતાના જિલ્હામાહેના જે અમલદારે તારણ આપવું જોઇયે એવું બીજી કાનુન-ઉપરથી ઠરાવ્યું છે એવા દરએક અમલદારે આપેલું તારણ પુરતુ છે કે કેમ એ બાબત મુખ્યોએ કરેલી ચોકશીનું પરિણામ શું થયું તે સદર્હુ તપસીલ પત્રકમાં લખીને, દર વરશે જુન મહિનાની ૩૦ મી તારિખે અથવા તે તારિખની અગાઉ કમિશનરને મોકલવું જોઇયે.

૬. કોઇપણ જામીન જે રકમ આપવાને પાત્ર થયો હોય તે રકમ અથવા તેનો કાંઇપણ ભાગ વસૂલ કરવાસારૂ તેની ઉપર જમીન મેહેસૂલના કાયદાની ૧૮૭ મી કલમ પ્રમાણે કામ ચલાવ્યું હશે તો સદર્હુ જામીનની કાંઇપણ માલ મિલકતનું વેચાણ સરૂ કરવાની અગાઉ કમિશનરને રિપોર્ટ કરવો જોઇયે.

## ૩.—જૂ. જે જમીન વગેરે સરકાર મિલકત હશે તેની વ્યવસ્થા કરવી

[કલમ ૩૭, ૬૨ અને ૨૧૪ (એ).]

૭. જે જમીન અને તેમાંના અથવા તેનીઉપરના અથવા તે સંબંધી જે સઘળા હક સરકારી માલમિલકત હશે તે જમીનની તથા તે સઘળા હકની વ્યવસ્થા હેઠળ લખેલી કાનુનમાં ઠરાવેલી કોઇપણ રીતે કરવાનો અધિકાર કલેકટરને છે; પણ સરકારની સ્પષ્ટ

મંજુરી અગાઉથી લીધાવગર બીજી કોઇપણ રીતે સદરહુ પ્રકારની વ્યવસ્થા કરવાને તેને અધિકાર નથી.

## (૧.) રેલવે કંપનીને અથવા સ્ટેટ રેલવેને જમીન પ્રાપ્ત કરી આપવી.

૮. કાયમને વાસ્તે કે થોડા મુદ્દતને વાસ્તે રેલવે કંપનીઓને અથવા સ્ટેટ રેલવેઓને જમીન પ્રાપ્ત કરી આપવી તેનું નિયમન, હિંદુસ્તાન સરકારની તરફથી તથા મુંબઇના ગવર્નર ઇન કૌંસિલની તરફથી જે હુકમ વખત વખતે તે સારૂ કરવામાં આવે તે હુકમ ધોરણે કરવું જોઇયે.

## (૨) દુમાલા.

૯. મુંબઇના ગવર્નર ઇન કૌંસિલને અગાઉથી મંજુરી લઇને ભોગવટામાં ન હોય તેવી પડતર જમીનના દસ એકરનાં કરતાં વધારે વિસ્તારના નહીં હોય તેવા ન્હાના ન્હાના કડકા ઇમારતસારૂ અથવા બાગસારૂ જોઇતા હશે તેવા શિવાય, હિંદુસ્તાન સરકારની અગાઉથી મંજુરી લીધાવગર કોઇપણ જમીન મેહેસૂલની કાયમ માફીથી વેચવી નહીં; અને તે પ્રમાણેજ, આ કાનુનોમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે ખારેજ કરીને બીજી કોઇપણ પ્રકારની કોઇપણ જમીન, મુંબઇના ગવર્નર ઇન કૌંસિલની મંજુરી લીધાવગર મેહેસૂલ માફીથી કોઇપણ મુદ્દતસારૂ વેચવી નહીં.*

૧૦. ધર્મસંબંધી અથવા દાનધર્મસંબંધી ખાતાંસારૂ અથવા ઇમારતસારૂ અથવા સંસ્થાનસારૂ દરએક બાબતમાં પા એકરના કરતાં વધારે વિસ્તારની નહીં હોય એવી જમીન કમિશનરની અગાઉથી મંજુરી લઇને આપવાનો અધિકાર કલેકટરને છે; પણ ધારાની માફી મળવી તે પુરતાં કારણો બતાવવામાં આવશે તોજ માત્ર મળશે, હમેશાં મળવીજ જોઇયે એમ નથી. રેલવે સ્ટેશનની પાસે ધરમશાળાસારૂ મેહેસૂલ-માફીથી જમીન જોઇતી હશે તો તે, સદરહુ ધરમશાળા બાંધી એટલે તે લોકલફંડ કમિટીને સ્વાધીન કરવાની હશે તોજ માત્ર આપવામાં આવશે.

૧૧. પાછલી કાનુનપ્રમાણે આપેલી કોઇપણ જમીનનો ગેરઉપયોગ કરવામાં ન આવે એટલામાટે જેને જમીન આપી હશે તેને કલેકટરે, બ પુરવણીમાં કહેલા નમુનાપૈકી એક નમુનાની સનદ આપવી જોઇયે. પાછલી કાનુનમાં કહેલું નહીં હોય તેવા કોઇ કારણસારૂ, જો સરકારની મંજુરી લઇને મેહેસૂલ-માફીથી જમીન આપી હશે ત્યારે કલેકટરે આપવાની સનદનો નમુનો સરકારતરફથી ખાસ ઠરાવી આપવામાં આવશે.

આ કાનુનપ્રમાણે આપેલી દરએક સનદ, ૫૭ મી કાનુનમાં કહેલાં પત્રકમાં નોંધવી જોઇયે.

સદરહુ પ્રકારની સનદોનો શરતબાહાર વહિવટ ન કરવા દેવાબાબત અથવા ઉડાવવા ન દેવાબાબત કલેકટરે તથા તેના તાબામાંના સઘળા મુલકી અમલદારોએ યોગ્ય સાવધગિરી રાખવી જોઇયે.†

---

* ઇંડિઆ સરકારના હુકમ ઉપરથી જમીનમેહેસૂલ ભરવાની છુટકા આપવાની મનાઇ છે. (સ. ઠ. નંબર ૬૪૩૨ તારીખ ૧૮ ડીસેંબર સને ૧૮ ૬-)

† ધારવાડ જીલ્હામાં સેત સનદી નોકરોને જમીન આપવા બાબત કાનુન ૧૧ (અ) પછીલી છે. પણ તે ગુજરાતને લાગુ નથી માટે અહીંઆ દાખલ કરેલી નથી.

**૧૨.** સરકારની અગાઊથી મંજુરી લીધાવગર કોઇપણ જમીન મ્યુનિસિપાલિટીને અથવા લોકલફંડ કમિટીને મેહેસૂલ માફીથી આપવી નહી અને સરકારી કોઇપણ જમીન માંહેના અથવા જમીનઊપરના અથવા જમીનસંબંધી હક્ક સરકારની અગાઉથી મન્જુરી લીધાવગર મ્યુનિસિપ્યાલીટીએ અથવા લોકલફંડ કમિટીએ ચલાવવા નહીં. જ્યારે આ પ્રમાણે કોઇપણ જમીન આપવાની અથવા એવો કોઇપણ હક ચલાવવાની સરકારે મન્જુરી આપી હોય ત્યારે સદર્હુ જમીન અથવા સદર્હુ હક દરએક બાબતમા જે શરતો કરવાનું સરકારને યોગ્ય લાગશે તે શરતોને પાત્ર રાખવામાં આવશે.

પણ બીજા માણસોને જે શરતે ખાતાં આપવામાં આવે છે તેજ શરતે મ્યુનિસિપ્યાલિટીને અથવા લોકલફંડ કમિટીને ખાતાં આપવાની આ કાનુનના કોઇપણ ઠરાવઉપરથી મના કરી છે એવું સમજવું નહીં.

## ટિકા.—"પ્રાવીનસીઅલ" અથવા "લોકલફંડ" ના રસ્તાના કામમાં જમીન લેવા બાબત.

(૧.) જ્યારે જમીન લીધા બદલ સરકારથી કાંપેનસેશન આપવું પડતુ નહી હોય એવી બાબતમાં "પ્રાવીનસીઅલ" અથવા "લોકલફંડ" રસ્તાસારૂ જમીન ઉપયોગમાં લેવાની મંજુરી આપવાનો અધિકાર ભાગના કમીશનરને આપેલો છે. (સ. ઠ. નંબર ૬૮૮૪ તા૦ ૪ અકટોબર સન ૧૮૮૨.)

(૨.) વળી સરકારી આકારવાળી જમીન બીજા કોઇ સાર્વજનિક કામમાં વાપરવા સારૂ મંજુરી આપવાનો અધિકાર પણ કમીશનરને છે. પણ એવુ ઠરાવ્યું છે કે એ પ્રમાણે વાપરેલી જમીનનો દર વરસે આપવાનો આકાર ૫ રૂપીઆથી વધારે નહી હોવો જોઇએ. અને વળી આ પ્રમાણે કેટલા કામમાં મંજુરીઓ આપવામાં આવેલી છે તે તથા પ્રત્યેક કામમાં જમીનનુ ક્ષેત્રફળ તથા આકાર કેટલો હતો તથા તે કીયા કામમાં વાપરવામાં આવી છે તેના ખુલાસાનુ પત્રક દર છ મહીને સરકારમાં મોકલવું જોઇએ. (સ. ઠ. નંબર ૮૫૫૮ તા૦ ૬ ડીસંબર સને ૧૮૮૨.)

(૩.) સરકાર ઠરાવ નંબર ૬૮૮૪ તા૦ ૪ અકટોબર ૧૮૮૨ ઉપરથી કમીશનરને જે અધિકાર આપવામાં આવેલો છે તે અધિકાર પ્રમાણે આકારવાળી જમીન સાર્વજનિક કામમાં વાપરવા મંજુરી આપતી વખત તેઓએ એવી ખાતરી કરી લેવી જોઇએ કે સદર્હુ જમીન આપ્યાવગર ચાલે એમ નથી, તથા જે કામસારૂ તે આપવાની છે તે કામ એવા સર્વજનીક મહત્વનુ છે કે સદર્હુ જમીન આપવાથી જે જમીન મેહસૂલનુ નુકસાન થશે તે ગેરવ્યાજબી થયુ એમ ગણાસે નહી. (સ. ઠ. નંબર ૩૬૨૧ તા૦ ૧૨ મે સને ૧૮૮૩.)

(૪.) "લ્યાંડ આકવીઝીશન" આકટ (સન ૧૮૭૦ નાં ૧૦) ના ઠરાવ પ્રમાણે જયારે કોઇ કંપની અથવા મ્યુનિસિપ્યાલિટી સારૂ જમીન લીધેલી હોય ત્યારે તે કંપની અથવા મ્યુનિસિપ્યાલિટી સદર્હુ જમીનનુ મેહસૂલ આપવા બદલ જબાબદાર છે. પણ સદર્હુ મ્યુનિસિપ્યાલિટી અથવા કંપનીને સદર મેહસૂલ બદલ તડજોડ કરવા દેવી. (સ. ઠ. નંબર ૪૩૯૦ તા૦ ૨ જુન સને ૧૮૮૪.)

**૧૩.** મ્યુનિસિપ્યાલિટીની હદની અંદરની સાર્વજનિક જગા, મુંબઇના ડિસ્ટ્રિકટ મ્યુનિસિપલ આકટની ૧૭ મી કલમની (૫) રકમ મુજબ મ્યુનિસિપ્યાલિટીની છે. પરંતુ

જે ઘરનાં ગભાણ તથા જમીનના ખુલ્લા કડકા સાર્વજનિક ઉપયોગસારૂ આપેલા નહીં હોય અને જે મ્યુનિસિપ્યાલિટીને પ્રાપ્ત કરી આપેલા નહીં હશે તો સરકારનાજ છે તે ઘરનાં ગભાણ તથા તે ખુલ્લી જમીનના કડકા સદહૂપ્રકારની સાર્વજનિક જગાથી જુદા છે એ ધ્યાનમાં રાખવું જોઇયે.

દૃષ્ટાંત કે જે ગલીની અથવા રસ્તાની પોહોળાઇ સઘળે ઠેકાણે એકસરખી નહીં હોય એવા પ્રકારની કોઇ ઠેકાણે પોહોળી કોઇ ઠેકાણે સાંકડી ગલીમાં અથવા રસ્તામાં, ઘરની અથવા માર્ગની દરમિયાન જમીનના જે ન્હાના ન્હાના કડકા હશે તે મ્યુનિસિપ્યાલિટીની માલમિલકત છે એમ સમજવું, પણ ઘરોની દરમિયાન જે ઘરનાં ગભાણ હશે તે જો કેઆડ ભરી લીધેલાં નહીં હોય તોયપણ તે મ્યુનિસિપ્યાલિટીની માલમિલકત નથી એમ સમજવું.

જ્યારે જમીનના કોઇપણ કડકાસંબંધી હકબાબત મ્યુનિસિપ્યાલિટી તથા સરકારની દરમિયાન તકરાર હોય ત્યારે કલેકટરે સદહૂ પ્રકારનો નિકાલ ઉપર કહેલા આધારપ્રમાણે કરવાની કોશિસ કરવી જોઇયે. જો કલેકટરને શક પડે અથવા તેનો નિવાડો મ્યુનિસિપ્યાલિટી કબુલ કરતી ન હોય તો તે કામ કમિશનરની મારફત સરકારના હુકમસારૂ મોકલવું જોઇયે.

૧૪. દુમાલા નહીં હોય તેવી સઘળી જમીનમાંની ખાણઉપરનો તથા ખનીજ ઉત્પન્ન ઉપરનો સરકારનો હક્ક જમીન મેહેસૂલના કાયદાની ૬૯ મી કલમઉપરથી ખસૂસ રાખી મુકયો છે તેજ હક્ક, હવે પછી કરવામાં આવે તો દરેક દુમાલાની બાબતમાં હેઠળ લખેલી શરત લખીને અથવા તેવાજ મચકૂરની શરત લખીને રાખી મુકવા.

(એટલે):—

"આ જમીન આપી છે તે, સઘળી ખાણ તથા ખનીજ ઉત્પન્નઉપર સેક્રેટરી આફ સ્ટેટ ફાર ઇંડિયા ઇન કૌંસિલનો હક રાખી મુકીને, અને એવી ખાણનું કામ ચલાવવાસારૂ તથા એવી ખનીજ ઉત્પન્ન શોધવાસારૂ જવાની, સઘળી વાજબી સગવડ આપીને, પૂરેપૂરી છુટ મળવાનો હક રાખી મુકીને આપી છે."

## (૩.) ખાતા આપવાં.

૧૫. ખાતાં બે જાતનાં છે, એટલે, (અ) જે જમીનને સર્વેસેટલમેંટ લાગુ કરેલું હશે તે જમીનનું ખાતુ, અને (બ) જે જમીનને સર્વેસેટલમેંટ લાગુ કરેલું નહીં હશે તે જમીનનું ખાતું. આ બે જાતપૈકી દરએક જાતબાબતની કાનુન હેઠળ જુદી જુદી લખી છે, પણ ત્યારપછી ઉપલા બંન્ને જાતને લાગુ પડનારી કેટલીએક (ક) સામાન્ય કાનુન પણ લખી છે:

### (અ) જે જમીનને સર્વેસેટલમેંટ લાગૂ કરેલુ છે તે જમીન.

૧૬. જે કોઇપણ પડતર સર્વે નંબર ફલાણાં કારણસારૂ યોજેલું છે એવું નહીં હશે તેનું ખાતું કલેકટરે ઠરાવેલી કિમત આપેથી અથવા કાંઇપણ ચાર્જ લીધા વગર, સદહૂ કલેકટરને યોગ્ય લાગે તે માણસને આપવું એ, અથવા કલેકટરે વેચાણ પોતાની મંજુરીઉપર રાખીને, જાહેર લિલામથી, સૌથી વધારે કિમતે માગણી કરનારને વેચવું એ કલેકટરની મરજીઉપર રાખ્યું છે.

સદરહુ કોઇપણ લિલામમાં છેલ્લી માગણી કરેલી રકમ જ્યારે ૫૦ રૂપિયા કરતાં વધારે ન હોય ત્યારે વેચાણ કાયમ કરવાનો અધિકાર કલેક્ટરે, તેની નજરમાં આવે તો, જમીન મેહેસૂલના કાયદાની ૧૨ મી કલમ મુજબ મામલતદારને આપવો.

૧૭. સદરહુ પ્રકારનાં સર્વે નંબરનો જો ખેતીનાં કામસારૂ ઉપયોગ કરવાનો હોય તો કલેક્ટરે, સરકારની અગાઉથી મંજુરી લીધાવગર, તે ખાતાને કોઇપણ વિશેષ શરત જોડવી નહીં, બીજી કોઇપણ બાબતમાં કલેક્ટરે સરકાર ફરમાવે તે શરત તે ખાતાંને જોડવી જોઇયે, અથવા સરકારનો કાંઇ હુકમ ન હોય તો કલેક્ટરને યોગ્ય લાગે તેવી શરતો જોડવાને કલેક્ટર મુખ્ત્યાર છે, પણ તેમાં કમ જાસ્ત કરવાનો અધિકાર કમિશનરની પાસે રેહેશે.

૧૮. જો સર્વે નંબરનો આકાર ઠરાવેલો નહીં હોય તો (જીલ્લામાં સર્વેનું કામ ચાલૂ હોય તે સર્વે ખાતાંને પુછી મંગાવ્યાપછી) કલેક્ટરે તેજ ગામમાં અથવા પડોસનાં ગામમાં તેવી જમીનઉપર જે દર ઠરાવ્યા હોય તેજ દરે આકાર ઠરાવવો; સદરહુ પ્રમાણે ઠરાવેલો આકાર, જે ગામમાં તે જમીન આવેલી હોય તે ગામના ચાલૂ સર્વેસેટલમેંટની બાંહેધરી જે મુદ્દતસારૂ આપી હશે તે મુદ્દત સુધી અમલમાં રેહેશે, અને ત્યારપછી તે સદરહુ ગામનું સામાન્ય સર્વેસેટલમેંટ થશે ત્યારે દરવેળાએ ફરી તપાસીને ઠરવાને પાત્ર થશે.

૧૯. જો એમ માલમ પડે કે કોઇપણ સર્વે નબર ખેડાણ કરવામાં આવે તો ઘણો ખરચ થાય એવું છે તો, અથવા બીજાં ખાસ કારણોથી એમ લાગે કે અમુક મુદ્દતસુધી મેહેસૂલ-માફીથી અથવા કમી આકારે નંબર આપવું, અથવા અમુક મુદ્દતસુધી મેહેસૂલ માફીથી અને ત્યારપછીની બીજી મુદ્દતસુધી કમી આકારે નંબર આપવું. અને ખરચના સંબંધમાં અથવા સદરહુ પ્રકારનાં બીજાં કારણના સંબંધમાં કલેક્ટરને યોગ્ય જણાય કે ખાતાંને અમુક અમુક ખાસ શરતો જોડવી તો, કમિશનરની અગાઉથી મંજૂરી લઇને તેમ કરવાને કલેક્ટર મુખ્ત્યાર છે: પણ એવું ઠરાવ્યું છે કે સદરહુપ્રમાણે કબૂલ કરેલી મુદ્દત અથવા મુદ્દતો વિત્યા બાદ તે જમીન, જે જમીનને સર્વેસેટલમેંટ લાગૂ કરેલું હશે તે જમીનને તે વખતે જે કાનુન લાગૂ હશે તે પ્રમાણે પુરો ધારો બેસાડવાને પાત્ર થશે.

૨૦. જે સર્વે નંબરઉપર આકાર ઠરાવ્યો હોય તે ઘણા દિવસસુધી પડતર રેહેવાના સબબથી અથવા ગમે તે બીજા કોઇ કારણથી સદરહુ આકારથી ઓછે આકારે આપવું નહીં, પરંતુ પાછલ કહેલી છેલ્લી કાનુનપ્રમાણે હોય તો અથવા જે જગાએ પડતર જમીનનું ખેડાણ કરવાસારૂ ઉત્તેજન આપનારી ખાસ કાનુન સરકારે મંજૂર કરી હશે તે કાનુનના ઠરાવપ્રમાણે હોય તો તે સર્વે નંબર ઓછે આકારે આપવાને હરકત નથી.

## (બ). જે જમીનને સર્વે સેટલમેંટ લાગું કરેલુ નહી હોય તે જમીન.

૨૧. ખારી જમીનના અથવા જે જમીન ખારાં પાણીથી કોઇકોઇ વાર રવી જતી હોય તવી જમીન નવસાધ્ય કરવામાં, જ્યારે તેવું નવસાધ્ય ફતેમંદીથી થવાની વાજબી રીતે ઉમેદ હોય ત્યારે, ઉત્તેજન આપવું જોઇયે, અને હેઠળ લખેલી ઘણામા ઘણી શરતોથી અને કોઇ વિશેષ પ્રકરણમાં જે કંપેશ કરવાનું યોગ્ય લાગે તે કંપેશ કરીને સદરહુ પ્રકારની જમીનનું ખાતું કમિશનરની મંજૂરીથી આપવાને કલેક્ટર મુખત્યાર છે:—

(૧) પેહેલાં દશ વરસસુધી કાંઇપણ મેહેસૂલ ચાર્જ કરવું નહીં;

(૨) ઉપલી દશ વરસની મદત પછીનાં વીસ વરસસુધી આપેલી સઘળી જમીનબદ્દલ, પછી તે પુરાણ કરીને નવી કરી હોય કે ન હોય, દર એકરે ચાર આનાપ્રમાણે મેહેસૂલ લેવું;

(૩) ત્રીસ વરસને છેડે જમીનમેહેસૂલ તે જમીનઉપર, જે જમીનને સર્વેસેટલમેંટ લાગુ કર્યું હોય તે જમીનને વાસ્તે તે વખતે જે કાનુન અમલમાં હશે તે કાનુનપ્રમાણે બેસાડવું અને તે ચલાવવું જોઇયે;

(૪) સાર્વજનિક રસ્તા સારૂ જમીનનો કાંઇ ભાગ લીધો હોય તો તેને મેહેસૂલની માફી મળવી જોઇયે;

(૫) જો પાંચ વરસની આખરસુધી અડધો પ્રદેશ નવસાધ્ય કર્યો ન હોય તો, તથા દસ વરસની આખરસુધી સઘળો પ્રદેશ નવસાધ્ય કર્યો ન હોય તો, અથવા એક વરસની અંદર યોગ્ય તત્પરતાથી નવસાધ્ય કરવાનું કામ ચલાવવામાં આવ્યું નહીં હશે તો આપેલું ખાતું રદ્દ કરવું. પણ કલેકટરની નજરમાં આવે તો તે પાછું આપવાનો અધિકાર છે.

**૨૨.** ખડબુચાં વાવવાસારૂ નદીનાં તળીઆંની જમીનનો ઉપયોગ કરવામાં આવતો હશે તેવી જમીનનું ખાતું એક વરસની મુદતસારૂ અથવા કલેકટરને યોગ્ય લાગતી હોય તેવી બીજી વધારે મુદતસારૂ સૌથી વધારે રકમે માગણી કરનારને જાહેર લિલામ કરીને વરસોવરસ વેચવું: માગણી કરનારને જણાવવું જોઇયે કે ૫૩મી કાનુનપ્રમાણે તે જમીન, જમીન-મેહેસૂલ આપવાને પાત્ર થશે નહીં.

**૨૩.** જ્યારે જ્યારે કલેકટરને એમ લાગે કે ઘરનાં ગભાણનો ખપ છે ત્યારે ત્યારે ઘરના ગભાણનું ખાતું સામાન્યત: સૌથી વધારે રકમે માગણી કરનારને લિલામ કરીને વેચવું; પણ કલેકટરની નજરમાં આવે તો સઘળું પ્રકારનાં ગભાણનાં ખાતાં ખાનગી બંદોબસ્ત કરીને, પોતે ઠરાવેલી કિંમત આપેથી, અથવા કાંઇપણ ચાર્જવગર, પોતાને યોગ્ય લાગે તેપ્રમાણે આપવાને કલેકટર મુખ્ત્યાર છે.

**૨૪.** પાછળની છેલ્લી કાનુનપ્રમાણે કરવાનું લિલામ, જે જમીનનું ખાતું આપવાનું હોય તે જમીન જે કસબામાં અથવા ગામમાં હોય તે ગામમાં અથવા કસબામાં સામાન્યત: કરવું જોઇએ, અને વેચાણ મંજુર કરવાનો અધિકાર જમીન મેહેસૂલના કાયદાની ૧૭મી કલમમુજબ મામલતદારને અથવા મહાલકરીને કલેકટરે આપવો જોઇએ: પરંતુ આ બાબતવિશે વિશેષ પ્રકરણમાં કલેકટરને યોગ્ય લાગે તેવા હુકમ આપવાને તે મુખ્ત્યાર છે.

**૨૫.** ઘરનાં ગભાણનાં ખાતાં સામાન્યત: નવાણુ વરસસુધીનાં આપવાં જોઇયે, પણ તે વાર્ષિક ભોંય ભાડાને પાત્ર રેહેશે, ભોંયભાડાની રકમ ગભાણની કિંમતપ્રમાણે ઠરાવવી જોઇયે; પણ એવું ઠરાવ્યું છે કે—

(૧) જ્યારે, જેમ *ડુંગર ઉપરનાં સ્ટેશનોમાંના ઘરનાં ગભાણને પ્રસંગે હોય છે તેમ, સરકારે ખાસ કાનુન મંજુર કરી હશે ત્યારે તે કાનુનપ્રમાણે ચલાવવું;

(૨) રેલવે સ્ટેશનની નજીકની જમીનનું અથવા કોઇ એવે ઠેકાણે હોય કે જે ઠેકાણે જમીનની કિંમત વધવાનો સંભવ હોય અથવા કોઇ સાર્વજનિક કાર-

---

* મહાબળેશ્વર, માથેરાન જેવાં હિલસ્ટેશનો.

ણસાર જોઇતી હોય તેવી જમીનનું ખાતું લાંબી મુદ્દતને વાસ્તે આપવું નહીં; અને રેલવેસ્ટેશનની નજીકની જમીનનું ખાતું સરકારની અગાઉથી મંજુરી લીધાવગર આપવું નહીં, તેમજ લૈન બંધાતી હોય ત્યારે રેલવેના અધિકારીઓને પેહેલાં પુછયાવગર આપવું નહીં;

(૩) છેલ્લી રકમમાં કહેલા પ્રકારની જમીનનું ખાતું, અથવા જે કસબામાંની તથા જે બીજી જગા ઘણી મોટી હોય અથવા જેનું મહત્વ વધતું હોય તેવી બીજી જગાઓમાંની જમીનનું ખાતું, જમીનઊપર જે ઇમારત બાંધવી હોય તેના પ્રકાર તથા કદનાસંબંધમાં કોઇપણ પ્રકરણમાં જે કાંઇ શરતો સરકાર ફરમાવે તે શરતો લાગુ રાખીને આપવું.

(૪) કોઇપણ બાબતમાં ભોયભાડાની રકમ વરસેવરસ આપવાને બદલે કલેકટરની સમંતીથી ખાતાદાર તેને ખાતુ આપવામાં આવ્યું હોય તે વખત કબુલતની આખી મુદ્દતનુ, અથવા તે પછી કોઇપણ વખતે બાકી રહેલી મુદ્દતનુ જેમ હોય તેમ, એકદમ એક રકમે આપે તો તે લેવું. એ પ્રમાણે ભાડુ લેવામાં આવે ત્યારે કાનુન ૩૧ અથવા ૩૨ પ્રમાણે જે પટો અથવા કબુલાયત લેવાની છે તેના તળે તે પ્રમાણે કર્યાની ટીપ લખી રાખવી જોઇએ.*

## ટિકા.—ઘર બાંધવાસારૂ જમીન આપવાની બાબતમાં વિશેષ હુકમો.

જો ઘર બાંધવાસારૂ આપવાની જમીન ઘરના ગભાણની હોય અને વાવેતર થએલી અથવા ખેડવા લાયક નહી હોય તો તેની વ્યવસ્થા કલમ ૨૧૪ નીચે થએલી કાનુન પૈકી ૨૫ મા કાનુન પ્રમાણે કરવી.

(૨.) સદરૂ જમીન જો કબજાની વાવેતર થએલી અથવા ખેડવા લાયક હોય અને તે ઉપર આકાર ઠરાવેલો હોય તો તેનો આકાર કલમ ૪૮ મુજબ કાનુન ૫૬ મા બતાવેલી રીતે બદલવો જોઇએ. તથા તે જમીન ઊપર કલમ ૬૫ પ્રમાણે દંડ પણ લેવો જોઇએ. (સ. ઠ. નંબર ૭૮૩૧ તા૦ ૮ નવેંબર સને ૧૮૮૨.)

૨. ઘરના ગભાણની જે જમીનોની સર્વે થઇ આકાર ઠરેલો હોય તે કલમ ૧૦૨ પ્રમાણે ૯૯ (નવાણુ) વરસના પટાથી આપી શકાસે. (સ. ઠ. નંબર ૮૪૮૬ તા૦ ૪ ડીસેંબર ૧૮૮૨.)

## સર્વે લાગૂ થએલી છે એવા ગભાણ માહેની જમીન આપવા બાબત.

૩. કાનુન ૨૧ તે ૨૯ ના મથાળા (બ) માં લખેલા "સર્વે સેટલમેંટ" શબ્દોમાં સને ૧૮૬૪ ના આકટ ૪ પ્રમાણે અથવા કોડની કલમ ૧૩૧ પ્રમાણે જમીન મેહેસૂલની વ્યવસ્થા કરવા સારૂ ગામ, કસબા, અથવા શેહરોના ગભાણની સર્વે કરવામાં આવી હોય તો તે સર્વેનો સમાસ થાય છે. અને ગામના, કસ્બાના, તથા શેહેરના ગભાણમાંહેની જે જમીનને એવી સર્વે લાગૂ કરેલી હશે તે જમીનને "બ" મથાળા નીચે ગભાણના ખાતાની વ્યવસ્થા કરવા વિશે જે કાનુન ઠરાવેલીછે તે લાગૂ થતી નથી.

---

* સરકારની જાહેરાત નંબર ૪૬૬૭ તા૦ ૨૦ જુન સને ૧૮૮૩ મુંબઈ સરકારી ગ્યાઝેટ તા૦ ૨૧ જુન ૧૮૮૩ નું પાનું ૪૩૩ જુઓ.

(૨.) એવા ગભાણની જમીનના ખાતાની વ્યવસ્થા કરવાની બાબતમાં ઉપરની (એટલે ક. ૨૧૪ નીચે થએલી) કાનુનના ભાગ ૩ માં "અ" મથાળા નીચેની કાનુંનો પૈકી ફક્ત કાનુન ૧૬ તથા કાનુન ૧૭ નો છેલો ભાગ લાગૂ પડેછે. આ પૈકી પેહેલી (૧૬ મી) કાનુંન કલમ ૩૮ માં કહેલા કોઇ વિશેષ કામસારૂ લગાડેલી નહી હોય તેવા વગર કબજાવાળા સર્વે નબરના ખાતાની વ્યવસ્થા કરવા સંબંધની છે તેથી તે ખેતીના કામમાં લગાડેલી જમીનને અથવા ઘરના ગભાણના કામમાં લીધલી જમીનને લાગૂછે અને કાનુન ૧૭ નો છેલો ભાગ ખેતીના કામ શિવાયના બીજા કામમાં લગાડેલી જમીનસબંધી છે તેથી તે ઘરના ગભાણને લાગૂછે. (સ. ઠ. નંબર ૮૬૬૯ તા૦ ૯ ડીસેમબર સને ૧૮૮૨.)

૪ રેવીનુ કોડની કલમ ૨૧૪ પ્રમાણે જે સામાન્ય કાનુન તથા હુકમો સરકારથી ઠરાવવામાં આવેલા છે તે તેજ સબધમા આગળ જે કાનુન તથા હુકમો ચાલતા હતા તે સઘળા રદ્દ કરીને ઠરાવવામાં આવેલા છે. માટે તે કાનુન તથા હુકમોમાં જે કઇ ઠરાવ "સીટી સર્વે" સંબધી, અથવા જે જમીનને "સીટી સર્વે" લાગૂ થએલો છે તે જમીન સબધીના હશે તે ઠરાવ ઉપરથી તેજ બાબતમાં જે ઠરાવ આગળ ચાલુ હતા તે સઘળા રદ્દ થએલા છે એમ સમજવું જોઇએ. પણ જુની કાનુન તથા હુકમ જેટલેસુધી એવીરીતે રદ્દ થએલા હશે તે શિવાય કરીને બાકીના હજુસુધી અમલમાં છે એમ સમજવું.

(૨.) રેવીનુકોડની કલમ ૨૧૪ ઊપર થએલી સામાન્ય કાનુન તથા હુકમમાનાં નંબર ૧૬થી તે ૨૦ અને ૩૦થી તે ૩૪ નો જેટલો ભાગ "સીટી સર્વે" થએલી જમીનને લાગૂ પડતા હશે તેટલો ભાગ તે જમીનને લાગૂ છે અને તેને મળતી નહી હોય એવી આગળની કોઇપણ કાનુન તેથી રદ્દ થએલીછે એમ સમજવું. (સ. ઠ. નબર ૨૨૧૮ તારીખ ૧૭ માર્ચ સને ૧૮૮૩.)

**૨૬.** પાછળની છેલ્લી કાનુનની (૨) તથા (૩) રકમમાં કહેલા પ્રકારની જમીનનું ખાતું જ્યારે આપવાનું હોય ત્યારે, તે જમીનના પેહેલવેહેલાં સગવડ પડતા નિશાન કરીને લાટ કરવા તથા તેના નકાશા કરવા અને તે એવી રીતે કરવા કે જે લોકો ખાતાંદાર થવાની ઇચ્છા રાખતા હોય તેઓને સ્પષ્ટ રીતે જણાય કે કઈ કઈ જગો આપવાની છે.

નકશામાં રસ્તાસારૂ તથા આવવા જવાના માર્ગસારૂ તથા પવન તથા અજવાળું આવવાસારૂ યોગ્ય ઠરાવ કરવા જોઇયે, અને આરોગ્યતા રાખવાસંબંધી ગોઠવણઉપર પુરતું ધ્યાન આપવું જોઇયે.

**૨૭.** કોઇપણ કારણસારૂ જ્યારે જ્યારે જુનાં ગામનું ગભાણ છોડી દેવાનુ નક્કી કર્યું હોય, અને તેને બદલે ગામનું ગભાણ નવું ઠરાવ્યું હોય ત્યારે ત્યારે પાછળની છેલ્લી કલમમાં કહેલી રીતે નવું ગભાણ સંભાળથી આંકી કાહાડવું જોઇયે અને તેનો નકાશો કરવો જોઇયે, અને જમીનમેહેસૂલના કાયદાની ૬૦મી કલમપ્રમાણે કોઇપણ લાટનો ભોગવટો કરવાની પરવાનગી આપવાની અગાઉ લાટ લેનારા દરએક નોંધેલા ખાતાદારનીપાસેથી ક. પુરવણીના નમુનાપ્રમાણે એક કબુલાયત કરાવી લેવી જોઇયે.

જ્યારે બિલકુલ નવું ગામનું ગભાણ ઠરાવ્યું હોય, અથવા જે ગભાણ હોય તેમાં કાંઇ વધારો કર્યો હોય, ત્યારે સદહૂ પ્રકારનાં નવાં અથવા વધારો કરેલાં ગભાણની હદ ઠરાવવાસારૂ તેજપ્રકારના ઠરાવપ્રમાણે ચાલવું, પરંતુ તેમાના લાટ આપવા તે ઘરનાં ગભાણ આપવાને જે સામાન્ય કાનુન લાગૂ હશે તે કાનુનપ્રમાણે આપવામાં આવશે.

૨૮. ઘરનાં ગભાણુ આપવાની દરએક બાબતમાં જમીનનું ખાતુંજ ફક્ત આપવું, તેમાંનો સ્વામિત્વનો કુલ હક્ક આપવો નહીં.

૨૯. જમીનનાં જે ખાતાને પાછળની કોઇપણ કાનુન લાગુ નહીં હશે, અને જે બાબત સરકારે ખાસ હુકમ કરેલા નહીં હશે તે ખાતું, કમિશનરના નિબંધને અનુસરીને કલેકટરને યોગ્ય લાગે તેરીત, તે મુદ્દતસારૂ, અને તે ખાસ શરતોને (જો કાંઈ હોય તો) અનુસરીને આપવું.

## (ક.) સઘળા ખાતાંને લાગુ પડે તેવી સામાન્ય કાનુન.

૩૦. જ્યારે જ્યારે કોઈ ખાતું જાહેરલિલામર્થી વેચવામાં આવે ત્યારે ત્યારે નુકસાન આવે તો, મેહેસૂલના બચાવ કરવાસારૂ તથા ખાતાં રાખવાને વાસ્તે ખરેખર જ્યારે અરજીઓ નહીં જોદતી હોય ત્યારે અરજીઓ થતી અટકાવવાસારૂ જો કલેકટરને યોગ્ય લાગે તો તેણે ફલાણી એક કિમતથી ઓછી કિમતે વેચવાં નહીં એવા કિમત રાખવી.

૩૧. જ્યારે જ્યારે જમીનનું ખાતું વિશેષ શરતોએ આપ્યું હોય ત્યારે ત્યારે, આકારની રકમબાબત અથવા સત્તાપ્રકારની શરતબાબત કલેકટરે લખેલા પટો કરવો, અને તેમાં જે શરતે પટો આપ્યો હશે તે શરતો સ્પષ્ટરીતે લખવા જોઇયે.

એવો દરએક પટો સરકારે મંજૂર કરેલા નમુનાપ્રમાણે જોઇયે, અને સદરૂપ્રમાણે કોઇ યોગ્ય નમુનો મંજૂર કરેલો ન હોય તો પટો કરી આપવાની અગાઉ સરકારને લખી મોકલીને મંજૂર કરેલો નમુનો મંગાવી લેવો.

આ કાનુનપ્રમાણે કરી આપેલા દરએક પટાની ડુપ્લિકેટ નકલ રાખવી જોઇયે.

## ટિકા.—કાનુન ૩૧ મુજબ જે પટો આપવાનો તેનો નમુનો.

૧. (આ નમુનો સરકારે પોતાના ઠરાવ નંબર ૭૦૩૩ તા૦ ૩ શપટેંબર સને ૧૮૮૪માં બાહાલ રાખ્યો છે.)

(૧.) જે ખાતાદાર લ્યાંડરેવીન્યુ કોડ ઉપર થએલી કાનુન પૈકી કાનુન ૧૯ પ્રમાણે વિશેષ શરતોથી જમીન ખેડવા રાખે, તે ખાતાદારને નીચે જણાવેલા નમુનાના પટો આપવામાં આવશે:

આ લેખ ઉપરથી સર્ટીફીકેટ આપવામાં આવે છે કે (સીંધ—અથવા બીજો જે કમીશનર હોય તે લખવું) કમીશનરની અગાઉથી મંજુરી લેઇને

નાને જીલ્લાના તાલુકાના ગામનો સર્વે નંબર નું ખાતુ તા૦ માહે સને ૧૮૮ થી વર્ષની મુદત માટે નીચે નમુદ કરેલું જમીન મેહેસૂલ લેવાના ઠરાવથી આપવામાં આવ્યું છે—

(અ) પેહેલા વર્ષો સને ૧૮૮ થી ૧૮ મેહેસૂલમાફીથી.

(બ) બાજા વર્ષો સને ૧૮૮ થી ૧૮ રૂ ના કમી આકારથી.

ઉપર જણાવેલી માફક શરતોથી ખાતું આપવાનુ કારણુ એ છે કે પટો લેનાર શખસે તા૦ માહે સને ૧૮ થી મુદતમાં નીચે જણાવેલું કામ પોતાના ખર્ચથી ની ખાત્રીપુર્વક કરવાનુ માથે લીધું છે કે જેથી કરીને સર્વે નંબર ના વાવેતરનો સુધારો થશે (અથવા વાવેતર થવાને સુગમ થશે અથવા બીજી રીતે જેમ હકીકત હોય તેમ લખવું.): એટલે

(જે કામ કરાવવાનું છે તે અંહીઆ બને તેટલી ચોકસાઇથી બયાન કરવુ).
જે શરતોથી આ પટો આપવામાં આવ્યો છે તે એ કે:—

(૧.) સદર્હુ પટાદારે ઉપર બતાવેલું કામ ની ખાત્રીલાયક ઉપર કહેલી મુદતમાં પુરૂ કરી આપવું જોઇએ.

(૨.) સદર્હુ કામ પુરૂ થયા પછી આ પટાની મુદત પુરી થતા સુધી સદર્હુ ની ખાત્રી થાય તેવી સારી સ્થિતીમાં તથા મરામતથી તેણે રાખવું જોઇએ.

(૩.) સદર્હુ પટાદાર ઉપર કહેલી શરતોપૈકી કોઇપણ શરત પુરી પાડવામાં કસૂર કરશે તો, આ પટામાં આગળ લખેલી કોઇપણ વાત વિચારમાં ન લેતા, જે વર્ષમાં શરત પુરી પાડવાની કસૂર કરશે તે વર્ષ બદ્દલ તથા તે પછીના આ પટાની મુદતના દરેક વર્ષ બદ્દલ તે જમીનનો આ પટામાં ઠરાવેલો પુરો આકાર રૂ ભરવાને પાત્ર થશે.

(૪.) પટાની મુદત પુરી થયા પછી આકાર ઠરાવવા સંબંધીના કાયદા તથા કાનુનો ઉપરથી તે જમીનઉપર વખતે વખતે જે આકાર ઠરે તે પુરો આકાર ભરવાથી તથા નોંધેલા ખાતાંદારને માટે ઠરાવેલી કબૂલાયત તેણે લખી આપેથી તે જમીનનુ ખાતુ પોતાના કબજામાં જારી રાખવાનો સદર્હુ પટાદારને હક્ક છે.

આ પટો સેક્રેટરી આફ સ્ટેટ ઇન કૌન્સિલની વતી ના કલેકટરે પોતાની હાપીસના શિક્કા સાથે કરી આપ્યો છે. આજ તા૦ માહે સને ૧૮

(શિક્કો.)

(સહી)
કલેકટર

હું ઉપર કહેલો પટાદાર આ લેખ ઉપરથી આ પટો, તેમાંની મુદત તથા શરતોથી કબૂલ કરૂં છું એ સહી કરી છે.

સાક્ષી. સહી.

પટાદાર.

## પટા ક્યારે અને શી રીતે નવા કરવા તે વિશે.

૨. જે ખેડુતોના પટાની મુદત પુરી થઇ ચુકી છતા નવેસરથી પટા કરવામાં આવેલા નથી એવા ખેડુતોની બાબતમાં કલેકટરે કરવાનો યોગ્ય ઉપાય એ છે કે સદર્હુ ખેડુતોપૈકી દરએકજણને નોટીસ આપીને એમ જણાવવું કે તમારા પટાની મુદત પુરી થઇ ગએલી છે એમ છતાં જે અર્થે તમે જમીન રાખી છે તે અર્થે તમારો કબજો ચાલુ સાલની આખરે છ (૬) મહીનાની નોટીસ આપેથી કાઢી નાખવાને પાત્ર થએલો છે. તથા આ નોટીસ ચાલુ સાલ આખરે કબજો છોડી દેવાસારૂ તમને આપેલી છે એમ તમારે સમજવુ (એ નોટીસ આપવામાં એવી સંભાળ રાખવી કે તે આપ્યાની તારીખથી ચાલુ સાલ પુરી થવા છ મહીનાની દેર હોય) તથા દરમીઆન જો તમે પટો નવો કરવા અરજ નહી કરો તો આ નોટીસ પ્રમાણે અંમલ કરવામાં આવશે, ને અરજ કરશો તો તેનો વિચાર કરવામાં આવશે. જો પટો નવો કરવા કોઇ અરજ કરે તો તે અરજી માન્ય કરવાને કંઇ હરકત નથી. (સ. ઠ. નંબર ૨૦૬૮ તા૦ ૧૦ માર્ચ સને ૧૮૮૩.)

## પટાદારના હક્ક વિશે.

૩. કાનુન ૨૮, ૪૯ અને ૫૧ અમલમાં આવ્યા પછી જે પટા કરવાંમાં આવ્યા હશે, અથવા ખાતાં આપવામાં આવ્યા હશે તે પટા તથા ખાતાની બાબતમાંજ સદર્હુ કાનુન લાગૂછે. તે પેહેલા થએલા પટાને, તથા આપેલા ખાતાંને તે કાનુન લાગૂ નથી. સદર્હુ કાનુન અમલમાં આવ્યાના પેહેલા જે પટા થએલા હોય, અથવા ખાતા આપેલા હોય તે બાબતમાં પટાદારના અથવા ખાતાદારના હક્ક તેના પટામાં અથવા ખાતા આપવા બાબત કરેલા ખતમાં જે શરતો કરેલી હોય તે ઉપરથી કાયમ કરી, તે શરત પ્રમાણે ચલાવવા જોઇએ. (સ. ઠ. નંબર ૩૪૮૨ તા૦ ૫ મે સને ૧૮૮૩.)

૪. લ્યાંડ રેવોનુ કોડઉપર થએલી કાનુન ૩૨ પ્રમાણે કરેલા પટાનુ રજીસ્ટર  તાલુકા  સને ૧૮૮

| અનુક્રમ નંબર. | પટાદારનું નામ અને તેનું રહેવાનું ઠેકાણું. | જે ગામમાં તે જમીન અથવા જંગો હોય તે ગામનું નામ. | સર્વે નંબર અથવા ગામના ગામઠાણનું રજીસ્ટર હોય તો તે રજીસ્ટરમાં દાખલ કરેલો નંબર. | એકર, ગુંઠા અથવા ક્ષેત્રફળના ચોરસ ફુટ. | ખાતા હક્કની કિંમત, કંઈ હોય તો. | દર વરસે આપવાની ભોંય ભાડાની રકમ. | કેટલી મુદતના પટાથી આપ્યું છે, તથા તે મુદત ક્યારે પુરી થાય છે તે તારીખ. | શેરો. |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | |

તા૦ ક૭—જ્યારે ખાતાની સંખ્યા ઘણી હોય ત્યારે તાલુકાના નમુના નંબર ૩૧ ની બાબતમાં જે નમુના પ્રમાણે અનુક્રમણિકા કરવાનુ ઠરાવેલું છે તેજ નમુના પ્રમાણે અનુક્રમણિકા આ રજીસ્ટરને પણ જોડવી જોઇએ.

આ રજીસ્ટરમાં પટો દાખલ કરવામાં આવ્યો કે તેમાહેની નોધનો ઉતારો કરી તે ઉપર પોતાની સહી કરી તે સંબંધવાળા ગામ કામદારને મામલતદારે મોકલી દેવો. ગામ કામદારોએ એવા ઉતારા એક ફાઇલમાં રાખી તે ફાઈલ પોતાના ચાલુ દફતરમાં રાખવી (સ. ઠ. નંબર ૮૫૫૯ તા૦ ૬ ડીસેંબર સને ૧૮૮૩.)

૫. જેઓને થોડી મુદત સુધી જમીન ખેડવા પરવાનગી મળેલી છે તેઓનો તે જમીન ઉપર કાંઇપણ હક્ક નથી. અને તેઓ જમીનમેહેસુલના કાયદામાં કહેલી વ્યાખ્યા પ્રમાણે ખાતાદાર પણ નથી. તેઓને કાનન ૩૧ અને ૩૨ લાગુ પડતી નથી અને (ડ) પરિશિષ્ટ-માંનો કબુલાયતનો નમુનો તેઓની બાબતમાં લાગુ થવા જોગ નથી એવી બાબતમાં કલેક્ટરે તેઓની પાસેથી આકાર ભરવા વિશે તથા જે ઝાડો રાખવા યોગ્ય જણાય તેને ઇજા ન આપવા વિશે સાદી કબુલાયત લખી લેવી. (સ. ઠ. નંબર ૯૧૯૪ તા૦ ૨૦ નવંબર સને ૧૮૮૪.)

૩૨. પાછલી છેલ્લી કાનનપ્રમાણે પટો નહીં કરી આપેલા દરએક પ્રસંગે ડ. પુરવણીના નમનાપ્રમાણે જે શખ્સ નોંધેલો ખાતાદાર થવાનો હોય તેની પાસેથી એક કબુલાયત લખાવી લેવી, અને સદર પ્રકારની દરએક કબુલાયતની ઊપર સદર નમનાની હેઠળ લખેલા મજકુરના શેરા બે આબરૂદાર સાહેદોએ તથા જે ગામની જમીન બાબત તે હોય તે ગામના પટેલ તથા તલાટીએ કરવા જોઇએ, અને સદર કબુલાયત જે મામલતદારે અથવા મહાલકરીએ કરાવી લીધી હશે તે મામલતદાર અથવા મહાલકરીને તેઓની ઊપર જે શખ્સોએ સહી કરી હશે તે સખ્સો તેજ છે એવી ખાત્રી કરી લેવાબાબત અને જમીનમેહેસુલ આપવા બાબત જવાબદાર હોય તેવા ખાતાદારતરીકે કબુલ કરવાની તેમની લાયકી વિશે ખાત્રી કરી લેવાબાબત યોગ્ય સંભાળ રાખવાસારૂ. આ કલમમાં પાછળ કહ્યા-પ્રમાણે કબુલાયત ઊપર યોગ્ય શેરા કર્યા હશે તોપણ, જવાબદાર ગણવામાં આવશે પણ એવું હંમેશાં ઠરાવવામાં આવ્યું છે કે ૨૭ મી કાનનપ્રમાણે ક. પુરવણીના નમનાપ્રમાણે જો કાંઇ કબુલાયત કરાવી લીધી હશે તો સદર પ્રકારની કબુલાયતની જરૂર નથી.*

આ કાનુનપ્રમાણે અથવા ૨૭ મી કાનુનપ્રમાણે કરાવી લીધેલી સઘળી કબુલાયતો મામલતદાર અથવા મહાલકરીના દફતરે જુદી ફાઇલ કરીને રાખી મુકવી.

૩૩. દરએક તલાટીની એવી ફરજ છે કે તેણે, તેનાં ગામના કોઇપણ ખાતાદારે અથવા તેનાં ગામમાંની કોઇ જમીનનો જે શખ્સ ખાતાદાર થવાનો હોય તે શખ્સે ૨૭ મી કાનનપ્રમાણે અથવા ૩૨ મી કાનુનપ્રમાણે જે કબુલાયતની જરૂર હોય તેવી કોઇ કબુલાયત લખી આપવાને કહ્યું હોય તો કોઇપણ જાતની ફી અથવા ચાર્જ લીધાવગર લખી આપવી.

સદર કોઇપણ કબુલાયત જે તલાટીએ તૈયાર કરી હશે તેણે સદર કબુલાયતના ડાબી બાજુના હેઠળના ખુણાઉપર "લખનાર" આ શબ્દની હેઠળ પોતાની સહી કરવી જોઇયે.

૩૪. ભોગવટો લેવાની ઇચ્છા રાખનાર ખાતાદાર ભોગવટો લઇ શકે એટલા માટે જમીનમેહેસુલના કાયદાની ૬૭ મી કલમપ્રમાણે મામલતદારે અથવા મહાલકરીએ લખેલી પરવાનગી આપવી તે ઈ. પુરવણીના નમુનાપ્રમાણે આપવી જોઇયે.

૩૧ મી કાનનપ્રમાણે અથવા ૩૨ મી કાનનપ્રમાણે અથવા ૨૭ મી કાનનપ્રમાણે, જેમ હોય તેમ, પટો અથવા કબુલાયત યોગ્યરીતે કરી આપવામાં આવે ત્યાંહાંસુધી સદર પ્રકારની કોઇપણ પરવાનગી આપવી નહીં.

---

* ડ્યાંડરેવીનુ કોડ ઉપર થએલી કાનુન પૈકી કાનુન ૩૨ પ્રમાણે કરેલી સઘળી કબુલાયતો પછી તે ગામના મબાણમાહેની જમીનસંબંધી હોય અથવા ખેતીના કામની જમીનસંબંધી હોય તોપણ તે તાલુકાના નમુનાં નંબર ૩૧ ના રજીસ્ટરમાં નોંધવી જોઇયે; સ. ઠ. નંબર ૪૭૮૨ તા૦ ૧૧ જુન સને ૧૮૮૫.

## (ડ.)—કેટલાએક શેહેર તથા કસ્બાઓનાં ગભાણનેમાટે ખાસ કાનુન.*

**૩૪અ.** કાનુન ૩૪ગમાં બીજી રીતે ઠરાવ્યું છે તે ખારેજ કરીને, કાનુનો ૧૫થી ૩૪, બેઉ સુદ્ધાં, માહેના કાંઇપણ ઠરાવ, (સરસપુર કસબા સુદ્ધાં) અમદાવાદ, ભરૂચ, સુરત, રાંદેર અને વલસાડ શેહેર તથા કસબામાની જમીનનાં ખાતા આપવાને લાગૂ પડશે નહીં.

સદરે જમીનોને પ્રત્યક્ષ હેઠળ કહેલી કાનુનો ૩૪બ થી ૩૪જે બેઊ સુદ્ધાં માંહેના ઠરાવ લાગૂ પડશે.

**૩૪બ.** જ્યારે જ્યારે સદરે ગભાણમાંહેના કોઇપણ ગભાણમાંના ધરના ગભાણના ધારણકરનારની પોતાના ગભાણની નજીકની સરકારી જમીનનો કડકો લેવાની ઇચ્છા હોય અને જે કડકાની વ્યવસ્થા જુદાં ગભાણ તરીકે કલેકટર વ્યાજબી રીતે કરી શકતો ન હોય ત્યારે ત્યારે કલેક્ટર તેવો કડકો જો તેને યોગ્ય લાગે તો અને તેની વિરૂદ્ધ ૯ મી કાનુનમાં ગમે તે કહ્યું હોય તોપણ, સદરૂ ગભાણ જે જે સત્તાપ્રકારથી તે ધારણ કરે છે તથા ભોંયભાડાનાં તથા આકારના જે દર, જો કાંઈ હોય તો, તે આપે છે તેજ સત્તાપ્રકારને તથા તેજ દરને પાત્ર રાખીને વેચાણ કરીને સદરૂ ધારણકરનારને આપવાને મુખ્ત્યાર છે.

**૩૪ક.** પાછળની છેલ્લી કાનુનમાં ઠરાવ્યું છે તે શિવાય કલેકટરે હેઠળ લખ્યા પ્રમાણે કરવું નહીં જોઇએ; એટલે

(અ) સદરે કોઇ કસબા તથા શેહેરોમાંના ગભાણમાંની કોઇ જમીનની માટિમાંના ધણીપણાના હક્કની વ્યવસ્થા કરવી નહીં જોઇએ, અથવા

(બ) કાનુન ૩૪ઈ, ૩૪ફ, અને ૩૪ગ માં અનુક્રમે ઠરાવેલી મુદ્દત કરતાં કાંઈ વધારે મુદ્દત સુધી સદરૂ કસબા તથા શેહેરોમાંની જમીનનું ખાતું આપવું નહીં જોઇએ.

**૩૪ડ.** કોઈ સદરૂ શેહેર અથવા કસબાનાં ગભાણમાંની ભોગવટામાં ન લીધેલી કોઈ જમીનનું ખાતું, કોઈ ખાસકારણમાં લગાડી આપ્યું 'ન હોય તો, પોતાની નજરમાં આવે તો પોતાને જે સખસ યોગ્ય લાગે તેને કાંતો ફકત ખેતી-વાડીનાં કામસારૂજ અથવા બીજાં કામસારૂ આપવાને કલેકટર મુખ્ત્યાર છે.

**૩૪ઇ.** ધરના ગભાણની જમીનનું ખાતું જે શરત તથા નમુનો સરકાર વખતે વખતે મંજુર કરશે તે શરતે તથા તે નમુનાપ્રમાણે, આ કારણસાર દરએક કસ્બા અથવા શેહેરસારૂ જે તારીખ ઠરાવશે તે તારીખે મુદ્દત પુરી થાય ત્યાંસુધી, વરસ દાહાડે દર ચોરસવારે બે પાઇ લેખે ભોંયભાડાના દરે લખેલા પટા કરી આપવામાં આવશે.

**૩૪ફ.** જે જમીન છેલ્લે શરવાળે ધરના ગભાણસારૂ વાપરવાને યોગ્ય હોય પણ તે કારણસારૂ તરતજ તેની વ્યવસ્થા કરવાનુ કલેકટરને યોગ્ય જણાતું નહીં હોય તો કલેકટર તે જમીનનું ખાતું વરસ દાહાડે ચોરસવારે ૧ આના લેખે ભોંય

---

* આ મથાળાં નીચે આવેલા કાનુનો ૩૪અ થી તે ૩૪જે સુધીની સરકારના નંબર ૮૩૨૫ તા૦ ૧૪ મી અકટોબર સને ૧૮૮૫ ના જાહેરનામામાં પ્રસિદ્ધ પામેલી છે.

ભાડા પ્રમાણે સાત વરસ કરતા વધારે ન હોય એટલી ટુકી મુદ્દતને માટે જે નમુના સરકાર મંજુર કરે તે નમુના પ્રમાણે લખેલા પટા કરીને ભાડે આપવાને મુખ્ત્યાર છે. તે જમીનઉપર કાયમ પ્રકારની અથવા તેવી ઇમારત બાંધવી નહીં, એવી એક શરત તેવા પટામાં હશે એટલે કે મુદ્દતની આખેર જે હાલતમાં પટે રાખનારો તે જમાન લે છે તે હાલતમાંજ તેણે પાછી આપવી જોઇએ.

૩૪ગ. ફક્ત ખેતીવાડીના કામસારૂજ આપેલી જમીનનુ ખાતું કલેકટરે માત્ર એક વરસની મુદ્દત સુધી આપવુ જોઇએ.

* આ કલમ પ્રમાણે જમીનનો નોંધેલો ખાતાદાર જે સખશ થવાનો હોય તે દરેક સખશનીપાસેથી પુરવણી ડ ના નમુના પ્રમાણે એક કબૂલાયત લખાવી લેવી જોઇએ. અને એ પ્રમાણે લખાવી લીધેલી દરેક કબૂલાયતને ૩૨ મી કાનુનના ઠરાવ લાગૂ થવા જોઇએ.

આ કાનુન ખેતીવાડીની જે જમીન સદર્હુ કોઇ કસ્બાઓ અથવા શેહેરોના ગભાણમાં આવી હશે તે છતાં પણ સદર્હુ ગભાણની બાહારની તેવાજ પ્રકારની જમીનને જે સર્વેસેટલમેંટ લાગૂ હશે તેવાજ સેટલમેંટને પાત્ર હશે તે જમીનને લાગૂ થશે એમ શમજવું નહીં. આવી જમીનને પાછળ જેવી કાનુનો કહી છે તેવીજ લાગૂ પડશે.

૩૪ઙ. ખાસ પ્રસંગો શિવાય કરીને કોઇપણ પ્રસંગે કાનુન ૩૪ઇ. પ્રમાણે કરવાનું ખાતાનું વેચાણ દર ચોરસવારે એક રૂપીઆથી ઓછી કીમતે કલેકટરે કરવું નહીં જોઇએ.

૩૪આય. સદર્હુ શેહરો તથા કસ્બાઓના ગભાણમાંહેની જમીનોનું ખાતું સાધારણ રીતે હરરાજીથી વધારેમાં વધારે કીમતે માગણી કરનારને વેચવામાં આવશે પરંતુ કલેકટરની મરજીમાં આવે તો ખાનગી ગોઠવણથી તે વેચવાનો તેને અખત્યાર છે.

૩૪જે. ભોગવટો લેવાનો ઇરાદો રાખનાર ખાતાદાર ભોગવટો લઇ શકે એટલામાટે ૬૦ મી કલમ મુજબ મામલતદારે અથવા માહાલકરીએ આપવાની લેખી પરવાનગી પરિશિષ્ટ ઈ. ના નમુના પ્રમાણેની હોવી જોઇએ.

સદર્હુ પ્રકારની પરવાનગી કાનુન ૩૪ઈ. અથવા ૩૪ફ. અથવા ૩૪ગ મુજબ જેમ હોય તેમ પટો અથવા કબૂલાયત યોગ્ય રીતે લખીને આપ્યાવગર આપવામાં આવશે નહીં.

અમદાબાદ, સુરત તથા ભરૂચ એ માહેના દરેક શેહરમા ૬૦ મી કલમ મુજબનો મામલતદારનો અધિકાર ૧૯ મી કલમની રૂઇએ આ ઊપરથી સીટી સર્વે જેના હવાલામાં હોય તે ડેપ્યુટી કલેકટરોને આપવામા આવેલો છે.

## ૪.—કનિષ્ઠ પ્રતીના હક્કની વ્યવસ્થા કરવી.

**૩૫.** સરકારી ઝાડની પેદાસ વરસોવરસ લિલામ કરીને વેચવી.

**૩૬.** સરકારની હોય તેવી સઘળી પડતર જમીનની, પછી તે જમીનને સર્વેસેટલમેંટ લાગૂ કર્યું હોય કે નહીં હોય અને તેની ઉપર આકાર ઠરાવ્યો હોય કે નહીં હોય, ખાસ-

ચરણ અથવા બીજી પેદાસ અને ઘાસસારૂ અથવા ચારવાસારૂ (ફક્ત ચારવાસારૂ ગામને જે જમીન કાહાડી આપલી હોય છે તે શિવાય) ખાસ રાખી મુકેલી સઘળી જમીનની ચારવાની અથવા બીજી પેદાસ વરસોવરસ જાહેરલિલામ કરીને, કાંતો ખેતરને ખેતર અ-થવા કડકા કરીને અને કલેકટર ઠરાવે તે વખતે વેચવી; પણ એવું ઠરાવ્યુ છે કે સદર્હુ-પ્રકારની જમીનઊપરના ખરીદદારના હક્ક, જો એક મહિના કરતાં કેઇ વધારે મુદતસુધી સદર્હુ પ્રમાણે ઠરાવેલો વખત વધારવાની જરૂર કોઇ વિશેષ પ્રસંગે ન જણાઇ હોય તો હેઠળ લખલા કોષ્ટકમાં કહેલા જીલાઓ તથા પ્રગણાઓને વાસ્તે જે જે તારિખો ઠરાવેલી છે તે તે તારીખોએ બિલકુલ બંધ થશે.

| જીલ્લો. | આકાર ઠરાવેલી પડતર જરાયત. | આકાર ઠરાવેલી પડતર ક્યારી. | રાખી મુકેલાં કુરણ (બીડ) તથા આકાર ન ઠરાવેલા પડતર. |
|---|---|---|---|
| કલાદગી (હવે બીજાપુર)... | ૩૧ મી માર્ચ. | ૩૧ મી માર્ચ. | ૧ લી મે. |
| સતારા ........ ......... | એજન. | એજન. | એજન. |
| બેલગામ.................. | એજન. | ૧ લી ડિસબર. | એજન. |
| ધારવાડ ......... ........ | એજન. | એજન. | એજન. |
| કાનડા .................. | એજન. | ૧ લી અકટોબર. | એજન. |
| દક્ષણમાંહેના બીજા જીલ્લા. | એજન. | ૩૧ મી માર્ચ. | એજન. |
| કોકણમાંહેના જીલ્લા ..... | એજન. | એજન. | કાપવાસારૂ ૩૧ મી ડિસેબર અને ઘાસચરણસારૂ ચોમાસાં સુધી. |
| ગુજરાતમાંહેના જીલ્લા...... | એજન. | એજન. | ૧ લી મે. |

૩૭. કમિશનરને યોગ્ય લાગે તો તે, પાછલી છેલ્લી કાનુનમાં કહેલી છે તેવી કોઇ જમીનનાં ઘાસચરણની અથવા બીજી પેદાસની વ્યવસ્થા કરવાનું જાહેર લિલામ કરીને વેચવાશિવાય તથા પાંચ વરસથી વધારે નહીં હોય તેવા કોઇ મુદતસુધી વેચવા શિવાય બીજી રીતે, મંજૂર કરવાને મુખત્યાર છે.

૩૮. કલેકટરને યોગ્ય લાગે તેટલી મુદતસુધી, તેટલી અને તે શરતે માટી, પથર, કંકર, રેતી, મુરમ અથવા બીજી કોઇ વસ્તુ જે સરકારની મિલકત હોય તે કાહાડી લઇ જવાના હકની વ્યવસ્થા, તેની નજરમાં આવે તે પ્રમાણે જાહેર લિલામ કરી વેચીને કે બીજી રીતે કરવાને તે મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદર્હુ પ્રકારનું વેચાણ અ-થવા બીજી રીતની વ્યવસ્થા હેઠળ પ્રત્યક્ષ બે કાનુનોમાં જે હક્ક આપ્યા છે તેમને અનુ-સરીને કરવી.

જ્યારે સદર્હુ હક્ક, જાહેરલિલામથી વેચાણ કરવા સારૂ મુકયો ન હોય ત્યારે આ કાનુન પ્રમાણે કલેકટર ચાર્જ કરવાનો રેટ (દર,) તેને યોગ્ય લાગે તેપ્રમાણે, કાંતો થોક રકમ જોઇએ, અથવા ખાદાણની દર ઘનફુટે અમુક રકમ જોઇયે. અથવા બાલાસ્ટ* ખોદી કાહાડવાસારૂ રેલવે કંપનીને જમીન જોઇતી હશે તે પ્રસંગે જે રેલવે લાઇનસારૂ બાલાસ્ટ લીધી હશે તે લાઇનના દર મૈલે અમુક રકમ જોઇયે, અથવા બીજી કોઇપણ રીતે ઠરાવવીજોઇયે.

* રેલવેની સડક ઉપર નાંખવાની માટી, રેતી, મુરમ વગેરે.

**૩૯.** કોઇપણ શખ્સ, જે ગામમાં રેહેતો હોય તે ગામની હદની અંદર દરીઆના તળીઆમાંથી અથવા ખાડી, નદી તથા નાલાંના પાત્રમાંથી, અથવા વિશેષ કારણસારૂ લગાડેલી નહીં હોય તેવી આકાર ઠરાવ્યા વગરની કોઇ પડતર જમીનમાંથી શુદ્ધબુદ્ધિથી ખુદ પોતાનાં ઘર કામસારૂ અથવા ખેતીનાં કામસારૂ પોલીસપટેલની લખેલી પરવાનગી મળેથી કાંઇપણ ફી આપ્યાવગર માટી, પથર, કંકર, રેતી, મુરમ અથવા બીજી વસ્તુ કાહાડી લઇ જવાને મુખ્ત્યાર છે.

કુંભાર અને ઇંટ તથા નળીઆં બનાવનાર પોતાનાં વેપારનાં ખરેખર કામસારૂ તેમજ ઘરકામસારૂ તથા ખેતીનાં કામસારૂ તેવાજ હકને પાત્ર થાયછે; પરંતુ જ્યારે ઘણો વેપાર ચલાવવામાં આવતો હોય ત્યારે અને જ્યારે જમીન ખોદવાથી કિંમતી ઇમારતોનો અથવા સાર્વજનિક કારણસારૂ જમીન જોઇતી .હોય તેનો નાશ થવાનો સંભવ હોય ત્યારે તેવે સઘળે પ્રસંગે તેઓએ પેહેલાં મામલતદારની મંજૂરી મેળવવી જોઇયે.

આ કાનુનપ્રમાણે જ્યારે પરવાનગી માગી હશે ત્યારે જો પોલીસપટેલે ના કહી હશે તો તેનીઊપર મામલતદાર પાસે અપીલ ચાલશે. પણ પોતાને યોગ્ય લાગે તેવી બાબતમાં મામલતદારને અથવા પોલીસપટેલને, પોતાની અગાઊથી મંજૂરી લીધાવગર રજા આપવી નહીં એમ કેહેવાને કલેકટર મુખ્ત્યાર છે.

## ટિકા.—કાનુન ૩૯ નુ સ્પષ્ટિકરણ.

કાનુન ૩૯ ની રકમ ૧ માં "વિશેષ કારણસારૂ લગાડેલી નહી હોય તેવી આકાર ઠરાવ્યા વગરની કોઇ પડતર જમીન" એ શબ્દો વાપરેલા છે, તેમાં "પેટા ખરાબાનો" અથવા આકાર ઠરાવેલા નંબરમાં સામેલ કરેલી કોઇ ખરાબા જમીનનો સમાશ થતો નથી. કારણકે જોકે એવી જમીનની બાબતમા આકાર લેવામાં આવતો નથી તો એ પણ તે આકાર ઠરેલા સર્વે નંબરનો ભાગ હોય છે અને તે તે નંબરની બીજી જમીન સાથે તે નંબરના ખાતાદારે ખેતીના કારણસારૂ ધારણકરેલી હોય છે. માટે તે આ કાનુનના અર્થપ્રમાણે પડતર જમીન કેહવાય નહીં, એમ છે તેથી કોઈ ખાતાદાર પોતાની જમીનમાહેના પેટા ખરાબામાં પાડેલી ખાણુમાંથી પોતાના ગામના કોઇ રેહવાસીને સરકારમાં ફી ભરાવગર પથર કાહડવાની પરવાનગી આપી શકે નહી. (સ. ઠ. નંબર ૩૨૯૧ તા૦ ૨૩ એપ્રેલ સને ૧૮૮૫.)

૨. પોતાના ખેતરના પૃષ્ટ ભાગ ઊપર છુટા પડેલા પથર કોઇ ખેડુત ભેગા કરી લે તો તેને આ કાનુન ઉપરથી કલેકટરે હરકત કરવી નહીં પછી તે ખેડુત તે પથર વેચે કે નહીં તોપણ.—(સ. ઠ. નંબર ૪૭૮૮ તા૦ ૧૧ જુન સને ૧૮૮૫.)

## ગામની ગભાણ જમીનમાંથી અગર ગામ તળીયાની નજીકની જમીનમાંથી ગામ લોકોએ માટી કાઢવા વિશે મના.

૩. ગામ તળીયાની જમીનમાંથી અગર ગામની નજીકની જમીનમાંથી ગામના લોકોને માટી લેઇ જવા દેવી વ્યાજબી નથી એટલુંજ નહીં પણ તેથી લોકની તનદુરસ્તીને નુકસાનકારક છે એટલા માટે કાનુન ૩૯ માં એ બાબતમાં કાંઇ ફેરફાર કરવાનું કારણ નથી. (સ. ઠ. નંબર ૧૪ તા૦ ૫ જાનેવારી સને ૧૮૮૬.)

**૪૦.** પોલીસપટેલની અગાઊથી મંજૂરી લઇને કોઇપણ શખસને એવો અધિકાર છે કે તે, કાંઇપણ ચાર્જ પડયાવગર ગામનાં તળાવમાંથી તેને જોઈતી હોય તેટલી માટી,

પથર, કંકર, રેતી, મુરમ અથવા બીજી વસ્તુ લે; પણ તેણે બાંધેલાં તળાવની પાળમાંથી જે પથર પડયા હોય તે પથર લઇ જવા નહીં, અને સદર્હૂ કોઇ તળાવનાં બાંધ કામના પાયાથી દસ હાથની અંદર કાંઇપણ ખોદાણ કરવું નહીં.

**૪૧.** લોકલફંડ, પબ્લિકવકર્સ અને બીજા સરકારી ખાતાંને તથા મ્યુનિસિપ્યાલિટિઓને, કલેકટરની મંજુરીથી તથા તેની દેખરેખ હેઠળ, સાર્વજનિક કામસારૂ કાંઇપણ નાણું આપ્યાવગર, પછી તે સાર્વજનિક કામ ખાતામાંથી બંધાતુ હોય કે ઇજારે બંધાતુ હોય, દરીઆનાં તળીઆમાંથી અથવા નદી, ખાડી, નાળાં અથવા સાર્વજનિક તળાવનાં તળીઆમાંથી, અથવા કોઇપણ બીન આકારી જમીનમાંથી અથવા વિશેષ કામસારૂ કાહાડી આપેલી નહીં હોય તેવી કોઇ ભોગવટામાં નહીં લીધેલી આકાર ઠરાવેલી જમીનમાંથી માટી, પથર, કંકર, રેતી, મુરમ, અને બીજી કાંઇ વસ્તુ કાહાડી લઇ જવાનો અધિકારછે.

## ટિકા.—કાનુન ૪૧ માં કહેલો અધિકાર મામલતદારે ચલાવવા વિશે.

લ્યાંડ રેવિન્યુ કોડઉપર થએલી કાનુનપૈકી કાનુન ૪૧ માં કહેલો અધિકાર એટલે વગર આકારી પડતર જમીનમાંથી માટી, પથર, રેતી, અને કાંકરી લેઇ જવા દેવાની પરવાનગી આપવાનો અધિકાર મામલતદારોને આપવામાં આવ્યો છે. (સ. ઠ. નંબર ૪૧૯૧ તા૦ ૨૩ મે સને ૧૮૮૪).

## (૫) પરચુરણ.

**૪૨.** જમીનનું, અથવા તેમાંના અથવા તેનીઉપરના અથવા તેને લગતા કોઇ હકનું, આ કાનુનપ્રમાણે લિલામથી દરએક વેચાણ, જમીનમેહેસૂલના કાયદાની કલમ ૧૬૫ મી, ૧૬૬ મી, ૧૭૦ મી થીતે ૧૭૭ મી સુધી બેઊસુધાં તથા ૧૮૦ મી પ્રમાણે જેટલેસુધી બને તેટલેસુધી કરવું.

## ૪થો. વિશેષ કામમાં જમીન આપવી તે. (કલમ ૩૮).

**૪૩.** ગામના લોકોની વાજબી જરૂરપ્રમાણે કાંઇપણ ચાર્જ લીધાવગર ડાટવાની તથા બાળવાની જગા, જ્યાંહાં ગામનાં ઢોર ઉભા રહે એવા ગામની નજીક જમીનના કડકા, અને ગામના ધોબીઓનાં તથા કુંભારના વાપરસારૂ જમીન, ઉપર કહેલા જુદાં જુદાં કામસારૂ કાહાડી આપવી જોઇયે.

## ૫મો. ભાડાની તથા પાણીથી તણાઈ ગયલી જમીન.

[કલમ ૪૭ તથા ૨૧૪(એ).]

**૪૪.** જ્યારે ધારણ કરેલી જમીનની કોઇ બાજુએ નદીનો, ખાડીનો અથવા નાળાનો અથવા દરીઆનો કાંઠો અથવા કિનારો આવ્યો હોય ત્યારે ધારણકરનારને તે કાંઠાં અથવા કિનારાસુધીની જમીનનો, તેની હદ્દ વખતેવખતે આઘી પાછી થતી હોય તોયપણ, ભોગવટો તથા ઉપયોગ કરવા દેવાની પરવાનગી, દુમાલા નહીં થયલી ધારણકરેલી જમીનને પ્રસંગે ૪૬ મી કાનુનપ્રમાણે જે હુકમો કાયદાસરરીતે કરી શકાય તે હુકમોને અનુસરીને, આપવામાં આવશે.

## ટિકા.—વેહળા વિગરેના ભોગવટા બાબત વિશેષ ઠરાવ.

ગમે તે સત્તા પ્રકારથી જમીન ધારણકરેલી હોય તોપણ જો તે જમીનની હદ વેહેળાના કિનારા ઊપર આવેલી હોય તો તે વેહેળાના પાણીનો ઉપભોગ કરવાનો હક

તે જમીનના ધારણકરનારને છે કંઇ સરકારનો નથી. એવી રીતે વેહેળાના કાંઠા ઉપર આવેલી જમીનના સઘળા ખાતાદાર અથવા ખાતાદારોનો દરેક જથો બીજા સરખા હક-દારના કાયદેશીર ભોગવટાને કંઇ ભારે નુકસાન નહી પોચે તેવી રીતે પોત પોતાના હ-કનો ઉપભોગ કરવાને હકદાર છે. એવા સાર્વજનિક હકનો, ભોગવટાદારોપૈકી કોઇ ખાતા-દાર ગેરવ્યાજબી ઉપયોગ કરે તો તે બાબતમાં તેના ઉપર ફરીઆદ થઇ શકે. પરંતુ ખાતાની મુદ્દતમાં કોઇપણ વખતે દરેક ખાતાદારનો પાણીનો ઉપભોગ કરવાનો ખાતુ ધાર-ણ કરવાની શરૂવાત વખતે જેવી રીતનો હક જારી હશે, (અને જે હક દરેક ખાતાદારે ભરવાના આકારની રકમ ઠરાવવામાં એક ધણીજ મોટી અગત્યની વાત તરીકે વીચારમાં લેવાએલો હોવો જોઇએ) તે હક સરકાર પોતાની મરજીમાં આવે તેમ ઓછો કરી શકતા નથી તેમજ તેમાં હાથપણ ઘાલી શકતા નથી. (પ્રીન્ટેડ જજમેંટ સને ૧૮૮૨ ના છાપેલા ઠરાવો પાનુ ૫૮.)

૨. દરીઆમાં માછલા પકડવાનો હક સાર્વજનિકછે; પછી તે દરીઓ અને તેના નીચેની જમીન સરકારની હોય કે નહી તોપણ. અને તે હક મીલકતનો વિષષ નથી. એ હક દરીઆના કેટલાક ભાગ ઉપર સ્થાનિક વહીવટ પ્રમાણે ચલાવી શકાય. દરીઆમાં માછલા પકડવાના સર્વના સામાન્ય હકનો ઉપભોગ કરનારા બધાજણ તે હક સારી રીતે અને યોગ્ય રીતે ચલાવવા બંધાએલા છે. અને તે હક એવી રીતે નહીં ચલાવવો કે જેથીકરીને બીજા લોકોના હકને હરકત થાય; અને જે વર્તણુક બીજા સરખા હકદારને તેનો હક યોગ્યરીતે ચલાવતા હરકત પોંચાડે. અને તેથી જો તે હકદારને ખસુશ નુકસાન થાયતો તેવી વર્તણુક કરનાર ઉપર ફરીઆદ થઇ શકે. (ઇન્ડીઅન લા રીપોર્ટ મુંબઇ ૧૯.)

**૪૫.** ગામના અમલદારોની એવી ફરજ છે કે તેમણે મામલતદારના અથવા મહાલ-કરીના તથા કલેકટરના અથવા તાલુકાના ઇનચાર્જ આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરના હુકમને અનુસરીને, ભાઠો થઇ જવાને તથા તણાઇ જવાને પાત્ર હોય તેવી ધારણકરેલી દરએક જમીનમાં ભાઠો થઇ જવાથી તથા તણાઇ જવાથી જે ફેરફાર થયા હોય તેની વખતે વખતે ચોકશી કરવી અને તે નોંધી રાખવા.

**૪૬.** જ્યારે જમીનમેહેસૂલના કાયદાની ૪૬ મી અથવા ૬૪ મી કલમ લાગૂ હોય એવી કોઇ નવી થયલી ભાઠાની જમીનનું અથવા બેટનું, અથવા નદીએ તજેલાં તળીયાનું ક્ષેત્રફળ સદહૂ કલમોમાં જે હદ કહી છે તે હદથી વધે ત્યારે ગામના અમલદારોએ મામ-લતદારને રિપોર્ટ કરવો, અને મામલતદારે સદહૂ કલમોમાં જે જે રીત ફરમાવી છે તે તે રીતે કલેકટરના અથવા આસિસ્ટંટ કલેકટરના હુકમમુજબ તે રિપોર્ટઉપરથી તજવીજ કરવી.

નવી થયલી ભાઠાની જમીન તથા બેટ અને નદીએ તજેલાં તળીયાં જેઓને સદહૂ કલમો લાગૂ પડતી નહીં હોય તેઓની વ્યવસ્થા ભોગવટામાં લીધેલી નહીં હોય તેવી સર-કારની જમીનને જે કાનુન તથા હુકમ લાગૂ હોય તે કાનુન તથા હુકમમુજબ કલેકટરે કરવી.

**૪૭.** પાણીથી જમીન તણાઇ ગયાના સબબથી આકાર ઓછો કરવાબાબતના, જમીન-મેહેસૂલબાબતના કાયદાની ૪૭ મી કલમપ્રમાણે દાવા જે અમલદાર વાર્ષિક જમાબંદી સેટલમેંટ કરતોહોય તેણે સાંભળવા અને તેમનો નિકાલ કરવો.

જ્યારે જ્યારે આવા પ્રકારના દાવા કબૂલ કરવામાં આવે. ત્યારે ત્યારે મેહેસૂલનો ગેર-વાજબી ટોટો ન થાય એવી તજવીજ રાખવાસારૂ તેજ ગામમાં અથવા બીજા કોઇ

ગામમાં સદહૂ જમીન તણાઇ જવાને પેટે બાઠાની જમીન જો કોઇ થઇ હોય તો તે શોધી કાહાડીને તેનીઉપર આકાર ઠરાવવો.

## ૬.—જે કામોસારૂ દુમાલા નહી હોય તેવી જમીનનો વાપર અટકાવ્યો છે તે કામો.

[કલમ ૪૮ તથા ૨૧૪ (ફ) તથા (ઐ)]

**૪૮.** ખેતીનાંજ કામસારૂ આકાર ઠરાવેલાં કોઇ સર્વેનંબરમાં ખેડી ન શકાય એવી દાખલ કરેલી જમીન સદહૂ નંબરનો ખાતાંદાર અથવા તેના આધારથી દાવો કરનારો કોઇ બીજો શખસ વધારાના ચાર્જવગર સામાન્યત: ખેડી શકેછે; પણ હેઠળ લખેલી હકીકતને પ્રસંગે સદહૂપ્રકારના ખેડાણની મના છે (એટલે):—

**(અ)** જ્યારે જમીનમાં રસ્તો હોય અથવા જે તળાવ પીત કરવાસારૂ અથવા પાણી પીવાનાં અથવા ઘરકામસારૂ વપરાતું હોય તેવું તળાવ હોય ત્યારે;

**(બ)** જ્યારે જમીન ડાટવાની જગાતરીકે વાપરવામાં આવતી હોય ત્યારે;

**(ક)** જ્યારે જમીન ગામના કુંભારના કામસારૂ અથવા બીજાં સાર્વજનિક કારણસારૂ આપેલી હોય ત્યારે:

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે સદહૂ તળાવ ફક્ત પીત કરવાસારૂ વાપરવામાં આવતું હશે અને ફક્ત ખાતાંદારના પોતાનાજ ભોગવટામાંહેની જમીનને જ્યારે પાણી પાવામાં આવતું હશે, અથવા જ્યારે તળાવનું સુકું તળીયું ખેડવાનો હક ખાતાંદારને ખસૂસ આપ્યોહશે ત્યારે આ મના સદહૂ તળાવને પ્રસંગે લાગૂ પડશે નહીં.

**૪૯.** ફક્ત ખેડનાં કારણસારૂ આકાર ઠરાવેલી અથવા ધારણકરેલી જમીનના કોઇ ખાતાંદારે તથા સદહૂપ્રકારના ખાતાંદારના આધારથી દાવો કરનાર કોઇ શખસે તે જમીનનો એવો કાંઇ ઉપયોગ કરવો નહીં કે જેથી કરીને કલેકટરનાં મતપ્રમાણે, ખેડાણસારૂ હોય તે જમીનનો નાશ થાય અથવા ખરેખરૂં નુકશાન લાગે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કાનુન તુટતી ન હોય તો ખાતાંદાર તથા સદહૂપ્રકારની કોઈ જમીન જે કોઇ શખસના કાયદાસરરીતે કબજામાં હોય તે કોઇ શખસ અગાઉથી પરવાનગી લીધાવગર તથા ફી આપ્યાવગર શુદ્ધબુદ્ધિથી ખુદ પોતાનાં ઘરકામસારૂ અથવા ખેડનાં કામસારૂ તે જમીનની ભોંયમાંથી માટી, પથર, કંકર, રેતી, મુરમ અથવા બીજી કોઇ વસ્તુ કાહાડી લઇ જવાને મુખ્ત્યાર છે.

**૫૦.** બંગલાના કંપૌંડ (વાડા) અને ઘરની આસપાસ ખુલ્લી જમીનના કડકા જેનાઉપર ખેડાણ કરવાનાં કારણસારૂ આકાર ઠરાવેલો નહીં હોય તે, જો કલેકટર કોઇપણ બાબતમાં લોકોની આરોગ્યતા રાખવાનાં કારણસારૂ એમ કરવાનું દુરસ્ત ધારે તો, ખેડાણનાં કામસારૂ લેવાનો અધિકાર નથી, પરંતુ ઘાસ કાપેલું રાખવું અથવા ઢોરને ચરી જવા દેવું.

**૫૧.** ઇમારતનો પાયો નાખવાનાં, કુવો ખોદવાનાં તથા અનાજસારૂ ખાડા ખોદવાનાં કારણશિવાય બીજાં કોઇપણ કારણસારૂ કલેકટરની અગાઊથી લખેલી મંજૂરી મેળવ્યાવગર કોઇપણ શેહેરનાં, કસબાનાં અથવા ગામના ગભાણમાંહેની દુમાલા નહીં કરેલી જમીન ખોદવી નહીં. સદહૂપ્રકારની કોઇ જમીન સદહૂ કલમપ્રમાણે ઉપર કહેલાં કામશિવાય બીજાં કાંઈ કામસારૂ ખોદવાની પરવાનગી જ્યારે કલેકટરે આપી હોય ત્યારે સદહૂ ખોદાણ, દર-

એક બાબતમાં કલેકટરને જે શરતો કરવાનું યોગ્ય લાગે તે શરતોશિવાય બીજી કોઇપણ રીતે કરવું નહીં.

**પર**. કોઇપણ જમીનના ખાતાદારે તે જમીનઉપર થોર અથવા ઘાસ એવીરીતે વધવા અથવા થવા ન દેવું કે જેથી તે પડોસમાંના લોકોની તંદુરસ્તીને અથવા સલામતીને ભયકારક થાય.

## ૭.—જમીનમેહેસૂલનો આકાર ઠરાવવો.

[કલમ પર, ૧૦૦ તથા ૨૧૪ (ડ).]

### (૧).—માપણી ન કરેલી જમીન,

**પ૩**. ખડબુચાં વાવવાસારૂ નદીનાં તળીયાંની જે જમીનનો ઊપયોગ કરવામાં આવતો હોય તેની ઊપર કાંઇ આકાર લેવો નહીં. સદહૂપ્રકારની જમીન ઊપર ચાર્જ કરવાનું જમીનમેહેસુલ ૨૨ મી કાનુનપ્રમાણે લિલામમાં ઊપજેલી તે જમીનના ખાતાની કિંમત-માં આવી જાય છે એમ સમજવું.

### (૨).—સર્વે કરેલી જમીન.

**પ૪**. બંગલાની આસપાસના કંપૌંડ (વાડા) તથા સરકાર વખતે વખતે દરએક જીલ્હા-સારૂ જેટલું ક્ષેત્રફળ ઠરાવશે તેટલા ક્ષેત્રફળ સુધીના ઘરોની આસપાસ ખુલ્લી જમીનના કડકા, જમીનમેહેસૂલના સંબંધમાં તેઓના આકારની બાબતમાં, જે જમીનઊપર બંગલા તથા ઘરો હશે તે જમીનને જે કાનુન લાગૂ હશે તે કાનુનને પાત્ર થશે.

### ટિકા.—વાડા જમીનનું પ્રમાણ.

ઘરના આસપાસની વગર આકારવાળી વાડાની (પડી) જમીનનું પ્રમાણ કોકણમાં ઘણામાંઘણું $\frac{1}{8}$ એક અષ્ટમાંસ એકર સુધી અને બાજે ઠેકાણે $\frac{1}{4}$ એક ચતુર્થાંસ સુધી પાળ વાનું ઠરાવેલું છે એમ સમજવું. પણ ઘણામાં ઘણું જે પ્રમાણ ઠરાવેલું છે તેટલી પડી જમીન પાળવીજ જોઇએ એમ કંઇ નથી. તેમજ તે પાળવામાં દેશના રીવાજઉપર પણ ધ્યાન રાખવું જોઇએ. જ્યાંહાં ઠરાવેલા પ્રમાણ કરતા વધારે ક્ષેત્રફળની જમીન યોગ્ય અધિકારીએ આપેલી હોય ત્યાંહાં તે આગળ ઉપર રીવીજન થતા સુધી તેમને ચલાવવી. (સરકારનો ઠરાવ નંબર ૮૨૯૩ તા૦ ૧૨ નવેંબર સને ૧૮૮૩.)

**પપ**. જો સરકારે બીજી રીતનો ઠરાવ કર્યો ન હોય તો ખેતીનાં કામસારૂ ઉપયોગ કરેલી, અથવા ઉપયોગ કરી શકાય એવી, જમીનની રેવેન્યુ સર્વે કરવાના કામમાં હેઠળ લખેલી કાનુનપ્રમાણે ચાલવું.

(૧) ગામના હિસાબમાં દાખલ થયલાં દરએક જૂદાં જૂદાં ખાતાની માપણી, પ્રતબંધી અને આકાર જૂદા જૂદા ઠરાવવા જોઇયે, અને હદ્દનિશાનથી હદ્દ ઠરાવવી જોઇયે, અને તે ખાતાનો સર્વે નંબરમાં સમાવેશ કરવો જોઇયે, અથવા, જો તે ખાતાના ક્ષેત્રફળઉપરથી ૯૮ મી કલમમાંના ઠરાવપ્રમાણે સર્વે નંબર કરવા જોગ તે ખાતું ન હોય તો, તેના સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગમાં સમાવેશ કરવો જોઇયે.

આ પ્રમાણે હદ્દનિશાનથી મર્યાદા બનાવનારા સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગોને "સબાર્ડિનેટ સર્વે નંબરો કેહેવા." પરંતુ તેઓ સર્વે નંબરોના હિસાબમાં દાખલ થયલા ભાગ છે એમ તેઓને સઘળાં કારણોસાર સમજવા જોઇયે.

(૨.) જ્યારે કોઈ ખાતું બે અથવા વધારે સામાઇક ખાતાદારોએ ભાગ પડતું ધારણ કર્યું હશે અને તે ખાતાદારોપૈકી દરએક ખાતાદારનો જુદો જુદો હિસાબ હશે તથા તે દરએક ખાતાદાર તે ખાતાબાબત આપવાનું જે જમીનમેહેસૂલ તે પૈકી પોતપોતાના ભાગનું ભરણું તે તે હિસાબમાં કરતો હશે, પણ તે દરએક ખાતાદારનો યોગ્ય ભાગ આખા ખાતામાંથી કાયમનો જુદો પાડ્યો નહીં હશે, ત્યારે તે આખા ખાતાનો સમાવેશ એક સર્વે નંબરમાં કરવો જોઇયે, અને દરએક સામાઇક ખાતાદારનો તેમાંનો ભાગ તે સર્વે નંબરના હિસાબમાં દાખલ થવાના ભાગતરીકે લખી મુકવો જોઇયે, અને તે ભાગનુ તે આખા સર્વે નંબર સાથે આનાવારી ગણતાં કેટલું પ્રમાણાંતર છે તે ગણીને તે આના તથા તે ભાગઉપરનો આકાર પણ લખી મુકવો જોઇયે.

(૩).—દરએક સર્વેસારૂ સર્વે કમિશનર જે નમુનો ઠરાવે તે નમુનાપ્રમાણે એક બુક રાખવી તેમાં સઘળી માપણી નોંધવી. સદરહૂ બુકો જ્યારે તૈયાર કરવામાં આવે ત્યારે તે સર્વેનાદફતર તરીકે સંભાળી રાખવી.

(૪).—સર્વેનાં કામસારૂ રાખેલા તાબામાંના સર્વે અમલદારોએ કરેલ 'અસલ માપણીનુ નીમતાનુ સર્વે કમિશનરને યોગ્ય લાગે તેટલેસુધી તથા તેરીતે માપણી ખાતાંનો ચાર્જ જે અમલદારો પાસે હશે તે અમલદારોએ કરવું જોઇયે.

(૫).—દરએક સર્વે નંબર બતાવનારા ગામના નકાશા સર્વે કમિશનરના હુકમથી તૈયાર કરવા. દરએક સર્વે નંબરના હદનિશાનનાં ઠેકાણા પણ સદરહૂ નકાશામાં બતાવેલાં જોઇયે.

(૬.)—આકારનાં કામસારૂ સઘળી જમીનની પ્રત બાંધવી તે તેનાં ફળવંતપણાના સંબંધમાં બાંધવી. વર્ગના નંબર તથા એકબીજાના સંબંધમાં તેઓની આનામાં કિંમત ઠરાવવી તે, જમીનના જે કડકાને સર્વે લાગૂ કરી હશે તે જૂદા જૂદા કડકાની હકિકતના સંબંધમાં તથા ખેડના પ્રકારના સંબંધમાં સર્વે કમિશનર હુકમ કરશે તે મુજબ ઠરાવવી.

(૭.)—દરએક પ્રતબંધી કરનારાએ એક ફીલ્ડ બુક રાખવી અને તેમાં દરએક સર્વે નંબરની તથા સબાર્ડીનેટ સર્વે નંબરની પોતે કરેલી પ્રતબંધીની વિગત અને પોતાનાં મત પ્રમાણે ફલાણા વર્ગનુ તે છે એમ માનવું જોઇયે તે વર્ગમાં તે નાખવાન કારણ નોંધી રાખવું જોઇયે. સદરહૂપ્રકારની ફીલ્ડ બુક સર્વેના કાયમ દફતર તરીકે સંભાળી રાખવી.

(૮.)—પ્રતબંધી કરવાસારૂ નીમેલા તાબામાંના અમલદારોએ કરેલી અસલ પ્રતબંધીનં નીમતાનું સર્વે કમિશનર જેટલેસુધી તથા જે રીતે ફરમાવે તેટલેસુધી તે રીતે પ્રતબંધી કરવાના ખાતાનો ચાર્જ જે અમલદારોને હોય તે અમલદારોએ કરવું. સદરહૂ નીમતાનું એક સ્વતંત્ર નીમતાનં થશે, કેમ કે તે નીમતાનું પુરૂ કરવામાં અને તેનું પરિણામ આખરનું ઠરાવવામાં આવશે ત્યાંહાંસુધી અસલ પ્રતબંધી કરનારનાં કામથી અથવા દફતરથી તે નીમતાનં કરનાર અમલદાર બિલકુલ અજાણ્યો રહીને તે કરશે, અને જ્યારે તે પુરૂ કરવામાં આવશે અને તેનુ પરિણામ આખરનું ઠરાવવામાં આવશે ત્યારેજ પ્રતબંધીની અસલ કિંમત તથા નીમતાનાની કિંમત મેળવી જોવામાં આવશે અને તેમનાં જૂદાં જૂદાં પરિણામ નોંધી રાખવામાં આવશે.

(૯.)—જ્યારે આકારના દર સરકાર મંજૂર કરશે ત્યારે સર્વે નંબરમાં અથવા સબાર્ડિનેટ સર્વે નંબરમાં જે જમીન હશે તે જમીનની જેનીતેની પ્રતબંધીની કિંમતપ્રમાણે દરએક સર્વે નંબરઉપર અથવા સબાર્ડિનેટ સર્વે નંબરઉપર લેવાનો આકાર ઠરાવવામાં આવશે.

(૧૦.)—પાછળની સર્વેની કાનુનોમાં જે વિગતબાબત ઠરાવ કરવામાં આવ્યો નથી તેબાબતનો નિર્ણય દરએક સર્વેમાં, સરકારના સામાન્ય નિર્બંધને અનુસરીને જે સામાન્ય અથવા વિશેષ હુકમ કરવાનું સર્વે કમિશનરને વખતે વખતે યોગ્ય લાગશે તેપ્રમાણે કરવો જોઇયે.

(૩).—**સામાન્ય**.

**૫૬.** જ્યારે ખેતીનાંજ કામસારૂ આકાર ઠરાવેલી અથવા ધારણ કરેલી દુમાલા નહીં કરેલી જમીન ખેતીને લગતાં નહીં હોય તેવાં કોઇ કામમાં પછીથી લગાડવામાં આવે ત્યારે એ પ્રમાણે ખરેખર લગાડેલી જમીનઉપરના ધારાનો આકાર જમીનમેહેસૂલના કાયદાની ૪૮ મી કલમના બીજા પારેગ્રાફના ઠરાવ મુજબ ફેરવવામાં આવશે અને તે હેઠળ લખેલા દરે ઠરાવવામાં આવશે:—

જે ગામ, કસબા અથવા શેહેરમાં જમીન હોય તે ગામ,

કસબો અથવા શેહેર, ૬૬ મી કાનુનપ્રમાણે,

૧લા વર્ગમાં દાખલ કરેલું હોય તો..............દર એકરે રૂ. ૧૦. અથવા ખેતીનાં કામસારૂ ધારાનો આકાર હોય તેનું દસ ઘણું, આમાં જે વધારે હોય તે;

| | | | | |
|---|---|---|---|---|
| ૨જા | ,, | ,, | રૂ. ૫. અથવા એજન પાંચ ઘણું | એજન. |
| ૩જા | ,, | ,, | રૂ. ૨. અથવા એજન ત્રણ ઘણું | એજન. |
| ૪થા | ,, | ,, | રૂ. ૧. અથવા બમણો ધારાનો આકાર. | |

જમીન જે ગામ, કસબા અથવા શેહેરમાં હોય તે ગામ, કસબો અથવા શેહેર, ૬૬ મી કાનુનપ્રમાણે ૫મા વર્ગમાં દાખલ કર્યું હોય તો સાધારણરીતે ધારાના આકારમાં કાંઇ ફેરફાર કરવામાં આવશે નહીં.

**૫૬અ.** ઉપરની છેલ્લી કાનુનમાંહેનો કોઇપણ મજકુર અમદાવાદ, ભરૂચ, સુરત રાંદેર તથા વલસાડ શેહેર તથા કસબાઓના ગભાણમાંહેની જમીનોને લાગુ પડશે નહીં.

સદર્હૂ ગભાણોમાં સદર્હૂ પ્રમાણે ઉપયોગમાં લીધેલી જમીન ઉપર બેસાડવાનો દર' :રચોરસવારે બેપાઇ હશે.

## ૮.—દુમાલા જમીનનું પત્રક.

(કલમ ૫૩.)

**૫૭.** જમીનમેહેસૂલના કાયદાની ૫૩ મી કલમપ્રમાણે રાખવાનું દુમાલા જમીનનું પત્રક ૫ પુરવણીના નમુનાપ્રમાણે જોઇયે.

## ૯.—સરકાર દાખલ થયલી ધારણકરેલી જમીનની વ્યવસ્થા.

[કલમ ૫૬ તથા ૨૧૪ (ઈ) તથા (એ).]

**૫૮.** જ્યારે જ્યારે કલેકટરને એમ લાગશે કે જમીનમેહેસૂલની બાકી, ધારણકરેલી જે જમીનબાબત તે બાકી લેણી હશે તે ધારણકરેલી જમીનુ સરકાર દાખલ કરવાશિવાય જમીન મેહેસૂલના કાયદાના ૧૧ મા બાબમાં જે ઉપાય ઠરાવ્યા છે તે કોઇપણ ઉપાયથી

તરત વસૂલ થઇ શકશે નહીં ત્યારે તે ધારણકરેલી જમીન સરકાર દાખલ થઇ એવું તેણે ઠરાવવું. પણ જરૂરના પ્રસંગ શિવાય એવો ઠરાવ કરવામાં ન આવે એ બાબ સંભાળ રાખવી જોઇએ.

વિશેષ પ્રસંગે આ કાનુનપ્રમાણે ધારણકરેલી જમીનનું સરકાર દાખલ કરવું એક અથવા બે વરસસુધી મોકુફ રાખવાને કલેકટર મુખ્ત્યાર છે.

ધારણકરેલી જે જમીનબાબત બાકી લેણી હશે તે જમીનમાં બે અથવા વધારે સર્વે નંબર હોય, અથવા જમીનના બે અથવા વધારે ભાગ હોય, અથવા જૂદો આકાર ઠરાવેલાં ઇસ્ટેટ હોય અને કલેકટરનું એવું મત હોય કે સદહૂ બાકીની સઘળી રકમ, સદહૂ નંબર ભાગ અથવા ઇસ્ટેટપૈકી ફકત એક અથવા વધારે વેચ્યાથી મળી શકશે તો તેની નજરમાં આવે તેમ સદહૂ નંબર, ભાગ અથવા ઇસ્ટેટપૈકી એક અથવા વધારે નંબર, ભાગ અથવા ઇસ્ટેટ સરકાર દાખલ કરવાને તે મુખ્ત્યાર છે.

**૫૯.** કોઇ આવી ધારણકરેલી જમીન સરકાર દાખલ થઇ હશે તે, વહિવટમાં નહીં લીધેલી દુમાલા કરી આપેલી નહીં હોય એવી જમીનતરીકે દફતરમાં કલેકટરે નોંધાવવી; અને તેની વ્યવસ્થા તેવા પ્રકારની જમીનબાબત જે હુકમ તથા કાનુન અમલમાં હશે તે હુકમ તથા કાનુનમુજબ એકદમ અથવા પછીના હરકોઇ વખતે કરવાને તે મુખ્ત્યારછે; પણ એવું ઠરાવ્યું છે કે જો સરકાર દાખલ થયલી દુમાલા ધારણકરેલી જમીન ચાકરીને પેટે ધારણકરેલી હશે તો, અને કલેકટરની ખાત્રી થશે કે જમીનઊપર લેણું થયલું જમીનમેહેસૂલ આપવાને ચુક્યો તે તે લેણું આપવાને વતનદાર અશકત હોવાનાં કારણથીજ ચુક્યો તો, સરકાર દાખલ થયલી ધારણકરેલી જમીનમાંથી જમીનનો એક ભાગ જેના ખાતાંની કિંમત, બાકી વસૂલ કરવાની જે રકમ હશે તે રકમના જેટલી થવાનો સંભવ હશે તે ભાગ બાદ કરવાને તે મુખ્ત્યાર છે, અને તે ભાગની વ્યવસ્થા ઊપર કહેલી કાનુન તથા હુકમપ્રમાણે કરવાને, અને સરકાર દાખલ થયલી ધારણકરેલી જમીનનો બાકીનો ભાગ વતનદારને પાછો આપવાને મુખ્ત્યાર છે; અથવા સરકારની અગાઊથી પરવાનગી લઇને સરકાર દાખલ થયલી ધારણ કરેલી સઘળી જમીન પાછી આપવાને મુખ્ત્યારછે, અને સરકાર દરએક પ્રસંગે મંજૂર કરે તે પ્રમાણે કાંતો જમીનમેહેસૂલની લેણી બાકી મુકી દેવાને અથવા આયંદે તે આપવામાં આવે એવી ગોઠવણ કરવાને મુખ્ત્યાર છે.

**૫૯.અ.*** જો કોઇ વસૂલ આપવાની કસૂર કરનાર એવી મરજી બતાવે કે સરકાર દાખલ થયલું પોતાનું ખાતું વેચાણ સારૂ ખુલું મુકવું જોઇએ, એવા મુદ્દા ઊપર કે:—

(૧.) તે ખાતું મેળવવા સરકારમાં અથવા પ્રથમના ખાતાદારને કંઇ અવેજ પોતાને ભરવો પડ્યો હતો; અથવા

(૨.) ખાતાની જમીન સરકારમાંથી છેવટ મળી તે પછી તેમાં સુધારો કરવામાં આવ્યો છે;

તો કલેકટરે તે બાબતની ચોકસી કરવી જોઇએ અને કસૂર કરનારની માગણી પોતાને વ્યાજબી જણાયતો તે ખાતું વેચાણસારૂ ખુલું મુકવું જોઇએ:

---

* કાનુન ૫૯અ ૫૯બ સ. ઠ. નંબર ૭૪૩૬ તા૦ ૨૦ અકટોબર સને ૧૮૮૬ થી મંજુર થએલા છે, તથા તેજ ઠરાવથી કાનુન ૬૦ તથા ૬૨ દુરસ્ત કરીયા પ્રમાણે અહીંઆ દાખલ કરેલા છે.

તોપણ એવું ઠરાવવામાં આવેછે કે જો કલેકટરને એમ માનવાનું કારણ હોય કે માગણી કપટથી થઇછે, અથવા, સરકારની લેણી બાકી હોય તે ખરચ સુદ્ધાં પુરેપુરી ભરાયાવગર ખાતું પાછું મેળવવાની સંતલશ થઇ છે; અથવા વેચાણની જાહેરાત પ્રસિદ્ધ કરવામાં અગર વેચાણ ચલાવવામાં કાંઇ ગેરકાયદે થયું છે જેથી ઘણુંકરીને સૌથી મોટી માગણીની રકમ પેદા થવાને હરકત થઇછે, અથવા બીજી કોઇ રીતે કોઇને નુકસાન થયુંછે એમ તેના અભિપ્રાયમાં આવતું હોયતો એવા કોઇ ખાતાનુ વેચાણ કાયમ રાખવાને તે બંધાયલો નથી.

**૫૯બ.** જો કોઇ સરકારદાખલ થયલું ખાતું, જેનો સમાસ કાનુન ૫૯અ માં થતો હોય તે હિસાબમાં દાખલ થયલા સર્વે નંબરનો ભાગ હોય તો પ્રથમ તે તે સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલા ભાગોના બીજા ખાતાદારોને કલમ ૯૯ (બ) માં જે અનુક્રમ બતાવ્યો છે તે મુજબ કલેકટરની નજરમાં યોગ્ય લાગે તેટલી કીંમતે આપવા કાઢવું જોઇએ. જો તેઓપૈકી કોઇપણ તે ખાતું ખરીદ ન કરે તો પછી કાનુન ૫૯અ માં કહ્યા પ્રમાણે તેની વ્યવસ્થા કરવી.

**૬૦.** ઉપરની છેલી બે કાનુનમાં ન આવનારા સરકાર દાખલ થયલાં ખાતાં લેણી બાકી વસૂલ કરવા સારૂ વેચવા કાઢવા પણ કલેકટરને જ્યારે એમ લાગે કે:—

(અ.) વખત ખરાબ હોવાને લીધે, અથવા ખાતામાં જે જાતની જમીન હશે તે જાતની જમીનનો ખપ ન હોવાને લીધે, અથવા પડોસના જમીન ધારણ કરનારાઓ એક મેળાપી થઇ જવાને લીધે, અથવા બીજા કોઇપણ વિશેષ કારણને વાસ્તે, વેચાણની વખતે કોઇ માગણી કરનારાઓ નહી આવે અથવા સૌથી વધારેમાં વધારે માગણી કરેલી રકમ ખાતાની મુકરર કરેલી કીંમતના કર્તાં ઘણીજ ઓછી થશે અથવા,

(બ.) ખાતાંમાંહેની જમીન જમીનમેહેસૂલના કાયદાની ૩૮ મી કલમમાં કહેલા કોઈ કામસારૂ કાંતો તાબડતોબ અથવા કલેકટરની નજરમાં વ્યાજબી લાગે તે મુદતની અંદર જોઇશે એવો સંભવ છે એમ લાગે,

ત્યારે તે વેચવાસારૂ કાઢવાં નહીં.

**૬૧.** સરકાર દાખલ થયલાં ખાતાં તરીકે તેવા ખાતાંના દરએક વેચાણ, વહિવટમાં નહીં લીધેલી દુમાલા નહીં કરેલી જમીનને જે કાનુન તથા હુકમ લાગૂ હોય તે કાનુન તથા હુકમ જમીનમેહેસૂલના કાયદાના ૧૧ મા બાબના ઠરાવને જેટલેસુધી મળતા આવતા હોય તેટલેસુધી તેને અનુસરીને કરવું; સદહૂ પ્રકારનાં દરએક વેચાણના પ્રસંગને ૩૧મીથી તે ૩૩મીસુધીની કાનુનોના ઠરાવ લાગૂ થશે.

**૬૨.** જો કોઇપણ કારણથી સરકાર દાખલ થયલું ખાતું વેચવામાં ન આવે તો કલેકટરે કાંતો તે ખાતામાંની જમીન વગર કબજાની જમીનની પેઠે દફતરમાં દાખલ કરાવવી અને ફરમાવવું કે વગર કબજાની જમીનની વ્યવસ્થા કરવાસારૂ જે કાનુનો તથા હુકમો અમલમાં હશે તે કાનુનો તથા હુકમો મુજબ સદહૂ જમીનની વ્યવસ્થા કરવી, અગર જમીન મેહેસૂલના કાયદાની ૩૮મી કલમમાં કહેલા પ્રકારના કોઇપણ કામ માટે કાયદાસર રીતે એકદમ જુદી રખાવવાની તજવીજ કરવી

**૬૩.** જે બાકીબાબત ખાતું સરકાર દાખલ કરવામાં આવ્યું હોય તે બાકી તથા બાકી ન આપનાર કાયદાસર દેવા થયલા સઘળા ખરચ તથા ચાર્જ આપે તો, અથવા

વાજબી મુદ્દતની અંદર સદહૂ બાકી, ખરચ તથા ચાર્જ આપવા સારૂ કલેક્ટરની ખાત્રી થાય એવું તારણ આપે તો સરકાર દાખલ થયલું હરકોઇ ખાતું હરકોઇ વખતે પાછું આપવું તે કલેક્ટરની મરજી ઉપર છે.

કોઇપણ સરકાર દાખલ થયલી દુમાલા ધારણ કરેલી જમીન સરકારની અગાઉથી મંજૂરી લીધા વગર પાછી આપવી નહીં.

**૬૪.** જ્યારે કોઇ ધારણકરેલી જમીનઉપર લેણું થયલું જમીનમેહેસૂલ આપવામાં કસૂર કર્યાના સબબથી તે જમીન સરકાર દાખલ થઇ હોય (અને) તે વેચવામાં ન આવી હોય ત્યારે, આપવાની કસૂર કરનારનીઉપર જબરીની બીજી વધારે તજવીજ કર્યાવગર તે લેણી બાકી સામાન્યત: મુકી દેવી. પણ એવું કાંઇ યોજયું નથી કે નાણું આપવાની કસૂર કરનારની ધારણકરેલી જમીન વેચ્યાવગર સરકાર દાખલ કરી છે તથા તેની વ્યવસ્થા કરી છે તે છતાં પણ તેની પાસેથી બીજા ઉપાયથી બાકી વસૂલ કરવાનો હક બિલકુલ છોડી દીધો છે; વિશેષબાબતમાં કમિશનરની મંજૂરીથી તે હક અમલમાં લાવવાને કલેક્ટર મુખ્ત્યાર છે.

## ૧૦.—૬૧મી કલમ પ્રમાણે લેવાના દંડની હદ.

**૬૫.** જ્યારે જમીન હુકમ વગર ભોગવટામાં લઇને ખેતીવાડીને લગતું નહીં હોય તેવાં કોઇ કામમાં વાપરી હોય ત્યારે જમીન મેહેસૂલના કાયદાની ૬૧મી કલમ પ્રમાણે લેવાના દંડની હદ, જો તે જમીન પ્રવેશ કરનારના કાયદાસર ભોગવટામાં હોય ને કલેક્ટરની પરવાનગીવગર તેજ કામસારૂ તેણે વાપરી હોય તો, જમીન મેહેસૂલના કાયદાની ૪૮મી તથા ૬૬મી કલમ પ્રમાણે જે દંડની રકમ લઇ શકાત તેની બમણી સમજવી.

## ૧૧.—દુમાલા નહીં હોય તેવી જમીન અસલ ખેતીવાડીને લગતાં કામમાં વાપરી હોય તે તે શિવાય બીજાં કામમાં વાપરી હોય ત્યારે લેવાના દંડ (કલમ ૬૫ તથા ૬૬.)

**૬૬.** જમીનમેહેસૂલના કાયદાની ૬૫મી કલમ પ્રમાણે દંડ લઇ શકાય તેની રકમ ઠરાવવાનાં કારણસારૂ કમિશનરોએ પોતપોતાના ભાગમાંનાં ગામ, કસબા તથા શેહેરના પાંચ વર્ગો કરવા. આ કાનુન પ્રસિદ્ધ થાય કે તરત કમિશનરોએ સદહૂ પાંચ વર્ગોપૈકી પેહેલા ચાર વર્ગોમાં દરએક જીલ્હાના કયાં કયાં ગામ નાખ્યાં છે તેમનાં નામ બતાવનારા જાહેરનામાં મુંબઇના સરકારી ગ્યાઝેટમાં પ્રસિદ્ધ* કરવાં; પાંચમાં વર્ગમાં "તાલુકા માંહેના બીજા સઘળાં ગામો" આવશે તે પેહેલા ચાર વર્ગોમાં દાખલ કરવાં નહીં, અને તેમનાં નામ દઇને નિર્દિષ્ટ કરવાં નહીં. સદહૂ વર્ગો વર્ગી તેવાંજ જાહેરનામાં કરીને વખતે વખતે ફેરવવાને કમિશનરો મુખ્ત્યાર છે.

---

* આ કાનુનના કારણસાર ભાગના કમિશનરોએ પોતપોતાના ભાગના ડિસ્ટ્રિક્ટમાના કીયા કીયા ગામો કીયા કીયા વર્ગમાં નાખેલા છે તે બતાવનારી યાદીઓ નીચે બતાવેલા મુંબઇના સરકારી ગ્યાઝેટ (ભાગ ૧ લો) માં છપાએલી છે.—

ઉત્તર ભાગ ... ... ગ્યાઝીટનુ પાન ...૬૬૧ તે ૬૭૯ સને ૧૮૮૨, અને ૫૧૩ સને ૧૮૮૩.
મધ્ય ભાગ ... ... ,, ...૩૧૨ તે ૩૧૪ ૧૮૮૩, તથા ૩૧૭ તે ૩૨૧ ૧૮૮૪.
દક્ષણ ભાગ... ... ,, ...૯૦૦ તે ૧૦૩૯ ૧૮૮૨.

**૬૭.** **સદહૂ પ્રકારનાં જાહેરનામાથી પેહેલા ચાર વર્ગમાં દાખલ કરેલાં ગામમાં, કસબામાં તથા શેહેરમાં** જમીન મેહેસૂલના કાયદાની ૬૫મી કલમ મુજબ લઇ શકાય તે દંડ **ઘણુંકરીને હેઠળ** લખેલા દર પ્રમાણે જોઇયેઃ—

| | |
|---|---|
| વર્ગ ૧લો દર એકરે રૂ. ૨૫૦ | ખેતીવાડીને લગતું નહીં હોય તેવાં કોઇ કામમાં ખરેખર જેટલી જમીન વાપરી હશે તેટલીના, અને તેજ દરે પ્રમાણ પ્રમાણે એક એકરના અંશબદલ. |
| ,, ૨જો ,, ,, ૧૫૦ | |
| ,, ૩જો ,, ,, ૧૦૦ | |
| ,, ૪થો ,, ,, ૫૦ | |

**સદહૂ** પ્રકારના જાહેરનામાંથી પાંચમા વર્ગમાં દાખલ કરેલાં ગામમાં, કસબામાં તથા **શેહેરમાં ઘણુંકરીને** કાંઇપણ દંડ લેવામાં આવશે નહીં.

આ કાનુનમાં પાછળ ગમે તે ઠરાવ હોય તોયપણ, કલેક્ટરની નજરમાં આવે તો, કોઇપણ વિશેષ પ્રસંગે બીજા વર્ગોપૈકી કોઇપણ વર્ગમાંનાં કોઇ ગામમાં, કસબામાં અથવા શેહેરમાં પેહેલા વર્ગસારૂ કહેલા દંડ કરતાં વધારે નહીં હોય એવો દંડ આપવાનું ફરમાવવાને તે મુખ્ત્યાર છે.

**૬૮.** રેલવેસ્ટેશનો, મ્હોટા કસબાઓ, લશ્કરી છાવણીઓ તથા સરકારને યોગ્ય લાગે તે બીજાં ઠેકાણાંની આસપાસની જે હદ સરકાર મુંબઇનાં સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને વખતે વખતે ઠરાવે તે હદમાંની જમીનબાબત પાછલી બે કાનુનમાં ગમે તે ઠરાવ હોય તોયપણ જમીનમેહેસૂલના કાયદાની ૬૫મી કલમ પ્રમાણે લઇ શકાય તે દંડની રકમ કલેક્ટરે પોતાની નજરમાં આવે તે દરે ઠરાવવી. પણ દર એકરે ૫૦૦ રૂપિયા અથવા ૧,૦૦૦ રૂપિયાનો દર સરકારે સદહૂ જાહેરનામામાં ફરમાવ્યો હોય તેના કરતાં વધારે દર ઠરાવવો નહીં.

**૬૮.અ.** અમદાવાદ, ભરૂચ, સુરત, રાંદેર, અને વલસાડ શેહેર તથા કસ્બાઓના ગભાણમાંહેની જમીન ખેતીવાડી શિવાયનાં કામમાં લગાડવા માટેની ૬૫મી કલમ મુજબની અથવા ૧૧૬ મી કલમ મુજબ સદહૂ પ્રમાણે કામમાં લગાડેલી જમીનનુ હદનિશાન કરાવવા તથા તેનો જુદો નંબર પડાવવા માટેની પરવાનગી માટેની કોઇપણ અરજી કલેક્ટરે જે જમીનની સંબંધમાં તે અરજી હોય તે જમીનની સપાટી બસે (૨૦૦) ચોરસવારના કરતા ઓછી હોય તો મંજુર કરવી નહીં.

**ટિકા.**—કાનુન ૬૮ પ્રમાણે ઊતર ભાગના જીલ્હાઓમાંહેની કીયા ગામમાં કઇ હદસુધી કીયા દરપ્રમાણે દંડની રકમ કલેકટરે ઠરાવવી તે નામદાર સરકારનુ જાહેરનામુ નંબર ૬૩૧ જે મુંબઇ ગવર્હનમેન્ટ ગ્યાઝીટ સને ૧૮૮૩ નો ભાગ ૧ લાને ૮૫ મે પાને છપાએલું છે તેમાં બતાવેલુ છે તે નીચે પ્રમાણે.

| જીલ્હા. | તાલુકા. | શેહેર કસ્બો, અથવા ગામ. | આ જાહેરનામું જે હદને લાગૂ છે તે હદ. | દર એકરે દંડ લેવાની રકમ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| અમદાવાદ. | દસકરોઈ. ... | ૧ અમદાવાદ, શેહર અને કાંપ.<br>૨ ચંગીસપુર.<br>૩ શેકપુર આનપુર.<br>૪ વાડજ.<br>૫ ઉસમાનપુર.<br>૬ દરીઆપુર કાજીપુર.<br>૭ આસારવા.<br>૮ રખીઆલ.<br>૯ રાજપુર હીરપુર.<br>૧૦ બોખરા મેહમદાબાદ.<br>૧૧ બાગફરડોસ.<br>૧૨ સુંદલખામોદલ<br>૧૩ પાલડી.<br>૧૪ કોચરબ.<br>૧૫ છદાવડ. | અમદાવાદ રેલવે સ્ટેશનથી ૩ મૈલની અંદરની જમીનોને. | ૧૦૦૦ |
| | | ૧૬ કાલી.<br>૧૭ રાણીપ.<br>૧૮ આછેર.<br>૧૯ મોટેરા. | સાબરમતી રેલવે સ્ટેશનથી બે મૈલની અંદરની જમીનોને. | |
| | ધંધુકા. ... | ધંધુકા કસ્બો. | કચેરીથી એક મૈલ અંદરની જમીનોને. | |
| | વીરમગામ. | વીરમગામ કસ્બો. | વીરમગામ સ્ટેશનથી બે મૈલની અંદરની જમીનોને. | |
| | સાણંદ ... | સાણંદ કસ્બો. | સાણંદની ડીસ્પેનસરીથી એક મૈલની અંદરની જમીનોને. | |
| | પરાંતીજ... | પરાંતીજ કસ્બો | કચેરીથી એક મૈલની અંદરની જમીનનો. | ૫૦૦ |

| જીલ્હા. | તાલુકા. | શેહેર, કસ્બો અથવા ગામ. | આ જાહેરનામું જે હદને લાગુ છે તે હદ. | દર એકરે દંડ લેવાની રકમ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ખેડા. | નડીઆદ. | ૧ પીપલગ.<br>૨ ડુમરાલ.<br>૩ કુમલા.<br>૪ નડીઆદ. | નડીઆદ રેલવે સ્ટેશનથી ૨ મૈલ ફરતી હદની અંદરની જમીનોને. | ૫૦૦ |
| | આનંદ. | ૧ ગામડી.<br>૨ આનંદ. | આનંદ રેલવે સ્ટેશનથી ૨ મૈલની ફરતી હદની અંદરની જમીનોને. | |
| | | ૩ ઊમરેઠ. | ઊમરેઠ રેલવે સ્ટેશનથી ૨ મૈલની ફરતી હદની અંદરની જમીનનો. | |
| ભરૂચ. | ભરૂચ. | ૧ ભરૂચ.<br>૨ કાસક.<br>૩ માજમપુર.<br>૪ કલમીવગા.<br>૫ આલી.<br>૬ ડુંગરી.<br>૭ વેજલપુર. | દરએક ગામની સરવેથી થએલી હદની અંદરની જમીનોને. | ૧૦૦૦ |
| સુરત | ચોરાસી. | ૧ સુરત. | શેહરના હદની અંદરની જમીનોને. | ૧૦૦૦ |
| | | ૨ આઢવા.<br>૩ કટોદ્રા.<br>૪ ઉમરવાડા.<br>૫ આજના.<br>૬ નવાગામ.<br>૭ ટુંકી.<br>૮ મજુરા. | સુરત શેહરથી અરધા મૈલની હદની અંદરની જમીનોને. | |
| | વલસાડ. | ૧ વલસાડ. | મુંન્સિપાલીટીની હદની અંદરની જમીનોને. | ૫૦૦ |
| | | ૨ ભગડવાડા.<br>૩ પારડી સાંડપુર.<br>૪ મોગ્રાવાડી.<br>૫ નાનકવાડા.<br>૬ આબ્રમા.<br>૭ લીલાપુર. | વલસાડ મુંન્સિપાલ હદથી અરધા મૈલની અંદરની જમીનોને. | |

| જીલ્હા. | તાલુકા. | શેહર કસ્બો અથવા ગામ. | આ જાહેરનામું જે હદને લાગુ છે તે હદ. | દર એકરે દંડની રકમ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ઠાણા. | સાષ્ટી. | ૧ ઠાણા. | દરેકે ગામની સીમ સુધી અંદરની જમીનને. | ૧૦૦૦ |
| | | ૨ ચેંદણી. | | |
| | | ૩ પાચપાખડી. | | |
| | | ૪ માજીવડે. | | |
| | | ૫ કલવે. | | |
| | | ૬ મહુલ | | |
| | | ૭ તુરંભે. | | |
| | | ૮ શાહાબાજ. | | |
| | | ૯ બાંદરા. | | |
| | | ૧૦ દાંડા. | | |
| | | ૧૧ આંધેરી. | | |
| | | ૧૨ આંબોલી. | | |
| | | ૧૩ વેસાવે. | | |
| | | ૧૪ મ્હાડ. | | |
| | | ૧૫ દરોલી. | | |
| | | ૧૬ એરંગલ. | | |
| | | ૧૭ એકસે. | | |
| | | ૧૮ મરવે. | | |
| | | ૧૯ મલવણે. | | |
| | | ૨૦ મનોરી. | | |
| | | ૨૧ ગોરાઇ. | | |
| | | ૨૨ ઉતાણ. | | |
| | | ૨૩ ડોંગરી. | | |
| | | ૨૪ ઓરવલી | | |
| | કલ્યાણ. | કલ્યાણ. | | |
| | ભીવંડી. | ૧ ભીવંડી. | | |
| | | ૨ નીઝાંમપુર. | | |
| | માહીમ. | ૧ પામટેંભી. | | ૫૦૦ |
| | | ૨ કરેકુરણ. | | |
| | | ૩ કેલવે. | | |

૬૯. કલેકટરે પોતાની નજરમાં આવે તેમ ૬૬ મી કલમ મુજબ લઇ શકાય તે દંડ ઠરાવવો, પણ જમીનમેહેસૂલના કાયદાની ૬૫ મી કલમપ્રમાણે જે દંડ પોતે કરી શકે તેના પાંચઘણા કર્તાં વધારે તે દંડ હોવો ન જોઇયે. આ કાનુનનાં કારણસારૂ ૬૬ મી કાનુનમુજબ કરેલાં જાહેરનામાંથી પાંચમાં વર્ગમાં દાખલ કરેલાં ગામ, કસબા અથવા શેહેર ચોથા વર્ગમાં દાખલ કરેલાં છે એમ સમજવું.

૭૦. જે પ્રસંગ જૂદાજ અથવા વિશેષ છે એવું સરકારને લાગશે તે પ્રસંગે, કલેકટરે ઠરાવવાના દંડની રકમ, પછી તે ૬૫ મી કલમપ્રમાણે હોય કે ૬૬ મી કલમપ્રમાણે હોય, પાછળની કાનુનોમાં ગમે તે ઠરાવ છે તોયપણ, પોતાને યોગ્ય લાગશે તે દરે સરકાર વિશેષ રીતે ઠરાવશે.

૭૧. જે કુંભાર તથા ઇંટ તથા નળીઆં બનાવનારા પોતાનાં ખાતાની જમીનની માટીમાંના કાંઇ પદાર્થ પોતાના ધંધાનાં કામમાં વાપરશે, અથવા પોતાનો ધંધો વધારે સગવડથી ચલાવી શકાય એટલાસારૂ પોતાની જમીનઉપર ઝુપડાં અથવા બીજાં બાંધકામ કરશે તે કુંભારોને તથા ઇંટ તથા નળીઆં બનાવનારાઓને કાનુન ૬૬ થી ૭૦, બેઉસુધાંના કોઇ ઠરાવ લાગૂ છે એમ સમજવું નહીં. જમીન મેહેસૂલના કાયદાની ૬૫ મી અથવા ૬૬ મી કલમમુજબ સદહૂ પ્રકારનાં માણસોને પ્રસંગે કાંઇપણ દંડ લેવો નહીં.

### ટિકા.—કલમ ૬૫ તથા ૬૬ કુંભારને કયારે લાગૂ છે.

આ કાનુનમાં એવું ઠરાવેલુ છે કે કુંભાર તથા ઇંટો તથા નળીઆકરનાર પાસેથી કોડની કલમ ૬૫ તથા ૬૬ પ્રમાણે કંઇપણ દંડ લેવો નહી. પણ (આ કાનુનમાં કહેલી) આ વિશેષ માફીની બાબત શિવાય કરીને બીજી બાબતમાં દંડ લેવા જોઇએ.

માટે જ્યાંહાં કોઇ ઇંટોકરનાર કોઈ વિશેષ કામસારૂ જુદી કાઢેલી જમીન વગરપરવાનગીથી કબજામાં લઇ તે ઉપર ઇંટોની ભટ્ટી કરે ત્યાંહાં સદહૂ વિશેષ માફી ન હોત તો કાનુન ૬૫ મુજબ જે દંડ લેવાનો તે, અધિકારથી ધારણ કરેલાં ખાતાંની જમીનમાં વગરપરવાનગીથી એવાજ પ્રકારની બીજી વગરખેતીના કારણસારૂ ઉપયોગ કરેલી જમીનની બાબતમાં જે દંડ લેવાત તેથી બમણો ગણવો જોઇએ. (સરકારનો ઠરાવ નંબર ૧૬૭૨ તા૦ ૧૧ માર્ચ સને ૧૮૮૨.)

૭૨ કાનુન ૬૬ થી તે ૭૦, બેઉસુધાં, માંહેના કોઇપણ ઠરાવ, બીજા હુકમ થતાંસુધી, કાનડા તથા રત્નાગિરી જીલ્હાને લાગૂ થશે નહીં.

## ૧૨.—મના કરેલાં કામમાં જમીન લગાડવી અથવા પરવાનગીવગર જમીન કામે લગાડવી.

[કલમ ૪૮, ૬૬ તથા ૨૧૪ (એ.)]

૭૩. જ્યારે કોઇપણ ખાતેદાર અથવા ખેડુત અથવા તેના પેટામાં અથવા તેની મારફત જમીન ધારણ કરનારો બીજો શખસ પોતાના ખાતાની જમીન, ૪૮ મી કાનુન ઉપરથી મના કરેલાં કામમાં અથવા ખેતીનીસાથે સંબંધ ન હોય તેવાં કોઇપણ કામમાં, કલેકટરની પ્રથમ પરવાનગી લીધાવગર, લગાડશે ત્યારે તેણે પોતાના ખાતાની શરત તોડી એમ સમજવું જોઇયે; અને વાજબી સૂચના આપ્યાપછી જો તે તે જમાન તે અગાઉ જેવી સ્થિતિમાં હતી તેવી સ્થિતિમાં આણવામાં ચુકે તો તે જમીનનાં ખાતાંઉપરનો તેનો હક ડુબ્યો એમ સમજવું જોઇયે, અને જમીનમેહેસૂલનાં કાયદાની ૨૦૨ જી કલમમાં

કહેલા પ્રકારે સંક્ષેપ રીતે કામ ચલાવીને તેને કાહાડી મુકવાની તજવીજ કરવાનો અધિકાર કલેકટરને છે.

સદહૂ જમીનમાં અથવા જમીનઉપર ખાતાદારની જે સ્થાવર અથવા જંગમ માલમિલકત હશે તે ત્યાંહાંથી લઇ જવાનો અથવા લઇ જવડાવવાનો અધિકાર કલેકટરને છે, અને તે લઇ જવામાં ખરચ થાય તેપણ ખાતાંદારેજ આપવો જોઇયે અથવા તે ન આપે તો સદહૂ માલમિલકતનું વેચાણ કરીને તેમાંથી આપવો જોઇયે.

## ૧૩.—ખાતાનું રાજીનામું આપવું.

[કલમ ૭૪ તથા ૨૧૪ (એ)]

**૭૪.*** જમીનમેહેસૂલના કાયદાની ૭૪ મી કલમમુજબ જે ખાતાનું રાજીનામું આપવા બાબત મામલતદારને અથવા મહાલકરીને લખેલી સૂચના આપવી જોઇયે તે પુરવણી **ગ** માંહેના કોઇપણ એક નમુનાની હોવી જોઇયે.

**૭૫.** ખાતાનું રાજીનામું આપીને જે તે બીજા માણસને પ્રાપ્ત કરી આપ્યું હશે તો એવાં માણસોએ અથવા તેઓપૈકી મુખ્ય માણસે, જો હોય તો, કરી આપવાની જે લખેલી કબૂલાયત તે **પુરવણી ડ** ના નમુનાની હોવી જોઇયે.

**૭૬.** છેલ્લી બે કાનુનપ્રમાણે આપેલી દરએક સૂચના તથા દરએક કબૂલાયતઉપર બે પ્રતિષ્ટિત સાહેદોએ, સદહૂ નમુનાપૈકી દરએકની હેઠળ કહેલા મજકૂરનો શેરો લખવો જોઇયે, અને જે મામલતદાર અથવા મહાલકરી સદહૂ કોઇપણ સૂચના અથવા કબૂલાયત લેશે તેને, તે સદહૂ સૂચનાઉપર અથવા કબૂલાયતઉપર ઉપર કહ્યામુજબ યોગ્ય રીતે શેરો થયો હશે તોયપણ તે સૂચનાઉપર અથવા કબૂલાયતઊપર સહી કરનારાં માણસની ઓળખાણનો નિર્ણય કરવા બાબતની યોગ્ય તજવીજ કરવાબદ્દલ જવાબદાર ગણવામાં આવશે.

## ટિકા.—ફારેસ્ટ સેટલમેંટ આફિસર આગળ થએલા રાજીનામાની નોટીસોના ખરાપણા વિશે.

ફારેસ્ટ સેટલમેંટ આફિસરની આગળ થએલા રાજીનામાની નોટીસો લખઇને તેઉપર સહિઓ તથા સાક્ષિઓ થએલી હોય અને જ્યારે મામલતદારે તે વિશે આગળ ચોકસી ન ચલાવતા કબૂલ રાખી હોય ત્યારે સદહૂ નોટીસો રેવીન્યુ કોડની કલમ ૨૧૪ ઊપર થએલી કાનુનપૈકી કાનુન ૭૬ મા કહ્યા મુજબ તેમના ખરાપણા વિશે યોગ્ય ચોકસી થઇને થએલી છે એમ સરકાર સમજશે. (સ. ઠ. નંબર ૧૭૦૮ તા૦ ૪ માચ સને ૧૮૮૬.)

**૭૭.** ૭૪ મી અથવા ૭૫ મી કાનુનપ્રમાણે આવેલી સઘળી સૂચના તથા લીધેલી સઘળી કબૂલાયતની જૂદીજ ફાઇલ કરીને તે ફાઇલ જે સાલમા સૂચના આવ્યા હોય અથવા કબૂલાયત લીધી હોય તે સાલપછી એક વરસસુધી તલાટીએ પોતાના દફતરમા રાખવી ને તે પછી† મામલતદારનાં અથવા મહાલકરીનાં દફતરમાં રાખવી જોઇયે.

**૭૮.** કોઇપણ તલાટીનીપાસે તેના ગામમાંહેના કોઇપણ ખાતાદારે અથવા તેના ગામમાંહેનો કોઇ ખાતેદાર જમીનનું રાજીનામું આપે ને તે જે માણસને પ્રાપ્ત કરી આપનાર

---

* કલમ ૭૪ નીચેની ટિકા જોવી.

† સ. ઠ. નંબર ૨૮૮૨ તા૦ ૬ એપ્રેલ ૧૮૮૩ પ્રમાણે દુરસ્ત કરેલું છે.

હશે તેવા કોઈ માણસે ૭૪ મી કાનુનપ્રમાણે અથવા ૭૫ મી કાનુનપ્રમાણે જે સૂચના અથવા જે કબુલાયત જોઇતી હશે તે સૂચના અથવા તે કબુલાયત લખી આપવાનું કહ્યું હશે તે કોઇપણ જાતની ફી અથવા ચાર્જ ન લેતાં લખી આપવી એ સદહૂ તલાટીનું કામછે.

જે તલાટી સદહૂ પ્રકારની કોઇ સૂચના અથવા કબૂલાયત લખી આપે તેણે સદહૂ સૂચનાના અથવા બૂલાયતના ડાબી બાજુના ખુણાઉપર "લખનાર" આ શબ્દની હેઠળ પોતાની સહી કરવી જોઇયે.

## ૧૪—કસ્બા તથા શેહેરમાં સર્વેની ફી (કલમ ૧૩૨).

**૭૯.** જે કસ્બાનાં તથા શેહેરનાં ગભાણને સર્વે લાગૂ કરી હશે અથવા હવેપછી લાગૂ કરવામાં આવશે તે કસ્બાના તથા શેહેરના, જમીનમેહેસૂલના કાયદાની ૧૩૨મી કલમ મુજબ લેવાની સર્વેની ફી ઠરાવવાસારૂ, સરકાર, મુંબઇનાં સરકારી ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, ત્રણ વર્ગો કરશે.

હેઠળ લખેલા કસબા તથા શેહેરો જેઓમાં, જમીનમેહેસૂલનો કાયદો ઠર્યો તેની અગાઉ સન ૧૮૬૮નો મુંબઇનો આકટ ૪થો અમલમાં હતો તે, હેઠળ લખેલા વર્ગોમાં છે એમ જાણવું:—

વર્ગ ૧લો ... ... ... ... ... } અમદાવાદ. સુરત. ભરૂચ. કરાંચી. હેદરાબાદ. સકર.

વર્ગ ૨જો ... ... . . ... ... } રાંદેર. વલસાડ. ધારવાડ. હુબલી. બિજાપુર.*

**૮૦.** દરએક કસબો અથવા શેહેર જે વર્ગમાં આવતું હશે તે વર્ગ પ્રમાણે, હેઠળ લખેલા દરપૈકી કોઇપણ એક દરે સર્વેની ફી લેવી જોઇયે:—

| વર્ગ ૧લો. | | | વર્ગ ૨જો. | | |
|---|---|---|---|---|---|
| રૂ. | આ. | પૈ. | રૂ. | આ. | પૈ. |
| ૫ | ૦ | ૦ | ૩ | ૦ | ૦ |
| ૪ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ |
| ૩ | ૦ | ૦ | ૧ | ૮ | ૦ |
| ૧ | ૮ | ૦ | ૦ | ૮ | ૦ |
| ૦ | ૮ | ૦ | | | |

**૮૧.** દરએક વર્ગમાંના દરએક મકાન ધારણ કરનારાએ આપવાની સર્વેની ફીનો દર કલેકટરે ઠરાવવો અથવા તે કારણસારૂ તેણે જે અમલદારને અધિકાર આપ્યો હોય તે અમલદારે ઠરાવવો, પણ સદહૂ અમલદારે ઠરાવેલો દર કલેકટરે તપાસી જોવાને પાત્ર રેહેશે.

* બીજાપુરની સર્વે જમીનમેહેસૂલના કાયદા ઠર્યા પછી પડેલીછે.

સદહૂ દર ઠરાવવો તે, દરએક ધારણ કરનારના મકાનનું ઠેકાણું, કિંમત, ગણોત તથા ક્ષેત્રફળ એબાબત અને સદહૂ મકાનની સર્વે કરવામાં પડેલી મેહેનત, વખત તથા ખરચ-બાબત પૂર્ણવિચાર કરીને ઠરાવવો જોઇયે; પણ એવું ઠરાવ્યું છે કે દરએક જૂદાં મકાનના સંબંધમાં એક કતાં વધારે સર્વેની ફી આપવી પડશે નહીં.

**ખુલાસો**—"જૂદૂં મકાન" આ શબ્દો એક વાડની અંદરના અથવા એક ઠેકાણાનાં તથા એકજ માણસના અથવા કુટુંબના તાબામાં ખરેખર હોય તે સઘળા ક્ષેત્રનો સમાસ થાય છે એમ સમજવું. સદહૂ ક્ષેત્રનો કાંઇપણ ભાગ પેટા ભાડે આપ્યો હોય અથવા જૂદા ભોગવટામાં હોય તો એવો ભાગ "જૂદૂં મકાન" છે એમ સમજવું જોઇયે.

## ટિકા.—સરવે ન થએલા ગામ તળીઆમાહેની ગભાણ જમીન ઊપર આકાર બેસાડવા બાબત વિશેષ હુકમ.

ગામો માહેના ઘરના ગભાણ, ખેતી ન કરનારને, અથવા ગામમાં ન રેહેનારને પ્રાપ્ત થયાના સબબથી તે ઉપર આકાર ઠરાવવામાં આવ્યો તે કામમાં, તથા ખેતીનું ઊતપન્ન તથા તેવો બીજો માલ ભરી મુકવાસારૂ કરેલા વાડા મુળથી જે ગભાણને જોડાએલા છે તેથી જુદા પડી બીજાના તાબામાં ગયાના સબબથી તે ઉપર આકાર ઠરાવવામાં આવ્યો તે કામમાં, અને વળી સરીઆમ રસ્તાની જમીનમાં, અથવા સરકારી જમીનમાં, મકાન બાંધી દબાણ કરવાના કામમાં કલેકટરોએ કરેલી તજવીજ ઊપર કેટલીએક બાબતમાં સરકારમાં અપીલો આવ્યાથી અને એવી બાબતોમાં સ્થાનિક અધિકારીઓએ કરેલા હુકમોની યોગ્યા યોગ્યતા વિશે સંશય ઉત્પન્ન થવાથી લીગલરીમેમ્બેન્સર તરફ લખાણ કરી તેમનો અભીપ્રાય લેવામાં આવી એવી બાબતમા સામાન્ય રીતે લાગુ પડે એવો કાનુન કરવાના વિચારથી નીચે લખ્યાપ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે.

ગામના ગભાણોની સર્વે કરીને તે ઊપર આકાર ઠરાવવાની યોજના તો સને ૧૮૮૦ ની સાલમાં છોડી દેવામાં આવેલી છે તોપણ તેથી રેવીનુકોડ ઊપરથી એવી બાબતમાં આકાર ઠરાવવાનો હક્ક જે સરકારને પ્રાપ્ત થએલો છે તે છોડી દેવાનો સરકારનો ઇરાદો નથી; એમછે તોપણ ક્વચિત પ્રસંગમાં તે હક્ક ચલાવીને ઘરગભાણ અથવા ઘરગભાણને જોડાએલી લાંબી મુદતથી માફીથી ચાલતી આવેલી એકાદી જમીનઉપર આકાર બેસાડવો ગેરવ્યાજબી થશે એમ સરકારને લાગે છે. કેટલાએક વિશેષ કામ હોય જેમ કે ઘેરગભાણ સારૂ માફીથી ચાલેલી એવી કોઇ જમીન બગીચો કરવાસારૂ વેચવામાં આવે તો એવી બાબતમાં આકાર બેસાડવો વ્યાજબી થાય પણ એવી બાબત શીવાય કરીને બીજી બાબતમાં લાંબી મુદતથી માફીથી ચાલતી આવેલી જમીન ફકત એકના તાબામાંથી બીજાના તાબામા ગઇ એ સંબંધથી તે ઉપર આકાર બેશાડવો વ્યાજબી નથી. (સ. ઠ. નંબર ૪૩૬૪ તા૦ ૧૮ જુન સને ૧૮૮૬.)

## ૧૫.—જમીનમેહેસૂલ વસૂલ કરવું.

[કલમ ૧૪૬ તથા ૨૧૪ (એ).]

**૮૨** જમીનમેહેસૂલનાં સઘળાં ભરણા, જે ગામમાં સદહૂ મેહેસૂલ દેણાં થયાં હોય તે ગામના અમલદારોને કરવાં જોઇયે: પણ એવું ઠરાવ્યું છે કે કલેકટરની મન્જુરીથી વિશેષ બાબતમાં, સદહૂ ભરણાં હજુર અથવા તાલુકા તીજોરીઓમાં કરવાનો અધિકાર છે

## ટિકા.—કાનુન ૮૨ પ્રમાણે પરવાનગી આપવાની હદ.

જમીનમેહેસૂલ જે ઠેકાણે લેણો થયો હશે તે ઠેકાણે ભરવાને બદલે બીજે ઠેકાણે ભરવાની વહીવટ બંધ કરવો એ ઘણુ અગત્યનુ છે. કેમકે તે વહીવટથી હમેશ ગુચવાડુ ને નકામુ તુમારી કામ ઉત્પન્ન થાય છે માટે આ કાનુન પ્રમાણે મંજુરી આપવાની તે ફકત વિશેષ બાબતમાજ આપવી જોઇએ. (સ. ઠ. ન ૩૩૦૧ તા૦ ૧૯ મે સને ૧૮૮૨)

૨ આ કાનુનમાંનો વિશેષ ઠરાવ એક જીલ્લા માંનુ લેણુ બીજા જીલ્લાના ટ્રેઝરીમાં ભરવાને પણ લાગુ છે. એટલે કલેકટરની મંજુરીથી એક જીલ્લાનુ લેણુ બીજા જીલ્લાની ટ્રેઝરીમાં ભરવાને હરકત નથી (સ ઠ. નંબર ૪૬૦૨ તા૦ ૧૪ જુન ૧૮૮૨.)

૩. લોકલ ફંડ, આબકારી, તથા ટોલ આકટ ઉપરથી આપવાના પૈસાને આ કાનુનના ઠરાવ લાગુ નથી કેમકે સદરહૂ પૈસા કઈ વખતે, કીયે ઠેકાણે તથા કોને આપવા એ વિશે સદરહૂ આકટોમાં તથા તે ઉપર થયલા સદરહૂ પૈસાની સંબંધમા જે કાનુંન છે તે કાનુનમાં કહેલું છે. ઘાસચરણુ જમીન સંબંધી આપવાના પૈસા જમીનમેહેસૂલ છે અને તેને આ કાનુન લાગુ છે. (સ. ઠ. નંબર ૨૨૧૫ તા૦ ૧૭ માર્ચ સને ૧૮૮૩)

**૮૩.** રત્નાગિરી તથા કાનડા જીલ્લામાંનાં ખોતી ગામમાં ફકત ખેતીનાંજ કામસારૂ આકાર ઠરાવેલી જમીનના સબંધમાં આપવાનુ જમીનમેહેસૂલ, આગળ બીજો હુકમ થતાં-સુધી, સદરહૂ જીલ્લામાં તથા ગામોમાં જેવા હફ્તાથી તથા જે તારિખોએ હમણા આપવાનો ક્રમ હશે તેજ હફ્તે તથા તેજ તારિખોએ આપવું જોઇયે.

**૮૪.** રત્નાગિરી તથા કાનડા જીલ્લાશિવાય બીજા સઘળા જીલ્લામાં, અને કુલાબા જીલ્લામાંહેના ખોતીગામ શિવાય તે જીલ્લામાંના બીજાં સઘળાં ગામમાં, ફકત ખેતીનાં કામશારૂ આકાર ઠરાવેલી જમીનના સંબંધમાં આપવાનુ જમીનમેહેસૂલ, બે સરખે અથવા લગભગ સરખે હફ્તે હેઠળ લખેલી તારિખોએ આપવું જોઇયે એટલેઃ—

**(અ)** ઠાણા તથા કુલાબા જીલ્લામાં (કુલાબા જીલ્લામાંના ખોતીગામ બારેજ કરીને) જાનેવારીની ૧લી તારિખે તથા ફેબ્રુવારીની ૧૬મા તારિખે;

**(બ)** બીજા જીલ્લાઓમાં:—

૮૫મી કાનુનમાં ૧લા વર્ગમાં નાખેલાં ગામમાં ડિસેંબરની ૧૦ મી તારીખે તથા જાનેવારીની ૧૦ મી તારિખે.

સદરહૂ કાનુનપ્રમાણે ૨જા વર્ગમાં નાખેલાં ગામમાં જાનેવારીની ૧૦ મી તારિખે તથા માર્ચની ૧૦ મી તારિખે.

સદરહૂ કાનુનપ્રમાણે ૩જા વર્ગમાં નાખેલાં ગામમાં ફેબ્રુવારીની ૧૦ મી તારિખે તથા એપ્રિલની ૧૦ મી તારિખે.

પણ એવું ઠરાવ્યું છે કે,—

(૧.) જે જીલ્લાઓમાં અથવા જીલ્લાઓના જે ભાગોમાં સદરહૂ તારિખો સગવડ ભરેલી નથી એવું જ્યારે દેખાય ત્યારે તે જીલ્લાઓમાં અથવા જીલ્લાઓના તે ભાગોમાં મોસમની સ્થિતિપ્રમાણે તથા સદરહૂ જીલ્લામાંના અથવા જીલ્લાના ભાગોમાંનાં ગામની હકિકતપ્રમાણે તથા જે પાક ઘણુંકરીને વાવતા હોય તેના પ્રકારપ્રમાણે જે બીજી તારિખો

કલેકટરોને યોગ્ય લાગે તે બીજી તારિખો જે કમિશનરના તાબામાં સદહૂ કલેકટર હોય તે કલેકટરની મંજૂરીથી ઠરાવવાનો અધિકાર તેઓને છે;

(૨.) આકારની કુલ એકંદર રકમ ૪ અથવા તેથી ઓછા રૂપિયા હશે ત્યારે તે પેહેલા હફ્તાની તારિખે એક રકમે, જો કલેકટર તેપ્રમાણે હુકમ કરશે તો, આપવી પડશે;

(૩.) જે માણસનીપાસે વરસનું મેહેસૂલ લેણું થયું હશે તેની ઇચ્છા કોઇપણ પ્રસંગે હફ્તાને બદલે એકદમ આપવાની હશે તો તેને તેમ કરવાનો અધિકાર છે.

## ટિકા—પટાથી રાખેલા જમીનનુ ભાડુ આપવા વિશે.

પટાની આખી મુદતનુ લેવાનું ભોયભાડુ અથવા આકાર એકદમ એક રકમે લેવાને કાયદાની કંઇ હરકત નથી. (સ. ઠ. નંબર ૪૦૭૪ તા૦ ૩૦ મે સને ૧૮૮૩.)

## જમીન મેહેસૂના પૈસા અગાઊ ભરવા સંબંધી કરેલી યોજના.

૨. બાજુઉપર બતાવેલા સરકારના ઠરાવ ઉપરથી જમીનપેહેસૂલના પૈસા કોઇ અગાઉ ભરે તો તેને તે રકમમાથી (ડિસકાઊન્ટ) વટાવ કાપી આપવા વીશે હાલ ગોઠવણ કરવામાં આવેલીછે. આ ગોઠવણ પ્રમાણે જો કોઈ ચાલુ સાલના મેહેસૂલનો હફ્તો અગાઊથી આપે તો તે ઉપર સેંકડે ૩$\frac{૧}{૮}$ ટકા પ્રમાણે

સ. ઠ. નંબર ૬૫૨૬ તા૦ ૧૩ આગષ્ટ સને ૧૮૮૪.
સ. ઠ. નંબર ૭૮૦૨ તા૦ ૧ અકટોબર સને ૧૮૮૪.
સ. ઠ. નંબર ૧૯૮૯ તા૦ ૯ મારચ ૧૮૮૫.
સ. ઠ. નંબર ૪૮૫૪ તા૦ ૧૫ જુન ૧૮૮૫.

તથા આવતી સાલનું મેહેસૂલ અગાઉથી આપેતો શેંકડે ૬$\frac{૧}{૪}$ પ્રમાણે તેને (ડિસકાઊન્ટ) કાપી આપવા ઠરાવેલું છે, પણ એવું ઠરાવ્યું છે કે પેહેલા દરપ્રમાણે ડિસકાઉન્ટ આપવાનું તે હફ્તાની ઓછામાં ઓછી અડધી રકમ અગાઉ આપ્યા વગર આપવું નહીં ને બીજા દર પ્રમાણે ડિસકાઉન્ટ આપવાનુ તે આવતી સાલના મેહેસુલની ઓછામાં ઓછી અડધી રકમ અગાઉ આપ્યા વગર આપવું નહીં. આવી વ્યવસ્થાપ્રમાણે અગાઉ મેહેસુલ લેવાનુ તે ફક્ત હફ્તા આપવાની જે તારીખો ઠરાવેલી છે તે તારીખે અથવા તે પછી બારીના દસ દાહાડાની અંદર આવેતો લેવામાં આવશે. આ પ્રમાણે અગાઉ મેહેસુલ ભરવામાં કોઇ અડધા રૂપીઆનું નાણું ભરે તો તે લેવામાં આવશે.

૩. જમીનમેહેસૂલ ભરવામાં નાણાની બદલે કોઇ પોસ્ટલ મનીઆર્ડર મોકલેતો તે લેવાને હરકત નથી. (સ. ઠ. નંબર ૨૦૩૯ તા૦ ૧૩ મારચ સને ૧૮૮૬)

## હપતાની અવેજ અગાઊ ભર્યા પછી તે પાછો આપવાનું કારણ પડે તો કેટલો પાછો આપવો.

૪. એક કામમાં ખાતાદારે પોતાના જમીનના મેહસૂલના હપતાની રકમ વટાવ કાપી લઇને અગાઉ ભરી, અને બીજી સાલમાં કંઈ કારણને લીધે તે જમીનના આકારની છુટ આપવી જરૂર પડી. તે કામમાં સરકારે એવો ઠરાવ કર્યો કે સદહૂ ખાતાદારે વટાવ કાપી લેઇને હપતા બદલ જેટલી નકી રકમ અગાઉભરી તેટલીજ તેને પાછી આપવી. (સ. ઠ. નંબર ૩૩૭૨ તા૦ ૧૦ મે સને ૧૮૮૬.)

**૮૫.** પાછલી છેલ્લી કાનુનની **(બ)** રકમનાં કારણસાર, જે જીલ્હાને તે રકમ લાગૂ હોય તે જીલ્હાના કલેકટરોએ, જે કમિશનરના તાબામાં તે કલેકટર હોય તે કમિશનરની મંજૂરી લઇને, સદહૂ જીલ્હામાંહેનાં ગામોના ત્રણ વર્ગ કરવા જોઇયે:

**૧લા વર્ગમાં.**—ઘાટના જીલ્હામાંના તથા જ્યાંહાં મેહેસૂલ ખસૂસ જલદી વસૂલ થવાની તજવીજ કરવી જરૂર હોય ત્યાંહાંનાં ખરીફ ગામ નાખવાં જોઇયે.

**૨જા વર્ગમાં.**—ગૂજરાતમાંહેનાં તથા જ્યાંહાં સદર્‌પ્રમાણે ખસૂસ તજવીજ કરવાની જરૂર નથી ત્યાંહાંના ખરીફ ગામ નાખવાં જોઇયે.

**૩જા વર્ગમાં.**—સામાન્યત: રબીનાં ગામ નાખવાં જોઇયે.

૮૬. પાછલી છેલ્લી ત્રણ કાનુનના ઠરાવ જે જમીનમેહેસૂલને લાગૂ નહીં હોય તેવું જમીનમેહેસૂલ સાધારણ રીતે એક હફતે, દરએકબાબતમાં જે તારીખ નીમવાનું કલેક્ટરને યોગ્ય લાગે તે તારિખે આપવું જોઇયે; પણ વિશેષ પ્રસંગે કલેક્ટરને એવો અધિકાર છે કે તેણે, તેની નજરમાં આવે તો, સદર્‌ મેહેસૂલ બે અથવા વધારે હફતે, તે નીમે તે તારિખોએ આપવાની પરવાનગી આપવી.

૮૭. જમીનમેહેસૂલના કાયદાની ૧૫૨મી કલમપ્રમાણે કરવાની નોટિસ હ પુરવણીના નમુનાની હોવી જોઇયે.

જમીન ધારણ કરનારાઓએ જે તારિખોએ પોતાના હફતા આપવાના તે તારિખોની તેઓને વખતે વખતે ચેતવણી આપવાબાબત અને માગવાની નોટિસ અથવા બીજી કોઈ શખ્તીની તજવીજ કરવી પડયાવગર મેહેસૂલ જલદીથી વસૂલ કરવાસારૂ ખુદ પોતાની વગ ચલાવવાબદ્દલ સદર્‌પ્રકારના ગામના અમલદારને કલેક્ટર જવાબદાર ગણશે, અને આ કામ બજાવવાને જે કોઇ ગામનો અમલદાર ચુકશે તેને બીજાને દાખલો મળે તેવા પ્રકારની શિક્ષા કરવી જોઇયે.

૮૮. ગામના અમલદારોએ, જે મામલતદારોને અથવા મહાલકરીને તાબે તેઓ હોય તેમને, જે જમીન ધારણ કરનાર પોતાના હફતા વખતસર આપશે નહીં એવું લાગવાનો સદર્‌પ્રકારના ગામના અમલદારોને સબબ હશે તે જમીન-ધારણ કરનારાઓનાં નામ, જમીનમેહેસૂલના કાયદાની ૧૪૦મીથી તે ૧૪૫મી કલમસુધીની કલમોમાં ઠરાવેલી પૂર્વોપાયની તજવીજો કરવાની જરૂર હશે તો તે યોગ્ય વખતે કરી શકાય એ હેતુથી લખી મોકલવાં જોઇયે.

## ૧૬.—સર્વેસેટલમેંટ ચલાવવું.

[કલમ ૨૧૪ (ગ).]

### (૧) સર્વેસેટલમેંટનું જાહેરનામું.

૮૯. સર્વેસેટલમેંટ જમીનમેહેસૂલના કાયદાની ૧૦૨જી કલમપ્રમાણે સરકારે મંજૂર કર્યું એટલે જે જિલ્હાને અથવા જિલ્હાના જે ભાગને તે સેટલમેંટ લાગૂ હોય તે જિલ્હામાં અથવા જિલ્હાના તે ભાગમાં જ પુરવણીના નમુનાપ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કરવું, અને જે મુદતને વાસ્તે આકાર ઠરાવ્યા હોય તે મુદત મુંબઇના સરકારી ગ્યાઝેટમાં જાહેર કરવી

જે તાલુકાના કેટલાએક ભાગનું સેટલમેંટ થઇ ચુક્યું હોય તે તાલુકાના બીજા ભાગમાં સેટલમેંટ ચાલૂ કરવામાં આવે ત્યારે તે તાલુકાના જે ભાગબાબત પ્રથમ સેટલમેંટ થયું હોય તે ભાગમાં જે મુદતસુધીનું સેટલમેંટ થયું હશે તે મુદતપૈકી જેટલી મુદત ભરવાની બાકી રહી હશે તેટલીજ મુદતની માત્ર બાંહેધરી આપવી.

**૯૦.** જે છુટક છુટક ગામને સને ૧૮૫૮ ના માર્ચ મહિનાની ૯મી તારિખની અગાઉ સર્વેસેટલમેંટ લાગુ કર્યું હશે, તે ગામોબાબત તે સેટલમેંટની મુદત, ઓછી મુદતની બાંહેધરી તે વખતે આપી હતી એવો વિશેષ પુરાવો હોયાવગર ત્રીસ વરસની ઠરાવી છે એમ સમજવું.

(૨) ઝાડ.

**૯૧.** ઝાડોબાબતનો સરકારનો હક જમીનમેહેસુલના કાયદાની ૪૦ મી કલમના બીજા પારેગ્રાફ્પ્રમાણે કેટલેસુધી સાધારણ રીતે આપ્યો છે તે ૮૯મી કાનુનપ્રમાણે કરવાનાં જાહેરનામામાં લખવું. સદરહૂપ્રમાણે સાધારણ હક આપ્યો હશે તે હેઠળ લખેલાં ઝાડોશિવાય બીજાં સઘળાં ઝાડોને ઘણુંકરીને લાગૂ થશે (એટલે):—

(૧) રસ્તાની બાજુઉપર સરકારે અથવા સરકારના હુકમથી રોપેલાં સઘળાં ઝાડો;

(૨) સાગ તથા સીસમ અને સુખડ;

(૩) જે ઝાડની ઉપજ આજસુધી સરકારે વેચીછે તે ઝાડો.

ગટામાંહેનાં ઝાડો, દેવળની આસપાસનાં અથવા કલેકટરે ઠરાવેલી છાવણીની જગાની આસપાસનાં ઝાડો, અને સાગ, સિસમ અથવા સુખડશિવાય બીજાં ઝાડો કોઈપણ કારણસારૂ વિશેષ કિમતનાં અથવા ઉપયોગનાં હશે તે ઝાડો સેટલમેંટની વખતે ખસૂસ રાખી મુકવામાં આવશે અને તે ખસૂસ રાખી મુક્યાબાબતની સેટલમેંટનાં દફતરમાં નોંધ કરવી જોઇયે.

સદરહૂ વર્ગોપૈકી હરકોઇ વર્ગનાં ઝાડો ખાતાંદારને ખસૂસ સોંપી દીધેલાં હશે અથવા તેણે ખરીદ કર્યાં હશે તે ઝાડોઉપરના, અથવા સરકારી જગામાં જે ઝાડો ઉભાં હશે તે ઝાડોઉપરના હકને આ કાનુનઉપરથી અથવા ૮૯ મી કાનુનપ્રમાણે કરેલાં જાહેરનામાં ઉપરથી બાધ આવનાર નથી.

**ટિકા.—ઝાડો બાબત વિશેષ ઠરાવ.**

(૧.) લ્યાંડરેવીનુ કોડના બિલની બાબતમાં જે સિલેકટ કમેટી નીમવામાં આવેલી હતી તે કમેટીમાં જમીનના માલીકોએ પોતાની જમીનમા વાવેલા રસ્તા ઉપરનાં ઝાડો બાબત સામાન્ય કાયદો કરવાના યોગ્યાયોગ્યતા વિશે ઘણો વાદવિવાદ કરવામાં આવ્યો હતો ને સદરહૂ બીલ જ્યારે દાખલ કર્યુ ત્યારે તેમાં આ બાબતનો (કલમ ૧૦૭ રકમ ક) ખસુસ ઠરાવ પણ કરવામાં આવ્યો હતો. પણ તેને માટે ઘણી હરકત લેવામાં આવ્યાથી તે ઠરાવ જ્યારે બિલ બીજી વખત વાંચવામાં આવી તા૦ ૧૫ એપ્રેલ ૧૮૭૯ રોજ પાસ થયું ત્યારે તેમાંની કલમ ૪૨માથી સદરહૂ બદલના ઠરાવ તેમાંથી કાઢી નાંખવામાં આવ્યા.

હવે એવા ઝાડો કપાતા અટકાવવાસારૂ એટલોજ ઈલાજ છે કે સદરહૂ ઝાડો અથવા સદરહૂ ઝાડો અને તે નીચેની જમીનને ૧૮૭૦ ના આકટ ૧૦ ના ઠરાવ લાગુ કરીને તે સાર્વજનિક કામસારૂ સરકારમાં લઇ લેવા. (સ. ઠ. નંબર ૩૪૯૫ તા૦ ૩ જુલાઇ સને ૧૮૭૯)

(૨.) જે જમીનને કાનુન ૯૧ લાગુછે, એટલે આ કાયદો અમલમા આવ્યાપછી જે ગામનુ અથવા ગામના કોઇ ભાગનુ સર્વે સેટલમેંટ કરવામાં આવે તે ગામની અથવા ગામના ભાગની જમીનમાના કોઇપણ પ્રકારના ઝાડ જો તેને સદરહૂ કલમના છેલા ભાગના

ઠરાવ લાગુ પડતા નહી હોયતો, કાનુન ૯૨ ના ઠરાવપ્રમાણે રાખી મુકવાને સરકારને કાંઇ કાયદાની હરકત નથી.

પણ કબજાવાલી જમીનમાના ઝાડો કે જે ઉપરનો સરકારનો હક એક વખત આપવામાં અથવા વેચવામાં આવી ચુકયોછે, તે ઝાડો જો માલીક તેના ઉપરનો હક સરકારને પ્રથમ આપે નહીં તો કોઇપણ રીતે રાખી મુકાય નહીં. (સ. ઠ. નબર ૪૮૯૧ તા૦ ૨૯ જુન સને ૧૮૮૩.)

## ઇનામી જમીનમાનાં ઝાડો વિસે.

(૩.) જ્યાંહા ઇનામદારે સને ૧૮૬૩ ના આકટ ૨ પ્રમાણે સમરી સેટલમેંટ કબૂલ કરેલું છે ત્યાંહા તે ઇનામદાર પોતાના ખાતાનો તેમાના સાગના ઝાડો અને બીજા સઘળા પદાર્થ સુદ્ધાં પુર્ણ માલીક છે. (સ. ઠ. નબર ૨૨૩૨ તા૦ ૧૪ મારચ સને ૧૮૮૪.)

(૪.) સેટલમેંટ થયુ તે વખત જંગલ સરકારના તાબામા હતુ એવું કલેકટરના દફતરથી અથવા બીજી કોઇરીતે સાબેત થઇ શકતું નહીં હોયતો તે ઉપર ઇનામદારનો હકછે એમ બીનસંશય સમજવામાં આવશે. (સ. ઠ. નંબર ૩૦૭૯ તા૦ ૧૫ એપ્રેલ સને ૧૮૮૪.)

**૯૨.** પાછલી કાનુનમાં ગમે તે ઠરાવ હશે તોયપણ, જ્યારે જ્યારે સરકારને સઘળાં ઝાડોઉપરનો અથવા સદહૂ કાનુનમાં કહેલી જાતશિવાય બીજી જાતનાં ઝાડોઉપરનો પોતાનો હક ખસૂસ રાખી મુકવો યોગ્ય છે એવું સરકારને લાગશે ત્યારે ત્યારે સરકાર તે પ્રમાણે ખસૂસ રાખી મુકશે.

**૯૩.** જે ઝાડોઉપરના સરકારના હક રાખી મુકેલા હશે તે ઝાડોપૈકી સરકાર વખતે વખતે ફરમાવે તેટલાં અથવા તેટલી જાતના ઝાડો જંગલખાતાંને સ્વાધીન રેહેશે. ભોગવટામાંહેનાં નંબરોમાંના જે ઝાડોઉપર જંગલખાતાંનો કાંઈ નિર્બંધ અથવા લીયન (એટલે હક) હોય તે સઘળાં નંબરોની યાદી કરી મુકવી. આ નંબરોમાંના ઝાડો જંગલખાતાંએ કાહાડી નાખવાનો બંદોબસ્ત કલેકટરનીસાથે મળીને કરવો; અને જે જે નંબરોમાંના ઝાડો કાહાડી નાખવામાં આવે તે તે નંબરોમાં આગળ જંગલખાતાંની કાંઈ દખલગિરી (રહી) નથી એવું દફતરમાં લખી મુકવું.

રાખી મુકેલાં જે ઝાડો જંગલખાતાંને સ્વાધીન કરેલાં નહીં હોય તે સઘળાં કલેકટરને સ્વાધીન રહેશે અને કલેકટરને વખતે વખતે યોગ્ય લાગશે તેરીતે તે ઝાડોની અથવા તેઓની ઉપજની વ્યવસ્થા કરવાનો અધિકાર તેને છે.

**૯૪.** જે તાલુકામાં જંગલના પ્રદેશની હદ ઠરાવવાનું કામપુરૂં થયું હશે તે તાલુકામાં જ્યારે કોઇપણ "રાખી મુકેલાં" જંગલમાં સામેલ કરેલું નહીં હોય તેવું કોઇ જંગલ અથવા કિમતી ઝાડ જેમાં હોય તેવાં કાંઇપણ ભોગવટામાં નહીં હોય તેવાં નંબરનાં ખાતાનો હક કોઇપણ માણસને આપ્યો હોય ત્યારે તેવી જમીન જંગલસારૂ રાખવા કરતાં વાવેતર કરવા આપવી એ ઠીક છે એવું કલેકટરને લાગે તો તેમાંનુ જંગલ તથા ઝાડોપૈકી જે ઝાડ તેને યોગ્ય લાગે તે ઝાડો, તેઓની કિમત પોતે ઠરાવીને તે કિંમતે ખાતાદારને આપવાને કાહાડવાને કલેકટર મુખ્ત્યાર છે, જો તે ખરીદ કરવાને ખાતાંદાર કબૂલ હશે તો તેનીપાસેથી કલેકટરે કિંમત વસૂલ કરવી જોઇયે અને જંગલ ખાતે જમે કરવી જોઇયે.

**૯૫.** જે તાલુકામાં "રાખી મુકેલાં" જંગલના પ્રદેશની હદ ઠરાવવાનું કામ પુરૂં થયું નહીં હોય તે તાલુકામાં, કલેકટરને એવો અધિકાર છે કે તેણે તેને યોગ્ય લાગે તો, જે

જમીનમાં જંગલ અથવા કિંમતી ઝાડો હોય તેનું ખાતું આપવાની અગાઉ કન્સરવેટર આફ ફારેસ્ટસની સલાહ લેવી; અને એવી કોઇ જમીનનું ખાતું જો કોઇ માણસને આપવામાં આવશે તો પાછલી કાનુનના ઠરાવ લાગૂ થશે; પણ એવું ઠરાવ્યું છે કે કિંમતી જાતનાં નિર્દિષ્ટ કરેલાં ઝાડ કાપવાં નહીં, અને જો તે જમીન જંગલસારૂ જોઇશે એવું લાગવાનો સંભવ હોય તો તેનું ખાતું કોઇપણ પ્રસંગે આપવું નહીં.

૯૬. સર્વેસેટલમેંટ પેહલ વેહેલુંજ ચાલૂ કરવામાં આવ્યાપછી હરકોઇ વખતે કોઇ સર્વે નબરનું ખાતું જ્યારે જ્યારે આપ્યું હશે ત્યારે ત્યારે ૯૧ મી કાનુનની (૩) રકમમાં નિર્દિષ્ટ કરેલાં પ્રકારનાં ઝાડ રાખી મુકવાનાં ઝાડમાંથી જુદાં કાહાડી મુકવાં જોઇએ, અને તે જમીનમેહેસૂલના કાયદાની ૬૨ મી કલમના બીજા પારેગ્રાફમાંના ઠરાવમુજબ જ્યારે ખાતું આપવામાં આવે ત્યારે તેનીસાથે આપવાં જોઇયે.

૯૭. જ્યારે જ્યારે કોઇ સર્વે નંબરમાંના રાખી ન મુકેલાં ઝાડઉપરનો હક તથા સદહૂ નંબરનું ખાતું એકી વખતે સરકારને સ્વાધીન હોય ત્યારે ત્યારે સદહૂ રાખ્યાં ઝાડ જે શખસને ખાતું મળતું હશે તે શખસનેજ હંમેશ આપવાં જોઇયે, બીજા કોઇ શખસને આપવાં નહીં.

૯૮. સર્વે નબરમાંનાં કોઇ ઝાડઉપરનો સરકારનો હક એક વખત ખાતાંદારને આપ્યો અથવા રાખી મુકેલાં ઝાડ કાપી લઇ ગયા એટલે પછી, પછી તે ખાતું આપતી વખતે કાપી ગયા હોય કે તે આપવાની અગાઉ કાપી ગયા હોય કે તે આપ્યાપછી હરકોઇ વખતે કાપી ગયા હોય, સદહૂ ખાતાદારનું ખાતું ચાલતું હોય તે દરમિયાન, તેજ પ્રકારનાં તે નબરમાં ત્યારપછી કાંઇ ઝાડ થાય અથવા જુનાં મુળમાંથી અથવા થડીઆંમાંથી ઉગી નીકળે તો સરકારનો તેમની ઉપર હક રેહેનાર નથી.‡

## (૩).—સહ ખાતાંદારોનાં નામની નોંધ.

૯૯. નામ તથા ભાગ નોંધવાસારૂ કલેકટરને અથવા સર્વેનું કામ ચાલતું હોય ત્યારે કોઇ સર્વે અમલદારને લખીને અરજી કરી હોય તો કોઇપણ સર્વે નંબરના નોંધેલા ખાતાંદારના સહ—ખાતાંદારોનાં નામ, અને તે ખાતામાંહેના સદહૂ દરએક સહ—ખાતાદારનો જેટલી આની ભાગ હોય તે ભાગ, તે સર્વેનંબરના નોંધેલા ખાતાદારનાં નામ તથા ભાગનીસાથે દફતરમાં નોંધવાનો અધિકાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદહૂ કોઇપણ નોંધ ઉપરથી—

(૧.)—સદહૂ નંબરનાં જમીનમેહેસૂલબદ્દલ જે ખાતાંદારની સરકાર પ્રત્યેની અથવા માહોમાંહેની જવાબદારીને બાંધ આવવો નહીં જોઇયે, અથવા

(૨)—તે જે ભાગસંબંધી હોય તે ભાગ સર્વે નંબરના હિસાબમાં દાખલ થયલો ભાગ છે અમ સમજવું નહીં જોઇયે.

## ૪.—હદનિશાનની તપાસ કરવી તથા તેઓને ઠીક ઠાક રાખવા તથા તેઓની મરામત કરવી.

૧૦૦. કોઇ જીલ્લામાં સર્વેસેટલમેંટ ચાલૂ કરવામાં આવે એટલે સર્વેના સુપરિંટેડેંટે,

‡ કાનુન ૯૮ અને ૯૯ દરમયાન કાનુન ૯૮અ તથા ૯૮બ નવા ઘએલા છે પણ તે ગુજરાતને લાગુ નથી માટે અહીંઆં આપેલા નથી.

સર્વે ડિપાર્ટમેંટ અથવા તેના હુકમથી બાંધેલા અથવા ઠરાવેલાં હદનિશાન કયેકયે ઠેકાણેછે તથા કેટલાં મોટાં છે તથા કયા પ્રકારનાં છે એ એક નકશામાં તથા પત્રકમાં† બતાવીને તે કલેકટરને આપવું જોઇયે, કે જેથી કરીને સદહૂ હદનિશાન યથાસ્થિત રાખવાસારૂ તથા તેમની મરામત કરવાસારૂ જમીનમેહેસૂલના કાયદાની ૧૨૪ મી કલમપ્રમાણે તજવીજ કરવાની તે તેનાથી કરી શકાય.

૧૦૧. હદનિશાન માટીનાં કર્યાં હોય તેઓની મરામત કરવાસારૂ તેઓને લગતી આસપાસની માટી ખોદી કાહાડવાની મના છે. સદહૂપ્રકારનાં હદનિશાનની મરામત કરવાસારૂ માટી ખોદી કાહાડયાથી ખાડા પડશે તેમાં પાણી ભરાઇને તે હદનિશાનને નુકસાન નહીં થવા દેવાસારૂ દરએક હદનિશાનની આસપાસ બે હાથ પોહોળાઇની જમીન કાયમ રાખી મુકવી જોઇયે.

૧૦૨. ગામના અમલદારોએ પોતપોતાનાં ગામમાંનાં સઘળાં હદનિશાન વરસમાં એક વખત નવેંબરમાં કે ડીસેંબરમાં તપાસવાં જોઇયે, અને જે સ્થિતીમાં તેઓ જણાયાં હોય તે સ્થિતી તલાટીએ ગામના નમુના નંબર ૩, (હોપ સાહેબના નમુના*)માં લખી મુકવી જોઇએ.

જે નિશાન મરામતમાં રાખેલા નથી એવું માલમ પડે તે સઘળાંના તપસીલ તલાટીએ ગામના નમુના નંબર ૪ (હોપ સાહેબના નમુના*)માં દાખલ કરી રાખવી જોઇયે; અને નિશાનની મરામત કરવાનું કામ પુરૂં કરવાને આપેલો પુરતો વખત વીતી ગયાપછી આ રજીસ્તરમાં દાખલ કરેલાં દરએક ખેતરની ફરીથી તપાસ કરવી જોઇયે;

૧૦૩. સદહૂ બીજી તપાસ કરવાની અગાઉ, કલેકટરે જમીન ધારણ કરનારાઓએ પોતાના હદનિશાનની દશદિવસની મુદતમાં મરામત કરવી એવું ફરમાવનારૂ જમીનમેહેસૂલના કાયદાની ૧૨૨ મી કલમપ્રમાણે જાહેરનામું પ્રસિદ્ધ કરવું જોઇયે. બીજી તપાસ કરતી વખતે કોઇપણ મરામત કરવાની રહી હોય તેવી બાબતમાં સદહૂ કલમના બીજા પારેગ્રાફના ઠરાવ શખ્તીથી અમલમાં આણવા જોઇએ.

૧૦૪. મામલતદારના કારકુને હદનિશાનનું દર વરસે દરએક ગામમાં વળી નીમતાણું લેવું જોઇયે. આ નીમતાણું ગામના અમલદારોની તથા જે જમીન ધારણકરનારા હાજર થાય તેઓની સમક્ષ લેવું જોઇયે. એ નીમતાણાનું પરિણામ લખવાસારૂ ગામના નમુના નંબર ૩ માં જે આસાન રાખેલું છે તે આસાનમાં અને ગામના નમુના નંબર ૪ (હોપ સાહેબના નમુના*) નાં ૧૫ માં આસનમાં લખી મુકવું જોઇયે.

સર્વે સેટલમેંટ પ્રથમતા ચાલૂ કરવામાં આવે ત્યારપછી પેહેલાં ત્રણ વરસસુધી આ નીમતાણું દરએક ગામનાં સઘળાં હદનિશાનને લાગૂ કરવું જોઇયે. પેહેલાં ત્રણ વરસપછી હેઠળ લખેલાં નિયમપ્રમાણે કામ કરવું જોઇયે:—

(૧.) હદનિશાનની તાલુકા (ના અધિકારી) નીપાસે કરાવવાની તપાસ કરવાનાં કારણસારૂ, દરએક ગામમાં ખેતરની સંખ્યા હશે તેના ચાર સરખા ભાગ કરવા જોઇયે અને એકએક ભાગમાંનાં ખેતર એક એક વરસે જનરલ ડયુટી

---

† બાણ પત્રક.

* હવે આ નમુના મેં ક્રીમન્ડસ સાહેબે સુધારેલાં છે.

(પરચુરણ) કારકુને તપાસવાં જોઇયે. આપ્રમાણે આખું ગામ ચાર વરસમાં પૂરેપૂરૂં તપાસાઇ જશે.

(૨.) પાછલા નિયમમાં કહ્યાપ્રમાણે દરએક ગામમાંના હદનિશાનના ભાગ કરવા તે ખુદ મામલતદારે આસિસ્ટંટ કલેકતરની મંજુરીથી એકી વખતેજ કરવા જોઇયે અને તાલુકાના અમલદારોએ કરેલાં કામનું જરૂરીઆત નીમતાણું લેવાસારૂ સદરૂ આસિસ્ટંટ કલેકટરને સદરૂ ભાગની યાદીઓ આપવી જોઇયે.

(૩.) ફલાણાં એક વરસમાં પોતાના ચાર્જમાંનાં દરએક ગામમાં જે ખેતર તપાસવાનાં હોય તે ખેતરો બતાવનારી યાદી દરએક પરચુરણ કારકુનને યોગ્યરીતે આપવી જોઇયે।

(૪.) જનરલ ડયુટી કારકુનોએ કરવાની તપાસ તેઓએ સંભાળથી તથા પૂરેપૂરી કરવી જોઇયે, અને તેમની તપાસનું પરિણામ ગામના નમુના નંબર ૩ (હોપ સાહેબના નમુના*) માં દરએક ખેતરની સામે નમુનામાં જ્યાંહાં લખવાનું હોય ત્યાંહાં લખી મુકવું જોઇયે.

(૫.) જનરલડયુટી કારકુને, ગામમાંની જેટલી તપાસ કરવાની હોય તે કરી રહ્યા પછી, ગામના નમુના નંબર ૩ (હોપ સાહેબના નમુના*) ની હુકળ નીચે લખેલા મજકૂરના દાખલાઉપર સહી કરવી જોઇયે:—

"હું દાખલો લખી આપું છું કે જે હદનિશાન તપાસ્યા એવું દરએક ખેતરની સામે મે લખેલું છે તે મે જાતે તપાસ્યાં છે."

**૧૦૫.** જરૂર હોય તે સઘળી મરામત પુરીથાય એટલે મામલતદારે અથવા મહાલકરીએ તપાસના રજીસ્ટરની એકદર તારીજ તૈયાર કરીને તે, દરએક જીલ્હાના કલેકટર જે વિશેષ તારીખ ઠરાવે તે તારીખની અંદર કલેકટરઉપર, અથવા જે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરને સ્વાધીન તાલુકો હોય તે આસિસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટરઉપર મોકલવી.

**૧૦૬.** ૧૦૨જી કાનુનપ્રમાણે બીજી તપાસ કર્યા પછી જેમ બને તેમ જલદી દરએક તાલુકાનાં કેટલાંએક ગામોનાં નંબરોપૈકી કેટલાંએક નંબરોનાં હદનિશાન મામલતદારોએ તથા માહાલકરીઓએ તથા જે આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરને સ્વાધીન તાલુકો હોય તે આસિસ્ટંટ તથા ડેપ્યુટી કલેકટરોએ પોતાની જાતે તપાસવાં જોઇયે. ખુદ કલેકટરનાજ તાબામાં તાલુકા હોય તે પ્રસંગે દફતરદારે અથવા પોતાનાં એસ્ટાબ્લિશમેંટમાંના બીજા કોઇ મ્હોટા અમલદારે ગામનાં રજીસ્ટરમાંના ફલાણાં ફલાણાં નંબર તપાસવાં એરીતે તે નંબરોઉપર કલેકટરે નિશાની કરી આપવી.

આ કાનુનપ્રમાણે કરેલી તપાસનું પરિણામ ૧૦૪ થી કાનુનપ્રમાણે કરેલી તપાસને પ્રસંગે જે રીતે નોંધી રાખવામાં આવેછે તે રીતેજ નોંધી રાખવું.

**૧૦૭.** પાછલી કાનુનમાં નીમતાણું તથા તપાસ કરવાબાબત કહ્યુંછે તે ફકત નામનીજ થાય નહીં એવો બંદોબસ્ત કમિશનરોએ પોતે સ્વારીમાં હોય ત્યારે કરવો જોઇયે.

---

* હવે આ નમુના મેં સીમન્ડસ સાહેબે સુધારેલા છે તે જોવા.

## ૧૭—અપીલ* [કલમ ૨૧૪ (ડ)]

**૧૦૮.** દરએક અપીલ જે અધિકારીપાસે અપીલ ચાલેછે તે અધિકારીને અરજી કરવામાં આવેછે તેના નમુનાપ્રમાણે જોઇયે અને તે અધિકારીને કરવી જોઇયે, અને તે મુખ્તેસરમાં, સમજાય એવીરીતે અને માન પુરઃસર લખવી જોઇયે અને તેની ઉપર અપીલ કરનારની અથવા તેના યોગ્યરીતે અધિકાર આપેલા મુખ્ત્યારની સહી અથવા નિશાની હોવી જોઇયે.

એ અરજીમાં હેઠળ લખેલી વાત આવવી જોઇયે:—

અપીલ કરનારનું તથા તેના બાપનું નામ, તેનો ધંધો તથા રેહેવાની જગા અથવા ઠામ ઠેકાણું;

અરજી લખનારનું નામ તથા ઠામ ઠેકાણું;

અને, જો બને તો, જે હુકમઉપર અથવા ઠરાવઉપર અપીલ હોય તે હુકમની અથવા ઠરાવની તારીખ અને તે જે અમલદારે કર્યો હશે તેનું નામ તથા હુદ્દો.

સદરૂ અરજીમાં, અરજી કરનારને પોતાની અપીલની પુષ્ટીમાં જે વાત લખવાની હશે તે વાત મુખ્તેસરમાં તથા વધારાવગર લખવી જોઇયે; અને જે હુકમઉપર અથવા ઠરાવઉપર અપીલ કરી હશે તે બાબત અપીલ કરનારને જે હરકત હશે તેના આધાર પણ સદરૂ અરજીમાં લખવા.

**૧૦૯.** જે અધિકારીની પાસે અપીલ ચાલતી હશે તે અધિકારીને અપીલ કાંતો ખુદ પોતે આપવી, અથવા ટપાલમાર્ફત તેનીઉપર મોકલવી.

જ્યારે અપીલ ટપાલમાર્ફત મોકલી હોય ત્યારે જે પરબીડીઆંમાં તે અપીલ બીડી હશે તેનીઉપર હંમેશાં પૂરેપૂરૂં ટપાલનું હાસલ અગાઉથી આપવું જોઇયે.

**૧૧૦.** પાછલી બે કાનુનપૈકી કોઇપણ કાનુનના ઠરાવઉપર કોઇપણ મોટીબાબતમાં દુર્લક્ષ થયું હશે તો અપીલના ગુણદોષની ચોકશી કર્યાવગર તે નામંજૂર કરવાને પાત્ર થશે

## ૧૮.—શિક્ષા (કલમ ૨૧૫.)

**૧૧૧.** આ સામાન્ય કાનુન હેઠળ લખેલા પ્રકારે તોડવામાં આવશે અને તે તોડયાની વાત માજિસ્ટ્રેટની આગળ સાબેત થશે તો હેઠળ લખ્યાપ્રમાણે શિક્ષા થશે:—

**રકમ ૧ (અ)** જે કોઈ યોગ્ય અધિકારવગર કોઇપણ સરકારી ઝાડનું કાંઇપણ ઉત્પન્ન લેશે અથવા લેવાની કોશિશ કરશે તેને,

**(બ)** જે કોઇ યોગ્ય અધિકારવગર, સરકારી અથવા જેનીઉપરનો હક સરકારે આપ્યો નહીં હોય તેવું કોઇપણ જંગલ અથવા ઝાડ કાપશે અથવા ખશેડશે અથવા કાપવાની અથવા ખશેડવાની કોશિશ કરશે તેને,

---

* જ્યારે અપીલો દેશી ભાષામાં લખેલી હોય ત્યારે તે સ્પષ્ટ અને ટૂંકામાં લખેલી જોઇયે. જો તે તેવી રીતે લખેલી ન હોય તો તે પાછી મોકલવામાં આવશે. (સ. ઠ. નંબર ૧૦૦ તા૦ ૨૭જાનેવારી ૧૮૮૬.)

(ક) જે કોઈ યોગ્ય અધિકારવગર સરકારી જમીનઉપરનું ઘાસ અથવા બીજી કાંઈ ઉત્પન્ન કાહાડી લઇ જશે, અથવા કાહાડી લઇ જવાની કોશિશ કરશે તેને,

(ડ) જે કોઇ યોગ્ય અધિકારવગર, સરકારી કોઇપણ જમીનમાંની કાંઈ માટી, પથર, કંકર, રેતી અથવા મુરમ અથવા બીજી કાંઇપણ વસ્તુ ખોદી કાહાડશે અથવા લઇ જશે અથવા ખોદી કાહાડવાની અથવા લઈ જવાની કોશિશ કરશે તેને,

બેમાના ગમે તે પ્રકારની ઘણામાંઘણી એક મહિનાસુધી કેદની, અથવા ઘણામાંઘણા પાંચશે રૂપિયાસુધી દંડની શિક્ષા થશે.

રકમ ૨ (અ) જે કોઈ, ૪૮ મી કાનુનપ્રમાણે જે જમીનનાં વાવેતરની મના કરી હશે તે જમીનનું વાવેતર સદહૂપ્રકારની મના છતાં પણ ગેરકાયદાસર રીતે કરશે તેને,

(બ) જે કોઇ, ફક્ત ખેતીનાં કામસારૂ ધારણકરેલી જમીનનો, વાવેતર કરવાને નાલાયક થાય એવીરીતે ગેરકાયદાસર રીતે નાશ કરશે અથવા મોટું નુકશાન કરશે તેને,

(ક) જે કોઇ, બંગલાના જે કંપૌંડ અથવા ઘરની આસપાસની ખુલ્લી જમીનના કડકા ખેડવાની મના આરોગ્યતાનાં કારણસારૂ કલેકટર કરશે તે કંપૌંડ અથવા તે ખુલ્લી જમીનના કડકા સદહૂ મના કર્યાપછી ખેતીવાડીનાં કામમાં વાપરશે તેને,

(ડ) જે કોઇ, ઇમારતના પાયા નાખવાનાં, કુવા ખોદવાનાં અથવા અનાજના કોઠાર કરવાનાં કારણશિવાય બીજાં કારણસારૂ જમીન, ગામનાં કસબાનાં અથવા શેહેરનાં ગભાણની અંદર, કલેકટરની અગાઉથી પરવાનગી લીધાવગર ખોદશે, અથવા આવી પરવાનગી આપેલી હોય ને કલેકટરે ઠરાવેલી કોઇ શરતવિરૂદ્ધ ખોદશે તેને,

(ઈ) જે કોઈ, આસપાસનાં લોકોની આરોગ્યતાને અથવા સલામતીને ભયકારક થાય એવી રીતે પોતાની જમીનમાં થોર અથવા ખુબ ઘાસ વધ્યું હશે તે તેમજ રેહેવા દેશે અથવા વધવા દેશે તેને,

પાંચશે રૂપિયાસુધી દંડ થશે.

રકમ ૩ (અ) જે કોઇ, માટીનાં કોઇપણ હદનિશાનથી બે હાથની અંદરની જમીન ખોદશે તેને,

(બ) જે કોઇ, ગામપાસેની જે જમીન ૪૩ મી કાનુનમાં કહેલાં કારણો પૈકી કોઇપણ કારણસારૂ લગાડેલી હશે તે કોઇપણ બીજાં કારણસારૂ લગાડશે, અથવા જે ગામપાસેની જે જમીન સદહૂ કારણોપૈકી કોઇપણ કારણસારૂ લગાડી દીધેલી નહીં હોય તે તેવાં (બીજાં) કારણસારૂ લગાડશે તેને,

દશ રૂપિયાસુધી દંડ થશે.

**રકમ ૪.** જે કોઇ ગામનો અમલદાર હશે ને તે,

(અ) કોઇપણ કાનુનઉપરથી અથવા હુકમઉપરથી જે કોઇ દસ્તાવેજ અથવા કોઇપણ દસ્તાવેજની નકલ અથવા ઉતારો મફત તૈયાર કરી આપવાને બંધાયલો છે તે દસ્તાવેજ અથવા દસ્તાવેજનીનકલ અથવા ઉતારો તૈયાર કરવાસારૂ કાંઈ ફી લેશે અથવા વસૂલ કરશે,

(બ) અથવા જે, આ કાનુનપ્રમાણે જે પરવાનગી આપવાનો તેને અધિકાર છે પરંતુ જે બાબત કાંઇપણ ફી કાયદાસર રીતે તેનાથી ચાર્જ કરી શકાય નહીં એવી કાંઇપણ પરવાનગી આપવાબદલ કાંઇપણ ફી ચાર્જ કરશે,

તેને આ કાનુનની ૧લી રકમમાં જે શિક્ષા ઠરાવી છે તે શિક્ષા કરવામાં આવશે.

**રકમ ૫.** જે કોઇ ગામનો અમલદાર હશે ને તે,

(અ) આ કાનુનપૈકી કોઇપણ કાનુનમાં કહેલી રીતે કાંઇપણ દસ્તાવેજ અથવા કોઈ દસ્તાવેજની નકલ અથવા ઉતારો તૈયાર કરવાંની અથવા તેનાઉપર સહી કરવાની અથવા દાખલો લખવાની ના કેહેશે અથવા ગફ્લત કરશે,

(બ) અથવા આ કાનુનપૈકી કોઇપણ કાનુનઉપરથી જે રિપોર્ટ અથવા જે કામ તેને કરવું જોઇયે તે રિપોર્ટ અથવા તે કામ કરવાની ગફ્લત કરશે,

(ક) અથવા પોતાના ગામમાંહેનાં હદનિશાન આ કાનુનમાં ફ્રમાવેલી રીતે તથા વખતે તપાસવાની ગફ્લત કરશે,

તેને આ કાનુનની ૨ જી રકમમાં જે શિક્ષા ઠરાવી છે તે શિક્ષા કરવામાં આવશે.

આ કાનુનના કોઇપણ ઠરાવઉપરથી, આ કાનુનમુજબ શિક્ષા કરવાજોગ કોઇપણ ગુન્હાબદ્દલ કોઇપણ માણસઉપર કોઇપણ કાયદામુજબ કામ ચલાવવાની મના છે એમ, અથવા સદર્હુ ગુન્હાબદ્દલ આ કાનુનમુજબ જે શિક્ષા ઠરાવી છે તે શિવાય બીજી અથવા તેથી વધારે શિક્ષા થવાને કોઇપણ માણસ પાત્ર થતો નથી એમ સમજવું નહીં:

પણ એવું ઠરાવ્યું છે કે કોઇપણ માણસને એકજ ગુન્હાબદ્દલ બે વખત શિક્ષા કરવી નહીં.

## ટિકા.—કાનુન ૧૧૧ પ્રમાણે અધિકાર કોણે ચલાવવો.

(૧) "માજીસ્ટ્રેટ" એ શબ્દનો અર્થ કોઇપણ વર્ગનો માજીસ્ટ્રેટ સમજવો. (સ. ઠ. નંબર ૩૧૦૩ તા૦ ૨૦ એપ્રેલ સને ૧૮૮૩.)

૨. લ્યાંડ રીવીનુ કોડની કલમ ૨૧૪ ઉપર થએલી કાનુનપૈકી કાનુન ૧૧૧ રકમ ૧ (ક) ના ઠરાવ વિરૂદ્ધ કરેલા ગુન્હા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટના આધિકારના છે. તેથી એવી બાબતમાં એક કામમાં સેકંડ કલાસ માજીસ્ટ્રેટ આગળ ચોકસી થઇને શિક્ષા આપવામાં આવેલી હતી તે હાયકોરટથી રદ કરવામાં આવી. (ઈ. લા. રીપોર્ટ મુંબઈ વાલુમ ૮ પાનુ ૫૯૧.)

## કાનુન ૧૧૧ પ્રમાણે કરેલો દંડ વસૂલ કેવી રીતે કરવો.

આ કાનુન પ્રમાણે માજીસ્ટ્રેટે કરેલો દંડ આ કાયદાની કલમ ૧૮૭ પ્રમાણે વસૂલા કરવો જોઇએ. (સ. ઠ. નંબર ૪૬૫૭ તા૦ ૯ જુન સને ૧૮૮૫.)

## પુરવણી અ. (પમી કાનુન જુવો.)

સન ૧૮ ના મહિનાની તારિખે પુરાં થનારાં વરસસારૂ ____________ જીલ્લામાંના મુલકી અમલદારોએ આપેલું તારણુ પૂરું છે કે નહીં એ બાબતની ચોકશીનું પરિણામ દરસાવનારાં વાર્ષીક પત્રકનો નમુનો.

| ચઢતો નંબર. | જે અમલદારોએ તારણ આપવું જોઇયે તે અમલદારોનાં નામ તથા હુદ્દા. | આપેલાં તારણની રકમ. | આપેલાં તારણનો પ્રકાર. | જામીન હોય તો તેઓનાં નામ અને તેઓનાં ખતોની તારિખો. | જે જામીન મરી ગયાને લીધે અથવા જામીનગીરી છોડયાને લીધે અથવા તેઓની લાયકી બાબત શક ઉપજ્યાને લીધે જે નવા જામીન અગાઉનાને બદલે જે આપ્યા હોય તો તેઓનાં નામ. | બીજા અમલદારોબાબત કાંઇ તારણસારૂ જો જામીન જવાબદાર હોય તો જે રકમબદલ દરેક જામીન જવાબદાર હશે તે રકમ, પછી તે અમલદાર તેજ ખાતાનો હોય કે કોઇ બીજાં ખાતાનો હોય. | વિદ્યમાન તારણુ પૂરું છે કે કેમ એબાબત કચેરીના મુખ્યનું મત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | | | | | | |

## પુરવણી બ. (કાનુન ૧૧ જૂવો.)

ધર્મસંબંધી અથવા દાનધર્મસંબંધી કારણસારૂ મેહેસૂલની માફીથી આપવાની જમીનબાબતની સનદોના નમુના.

### નમુનો નંબર ૧.

અ. બ. જોગ

સનદ આપવામાં આવે જે* કારણસારૂ મોજે તાલુકે જિલ્લે માંહેની જમીનનો હેઠળ લખેલો કડકો મેહેસૂલ માફીથી તમો અ. બ. ને સરકારે મેહેરબાની કરીને આપ્યો છે વાસ્તે (એટલે):–

જમીનના જે કડકાની ઉત્તરે છે તથા દક્ષિણે છે તથા પૂર્વે છે અને પશ્ચિમે છે તથા ભરતમાં ઉત્તરથી દક્ષિણસુધી છે અને પૂર્વથી પશ્ચિમસુધી છે તથા તેનું ક્ષેત્રફળ ચોરસ છે, તથા તેને માં નંબર આપ્યો છે તે સઘળો કડકો મેહેસૂલની માફીથી મેહેરબાની કરીને આપ્યો છે.

આ સનદઉપરથી એવું સ્થાપિત કરવામાં આવે છે જે સદરહૂ જમીન સદરહૂ નોજે કાયદાસર ધારણકરનારો અથવા વહિવટદાર વર્તમાન કાલે જે હશે તેની ઉપર ગણોતબાબત અથવા જમીનમેહેસૂલબાબત સરકારનીતરફથી કાંઇ દાવો કર્યાવગર હેઠળ લખેલી શરતે નિરંતર ચલાવવામાં આવશે.–એટલે સદરહૂ જમીનનો અથવા તેની ઉપર બાંધેલી કાંઇ ઇમારતનો કોઇપણ વખતે સરકારની સ્પષ્ટ મંજૂરી લીધા વગર સદરહૂ કારણશિવાય બીજાં કોઇ કારણસારૂ થોડી મુદતનો અથવા કાયમનો ઉપયોગ કરવો નહીં અને હેતુથી સદરહૂ છે તે હેતુમાં ફેરફાર અથવા કંપેશ કરવો નહીં; અને સરકારની મંજૂરી વગર સદરહૂપ્રમાણે ઉપયોગ કરવામાં આવે તો અથવા તે હેતુમાં ફેરફાર અથવા કંપેશ કરવામાં આવે તો છ મહિનાની લખેલી નોટીસ અગાઉથી સદરહૂ ધારણકરનારને અથવા વહિવટદારને આપીને હેઠળ લખેલી બે પૈકી હરકોઇ વાત કરવાનો સરકારને અધિકાર છે. આ શરતે નિરંતર ચલાવવામાં આવશે. સદરહૂ બે વાત એ છે જે:—

(૧) કોઇ માણસનો દાવો અથવા દેવાનો બોજો હોયાવગર સદરહે જમીન ખાલી કરીને તે સરકારને સ્વાધિન કરવાબાબત ફરમાવવું, અથવા

(૨) સદરહૂ જમીન ખાલી કરીને સરકારને સ્વાધિન કરવામાં આવે ત્યાંહાંસુધી તેના ભોગવટાબાબત સરકારને યોગ્ય લાગે તેટલી વાર્ષિક ગણોત પછી લેવાનું ઠરાવવું, સદરહૂ ગણોત જમીનમેહેસૂલની બાકી વસૂલ કરવાબાબત વર્તમાન કાલે જે કાયદો અમલમાં હશે તે કાયદાપ્રમાણે વસૂલ કરવાનો અધિકાર છે.

આ જમીન આપીછે તે ઇંડિયાના સેક્રેટરી આફ સ્ટેટ ઇન કૌંસિલનો સઘળી ખાણઉપર તથા ખનિજ ઉત્પન્નઉપર હક, અને સદરહૂ ખાણમાં કામ કરવાસારૂ તથા સદરહૂ ખનિજ ઉત્પન્ન શોધવાસારૂ, સઘળી વાજબી સગવડ કરી આપીને જવાની પૂર્ણ છુટ રાખીને આપી છે.

---

* ટીપ—તે કારણ તથા તેમાં સાર્વજનિક હકસંબંધ કેટલે સુધી છે તે સ્પષ્ટલખવું જોઇયે, દ્રષ્ટાંત, "સઘળી જાતનાં લોકોના ખુલ્લા અપ્રતિબંધ ઉપયોગસારૂ ધર્મશાળા બાંધવી."

આ સનદ ઇંડિયાના સેક્રેટરી આફ્ સ્ટેટ ઇન કૌંસિલ એઓની તરફથી મુંબઇના આલીજા ગવર્નર ઇન કૌંસિલના હુકમથી ના કલેકટરે આજ તારીખ માહે સને ૧૮ ને રોજ સહી કરી આપી છે.

કલેકટરનો શિક્કો.

(સહી.)

કલેકટર.

## નમુનો નંબર ૨.

અ. બ. જોગ

તમે હિંદુલોકોના ઉપયોગસારૂ (નહીં તો જેમ હોય તેમ લખવું) દેવાલય તથા તેને લગતી ધર્મશાળા. આ (સનદ) માં આગળ લખેલી જમીન તમારી મિલકત છે (અથવા દેવાલય તથા ધર્મશાળા બાંધવાસારૂ સરકારે તમને આપી છે, જેમ હોય તેમ લખવું) તે જમીનઉપર બાંધેલી છે (અથવા બાંધવાનું કબૂલ કર્યું છે, જેમ હોય તેમ લખવું,) માટે તમારી અરજીઉપરથી સરકારે સદરૂ જમીનનું ગણોત અથવા જમીનમેહેસૂલ આપવાની તમને માફી આપી છે.

આ સનદઉપરથી એવું ઠરાવ્યું છે કે સદરૂ જમીન જ્યાંહાંસુધી સદરૂ કામમાં વાપરવામાં આવશે ત્યાંહાંસુધી તે જમીન, તેની ઉપરનાં ગણોતબદ્દલ અથવા જમીનમેહેસૂલબદ્દલ સરકાર કાંઇ દાવો નકરતાં, સદરૂ દેવાલય તથા તેના ઉપાંગો (અથવા બીજું કાંઇ, જેમ હોય તેમ લખવું) ના જે વર્તમાન કાલે કાયદાસર ધારણકરનારા અથવા વહિવટદાર હશે તેઓની તરફ ચાલશે.

આ (સનદ)માં લખેલી જમીન મોજે તાલુકે જિલ્હે માં છે અને તેની ઉત્તરે છે તથા દક્ષિણે છે તથા પૂર્વે છે અને પશ્ચિમે છે, અને તે જમીનનું ક્ષેત્રફળ સુમારે ચોરસ છે, અથવા તેથી કાંઇક વધારે ઓછું હશે અને માં તેનો નંબર છે.

* આ જમીન આપી છે તે ઇંડિયાના સેક્રેટરી આફ્ સ્ટેટ ઇન કૌંસિલનો સઘળી ખાણઉપર તથા ખનીજ ઉત્પન્ન ઉપર હક, અને સદરૂ ખાણમાં કામ કરવાસારૂ તથા સદરૂ ખનિજ ઉત્પન્ન શોધવાસારૂ, સઘળી વાજબી સગવડ કરી આપીને, જવાની છૂટ રાખીને આપી છે.

આ સનદ આલીજનાબ સેક્રેટરી આફ્ સ્ટેટ ફાર ઇંડિયા ઇન કૌંસિલનીતરફથી મુંબઇના આલીજા ગવર્નરસાહેબ બાહાદુર ઇન કૌંસિલના હુકમથી ના કલેકટરે આજ તારીખ માહે સને ૧૮ ને રોજ સહી કરી આપી છે.

કલેકટરનો શિક્કો.

(સહી.)

કલેકટર.

---

* જો સનદઉપરથી જમીન આપવામાં આવી હોય તોજ ફકત આ રકમ દાખલ કરવી.

## પુરવણી ક (૨૭ મી કાનુન જુવો)

ગામનાં નવાં ગભાણમાં જનારા ગામડાના રેહેવાસીઓએ બદલાને વાસ્તે કરી આપવાની કબુલાયતનો નમુનો.

‡ કબૂલાયત મોજે      તાલુકે      જિલ્હે      ના રેહેવાસી **અ. બ.** એ કરી આપી તે.

જે અર્થે      જિલ્લાના      રેજિસ્ટ્રેશન સબ-ડિસ્ટ્રિક્ટમાંહેનાં મોજે      નાં ગભાણની જગા બદલવાની સરકારે મંજૂરી આપી છે, અને તે મંજૂરીપ્રમાણે જુનાં ગભાણમાં મે ધારણકરેલી જગાને બદલે નવાં ગભાણમાંની હેઠળ લખેલી જગા મને આપી છે, એટલે,-જેની ચતુઃસિમા હેઠળ લખ્યાપ્રમાણે,—ઉત્તરે      છે તથા દક્ષિણે      તથાપૂર્વે      છે અને પશ્ચિમે      છે અને જેની લંબાઇ ઉત્તરદક્ષિણ      તથા પોહોળાઇ પૂર્વ પશ્ચિમ      છે અને જેનું ક્ષેત્રફળ સુમારે      ચોરસ      છે અને      માં તેનો નંબર      છે;

તે અર્થે ઉપર લખેલી નવી જમીન મને આપી છે તેના અવેજના બદલામાં આ લેખઉપરથી હું હેઠળ લખ્યાપ્રમાણે કબૂલ કરૂં છુ (એટલે):—

(૧) સદહૂ ગામનાં જુના ગભાણમાંની કોઇપણ જમીનઉપરના મારા સઘળા હક, અધિકાર તથા હિતસંબંધ, અને તે જમીનઉપરનાં ઝાડ, અને સદહૂ જમીનઉપરના સઘળા હક અથવા તેથી ઉત્પન્ન થતા બીજા ફાયદા, અથવા તેના સંબંધમાં જે હકનો અથવા ફાયદાનો ભોગવટો હું કરતો હતો તે સઘળા હક તથા ફાયદા સરકારને સ્વાધીન થયા છે એમ સમજવું જોઇયે અને આ લેખઉપરથી સરકારને સ્વાધીન તે કરવામાં આવ્યા છે;

(૨) સદહૂ ગભાણમાંહેની ઉપર કહેલી જમીન, જુના ગભાણમાંહેની મારી ધારણ કરેલી જમીનનો જો હું ધારણ કરનાર રહયો હોત તો તે જમીનનો મારો સત્તા પ્રકાર જે શરતો ઉપર, જે હકો સાથે, અને જે જવાબદારિયોને પાત્ર હોત તે શરતો ઊપર તેજ હકો સાથે અને તેજ જવાબદારીઓને પાત્ર, આ કબુલાયતની તારિખથી હું ધારણ કરીશ.

સાક્ષીને સટે સદહૂં લખેલી તારીખે તથા વરસે મે મારી સહી આ કબૂલાયતઉપર કરી છે.

એ      (સહી) **અ. બ.**

અમારી રૂબરૂ સહી કરી આપી

---

---

---

## પુરવણી ડ. (૩૨ મી તથા ૭૫ મી કાનુન જૂવો.)

નોંધેલા ખાતાંદાર થવાનો જે માણસોનો ઇરાદો હોય તે માણસોએ કરી આપવાની કબૂલાયતનો નમુનો.

---

‡ આ કબુલાયતબાબત યોગ્ય સ્ટાંપ બાર આના છે. સન ૧૮૭૯ના ૧લા આકટનાં ૧લાં પરિશિષ્ટની કલમ ૫ (બ) જુવો.

## * કબૂલાયત.

ના મામલતદાર (અથવા મહાલકરી) જોગ

હું અ. બ. રેહેવાસી મોજે તાલુકે જિલ્હે ના આ કબૂલાયતઉપરથી મારી પોતાની તથા મારા વિદ્યમાન તથા હવેપછીના સહખાતાદારની વતી, મોજે તાલુકે જીલ્હે માંના સર્વે નંબર માંના જમીનનું (અથવા આમાં હેઠળ નિર્દિષ્ટ કરેલાં ઘરનાં ગભાણનું, અથવા જેમ હોય તેમ) ખાતું કબૂલ કરૂં છું અને મારી અરજ છે કે સરકારી દફતરમાં સદહૂ જમીનના નોંધેલા ખાતાંદારતરીકે મારૂં નામ દાખલ કરવું:—

આ ખાતું મને, તેને સન ૧૮૭૯ ના મુંબઇના જમીનમેહેસૂલના કાયદાના તથા તે પ્રમાણે કરેલી અમલમાં હશે તે કાનુનના ઠરાવ લાગૂ રહીને સન ૧૮ ના મહિનાની તારીખથી નિરંતર (અથવા મુદતસુધી, જેમ હોય તેમ) આપ્યું છે;‡ અને સદહૂ ખાતાના સંબંધમાં જે જમીનમેહેસૂલ વખતે વખતે કાયદાસરરીતે દેણું થશે તે હું આપવાનું કબૂલ કરૂંછું (અથવા સદહૂ જમીનને જે જમીનમેહેસૂલની માફી છે તે ચલાવવાનું સરકારને હરકોઈ વખતે યોગ્ય ન લાગશે તો તેનીઉપર સરકારના હુકમમુજબ કાયદાસરરીતે જે જમીનમેહેસૂલ બેસાડવામાં આવશે તે આપવાનું હું કબૂલ કરૂંછું, અથવા જેમ હોય તેમ લખવું.)

(મુકામ) તારીખ માહે સને ૧૮

લખનાર.

(સહી) અ. બ.

---

અમે અમારી જાતની માહીતીઉપરથી એકરાર કરીએછીએ કે અ. બ. જેણે આ કબૂલાયતઉપર સહી કરીછે તે પોતે જે. માણસ એવું કહેછે તેજ તે છે, અને તેણે અમારીસમક્ષ આ કબૂલાયતની ઉપર પોતાની સહી કરી છે.

(સહી) ક. ડ.

(સહી) ઈ. ફ.

*અમે લખી આપીએ છીએ કે આ કબૂલાયત કરી આપનાર શખસ, સદહૂ જમીનઉપર વખતે વખતે જે જમીનમેહેસૂલ લેણું થાય તે જમીનમેહેસૂલ વખતસર આપવાને સરકારે જવાબદાર ગણવાને તથા કબૂલ કરવાને યોગ્ય છે એવું અમારી ઉત્તમ માહિતીપ્રમાણે અને સંભાળથી ચોકશી કર્યાપછી જે ખબર અમે મેળવી શક્યા છીએ તે ખબરઉપરથી અમને લાગે છે.

(સહી) ગ. હ. પટેલ.

જ. જ. તલાટી.

---

* આ કબુલાયતને, સન ૧૮૮૦ ના આગસ્ટ મહિનાની ૪થી તારીખના હિંદુસ્તાન સરકારના જાહેરનામાં નંબર ૨૩૨૭ મુજબ સ્ટાંપ ડયુટીની માફી છે. (સન ૧૮૮૦ નું મુંબઈનું સરકારી ગ્યાઝેટ પાનું ૭૦૬.)

‡ જ્યારે ખાતુ જમીનમેહેસૂલની માફીથી કાંઇએક મુદતસુધી વેચ્યું હશે ત્યારે સદરહુ ટબુલાયત આંહીંઆ પુરી કરવી, અને બીજો શેરો કાહાડી નાખવામાં પણ કાંઇ હરકત નથી.

* જ્યારે કબુલાયત ૩૨ મી કાનુનપ્રમાણે આપી હોય ત્યારેજ માત્ર આ શેરો જોઈએ.

**પુરવણી ઈ.** (૩૪ મી કાનુન જુવો.)

**જમીન ભોગવટામાં લેવાસારૂ ૬૦ મી કલમપ્રમાણે મામલતદારે અથવા મહાલકરીએ આપવાની લખેલી પરવાનગીનો નમુનો.**

**અ. બ.** રેહેવાસી મોજે          તાલુકે          જીલ્હે
નાને          જીલ્હાના          તાલુકામાના મોજે          માં
સર્વેનંબર          (અથવા આમાં હેઠળ નિર્દિષ્ટ કરેલું ઘરનું ગભાણ, અથવા જેમ હોય તેમ) ભોગવટામાં લેવાને આ લેખકુપરથી પરવાનગી આપી છે.

(મુકામ)

તારીખ          માહે          સને ૧૮૮

(સહી.)

મામલતદાર (અથવા મહાલકરી.)

(શિક્કો.)

---

# પુરવણી ૫. (૫૭ મી કાનુન જાુવો.)

## દુમાલા જમીનના પત્રકનો નમુનો.

જીલ્હામાંના દુમાલા ગામ તથા જમીનનું મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની (સન ૧૮૭૯ ના મું. ૫ મા કાયદાની) ૫૩મી કલમમુજબ રાખેલું પત્રક.

| | | | | (૨) સનદની તપસીલ. | | | | | | | દુમાલા ગામ અથવા જમીનની તપસીલ. | | | | (૫) સરકારને આપવાનું જમીનમેહેસૂલ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | | સનદમુજબ વળી વધારે કાંઇ જુડી અથવા સલામી આપવાની હોય તો તે. | | | | |
| અનુક્રમ નંબર. | ગામનો નંબર. | વિદ્યમાન દુમાલદારનો નંબર. | (૧) દુમાલદારનો વર્ગ. | નંબર. | તારીખ, મહિનો તથા વરસ. | તેની ઉપર સહી કરનાર અમલદારનું નામ તથા હુદ્દો. | ધારણ કરનારનું નામ. | જે તાલુકામાં તથા જીલ્લા-માં તે દાખલ કરી છે તે તાલુકાનાં તથા જીલ્લાનાં નામ. | (૩) પત્રકને જોડેલા સનદના નમુનાનો નંબર. | સત્તા પ્રકારની મુદત, એટલે કે કાયમ ચલાવવાનો કે વંશપરંપરા લેખ કરતાં વધારે પેઢીસુધી ચલાવવાનો કે જ્યાતીસુધી ચલાવવાનો કે કેટલી મુદતસુધી ચલાવવાનો. | આખું ગામ. | ગામનો કાંઈભાગ માત્ર હોય તો સર્વે નંબર. | ક્ષેત્રફળ. | સર્વેનો આકાર. | (૪) જુડીની અથવા સલામીની રકમ. | દર. | રકમ. | એકંદર. | દુમાલા કરેલું જમીનમેહેસૂલ. | શેરો. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ |
| | | | | | | | | તાલુકો. | | | | | | | | | | | | |
| | | | | | | | | તાલેકો. | | | | | | | | | | | | |

ટીપ.—(૧) આ આસનમાં, સદરહૂ સનદ રાજસંબંધી અથવા બીજા સરંજામબાબત, અથવા જાત ઇનામબાબત, અથવા દેવસ્થાનબાબત, અથવા વતન ઇનામબાબત, અથવા પ્રગણાના અમલદારનાં વતનબાબત, અથવા ગામનાં નોકરનાં વતનબાબતછે એ અને જો ગામના નોકરોના વતનબાબત હોય તો તે (અ) રૈયત ઉપયોગી છે કે (બ) સરકાર ઉપયોગી છે એ લખવું જોઇયે. જો સદરહૂ દુમાલા આ વર્ગોપૈકી કોઇપણ વર્ગમાં આવતું ન હોય તો તેનું યથાસ્થિત વર્ણન લખવું.

(૨) જે બાબતમાં સનદ આપેલી ન હોય તે બાબતમાં, દુમાલા કાયમ કરનારા અથવા ચાલૂ રાખનારા ઠરાવનો નંબર તથા તારીખ આસન ૫-૧૦ સુધી આડી લીટીએ લખવી

(૩) સનદની દરેક નોંધની વખતે પૂરેપૂરી નકલ કરવાની જરૂર ન પડે એટલામાટે રજીસ્ટર કરેલી દરએક પ્રકારની સનદનો નમુનો કલેકટરની સહીવાળો સદરહૂ પત્રકને જોડવો અને તેને નંબર આપવો, અને જે નમુનો હોય તેનો નંબર દરએક નોંધનાં ૧૦માં આસનમાં દાખલ કરવો.

(૪) ખરેખર આપેલી જુડીની રકમ, જો ઇનામ કમિશને અથવા બીજીરીતે ઠરાવેલી ધણામાંધણી રકમકરતાં ઓછી હોય તો તે ઓછી રકમ ૧૬ માં આસનમાં દાખલ કરવી, અને ધણામાંધણી રકમ ૨૧ મા આસનમાં ખુલાસાની ટીપસહીત દાખલ કરવી.

(૫) જ્યારે ૧૬-૧૮ સુધીનાં આસન લાગૂ ન હોય ત્યારે જમીનમેહેસૂલનીઆપવાની રકમ ફક્ત ૧૯ મા આસનમાંજ બતાવવી.

## પુરવણી ગ. (૭૪ મી કાનુન જૂવો.)

## રાજીનામાની *સૂચનાને નમુનો.

### નંબર ૧† એમને એમ મુકી દેવાસારૂ રાજીનામું.

ના મામલતદાર (અથવા મહાલકરી) જોગ.

હું અ. બ. રેહેવાસી મોજે તાલુકે જિલ્હે ના, જિલ્હાના તાલુકામાંના મોજે માનું સર્વેનંબર , હેઠળ નિર્દિષ્ટ કરેલું ઘરનું ગભાણ (અથવા જે બીજું હોય તે) છે તેને નોંધેલો ખાતાંદાર છું અને સન ૧૮૭૯ના મુંબઇના જમીન-મેહેસૂલના કાયદાની ૭૪ મી કલમ પ્રમાણે આ લેખથી સૂચના આપું છું કે સદહૂ સર્વે-નંબર (અથવા ઘરનું ગભાણ, વગેરે) નાં ખાતાનું એમને એમ મુકી દેવાસારૂ રાજીનામું ચાલતી સાલની આખરે આપવાનો મારો ઇરાદો છે.

(મુકામ) તારીખ માહે સને ૧૮ .

લખનાર.

(સહી) અ. બ.

---

અમે અમારી જાતની માહિતીઉપરથી એકરાર કરીએ છીએ કે આ સૂચનાઉપર સહી કરનાર અ. બ. પોતે જે માણસ છે એવું કહે છે તેજ તે છે, અને તેણે અમારી-સમક્ષ આ સૂચનાઉપર સહી કરી છે.

(સહી) ઈ. ફ.

ગ. હ.

### નંબર ૨. કોઈ બીજા માણસને મળવાસારૂ રાજીનામું.

ના મામલતદાર (અથવા મહાલકરી) જોગ.

હું અ. બ. રેહેવાસી મોજે તાલુકે જિલ્હે ના, જિલ્હાના તાલુકામાંના મોજે માંનું સર્વેનંબર (અથવા આમાં હેઠળ નિર્દિષ્ટ કરેલું ઘરનું ગભાણ, અથવા જે બીજું હોય તે) છે તેનો નોંધેલો ખાતાંદારછું અને સન ૧૮૭૯ ના મુંબઇના જમીનમેહેસૂલના કાયદાની ૭૪ મી કલમપ્રમાણે આ લેખથી સૂચના આપું છું કે સદહૂ સર્વેનંબર (અથવા ઘરનું ગભાણ, વગેરે) નાં ખાતાંનું રાજીનામું, તે ખાતું ક. ડ. રેહેવાસી મોજે તાલુકે જિલ્હે નાને મળવાસારૂ હું આપું છું, અને અરજ કરૂં છું કે દફ્તરમાં નામનો જોઇતો ફેરફાર કરવો.

---

* આ સૂચનાઓઉપર આપવાની કોર્ટ ફી માફ કરી છે. (નંબર ૩૪૨૧નું હિંદુસ્તાન સરકારનું જાહેર-નામું જે સન ૧૮૭૬ના ડિસેંબર મહિનાની ૨૮મી તારીખનાં મુંબઇનાં સરકારી ગ્યાઝેટમાં ૧૨૩૦ મે પાને છાપ્યું છે તે જુવો.)

† આ સૂચના માર્ચ મહિનાની ૩૧મી તારિખની અગાઉ અથવા ૭૪મી કલમપ્રમાણે દરએક જિલ્હાસારૂ જે બીજી તારિખ સરકાર ઠરાવે તે તારિખે આપવી જોઇયે.

(મુકામ)

તારીખ માહે સને ૧૮

લખનાર.

(સહી) **અ. બ.**

---

અમે અમારી જાતની માહિતીઉપરથી એકરાર કરીએ છીએ કે આ સૂચનાઉપર સહી કરનાર **અ. બ.** પોતે જે માણસ છે એવું કહેછે તેજ તે છે; અને તેણે અમારી સમક્ષ આ સૂચના ઉપર સહી કરી છે.

(સહી) **ઈ. ફ.**

**ગ. હ.**

## **પુરવણી હ.** (૮૭ મી કાનુન જૂવો.)
## **મેહેસૂલ ન આપનારને નોટીસ.**

**અ. બ.** રેહેવાસી જોગ.

તમને નોટીસ આપવામાં આવે છે જે જિલ્હાના તાલુકામાનાં મોજે માંના ( ના પેટા નંબર ) સર્વેનંબર ના (અથવા જેમ હોય તેમ) જમીનમેહેસૂલના (* હક્તાના) અવેજની રકમતરીકે તમારીઉપર તારીખે લેણી થયલી રૂ. આ. પૈ. ની રકમ આપવામાં આવી નથી અને તે રકમ આ નોટીસ બદલ લેવાની આનાની ફીની રકમ સુદ્ધાં આ નોટીસની તારિખથી દશદિવસની અંદર નહીં આપો તો સદહૂ જમીનનું ચાલૂ સાલનું મેહેસૂલ તમારીપાસે હજી લેણું છે તે સઘળું જબરીથી વસૂલ કરવાસારૂ કાયદાપ્રમાણે કામ ચલાવવામાં આવશે.

તારીખ માહે સને ૧૮ .

(સહી.)

મામલતદાર (અથવા મહાલકરી.)

---

## **પુરવણી જ.** (૮૯ મી કાનુન જૂવો).
## **સેટલમેંટની મુદ્દત ઠરાવવાબાબતનું જાહેરનામું.**

**રેવેન્યુ સર્વે ઍાન્ડ આસેસમેંટના સુપરિટેંડેટે** સને ૧૮૭૯ના મુંબઇના જમીનમેહેસૂલના કાયદાના ઠરાવપ્રમાણે જિલ્હાના તાલુકામાં સર્વેસેટલમેંટ ચાલૂ કર્યું તે મુંબઇના ગવર્નર ઇન કૌંસિલે મંજૂર કર્યાઉપરથી હેઠળ લખેલું જાહેરનામું સદહૂ તાલુકામાં જમીન ધારણકરનારાઓના તથા ગામના અમલદારોના ઇતલ્લાસારૂ પ્રસિદ્ધ કર્યું છે.

૧. આ સેટલમેંટપ્રમાણે દર ઠરાવ્યા છે તે વધાર્યાવગર વરસની મુદતસુધી એટલે † થી † સુધી ચાલૂ રહેશે.

---

* પેહેલો અથવા બીજો જે હોય તે લખવો.

† અહિંઆ ફસલી તથા ઈસવી સન દાખલ કરવા.

૨. પણ જે પાણીઉપર સરકારનો હક છે અથવા સરકારે અથવા સરકારે કહ્યાથી બાંધેલાં તથા ચાલૂ રાખેલાં કામમાંથી જે પાણી આપવામાં આવે છે તે પાણીથી જે જમીનને હવેપછી પાણી પાવામાં આવે તે જમીનને પ્રસંગે, અથવા સરકારના ખરચથી બાંધેલાં અથવા મરામત કરેલાં અથવા સુધારેલાં કામમાંથી વધારે પાણી જે જમીનને પાવામાં આવે તે જમીનને પ્રસંગે સદહૂ પ્રકારનાં સાધનથી પાયલાં અથવા વધારે પાયલાં પાણીના ઉપયોગબાબત એકસ્ટ્રાસેસ (બાબ) અથવા રેટ (પિઆવો) બેસાડવાનો અથવા હાલ જે રેટ લેવામાં આવતો હશે તે વધારવાનો હક સરકારે પોતાનીપાસે રાખ્યો છે, પછી આ સેસ અથવા રેટ સન ૧૮૭૯ના મુંબઇના ઇરિગેશન આકટના ઠરાવપ્રમાણે હોય કે કોઈ બીજાપ્રમાણે હોય. *

૩. જે રેટ કાયદાપ્રમાણે લેવાનો અધિકાર છે તેના કરતાં વધારે નહીં હોય એવો સેસ ઠરાવેલા આકાર ઉપરાંત, લોકોપયોગી તથા સુધારાનાં સ્થાનિક કામના ખરચસારૂ પૈસાની સગવડ કરવાસારૂ સન ૧૮૬૯ના મુંબઇના લોકલફંડ આકટપ્રમાણે, અથવા વર્તમાન કાલે જે કાયદો અમલમાં હોય તે કાયદાપ્રમાણે લેવામાં આવશે.

૪. જે જમીન ભોગવટામાં છે તે જમીનમાં જે ઝાડો ઉભાં હોય તે ઝાડોઉપરના સરકારના હક † હાંશિયામાં લખેલા સામાન્ય અપવાદને તથા સેટલમેંટના દફતરમાં દાખલ કરેલા વિશેષ અપવાદને અનુસરીને આ જાહેરનામાંઉપરથી તે જમીનના ખાતાંદારોને આપ્યા છે.

## પુરવણી મ.

(કલમ ૧૬૫ અને ૧૬૬ તથા કાનુન ૪૨ જુઓ.)

## જાહેરનામું.

### ૧૮૭૯ ના મુબઇના આકટ ૫ ની ૧૬૫ મી કલમ પ્રમાણે.

__________ ની આ જાહેરનામામાં હેઠળ લખેલી મિલકત‡. __________

(‡અહિયાં "સદહૂ __________ ની પાસે સરકારી ધારાના રૂપિયા __________ લેણા છે." આ શબ્દો, અથવા કલેકટરોએ હુકમનામાં બજાવવાબાબતની કાનુનના નંબર ૧૧ પ્રમાણે આ નમુનાનો જયારે ઉપયોગ કરવો હોય ત્યારે " __________ ના __________ ની કોર્ટમાં વાદી __________ પ્રતિવાદી __________ વાળા સન ૧૮ ના નંબર __________ ના અસલ દાવામાં થયલાં હુકમનામાં ઉપરથી સદહૂ __________ એ વાદીને __________ રકમ આપવાનો ઠરાવ થયો હતો." આ શબ્દો દાખલ કરવા.)

એ બાબત જપ્તી કરીછે; અને સદહૂ રકમ સદહૂ માલમિલકત વેચીને વસૂલ કરવાની જરૂર છે અને તેમજ સદહૂ જપ્તીના તથા વેચાણના એ બાબત જપ્તી સઘળા કાયદાસર ચાર્જ તથા ખરચ પણ વસૂલ કરવાની જરૂર છે,

વાસ્તે આ જાહેરનામાં ઉપરથી નોટીસ આપવામાં આવે છે કે સન ૧૮૮ ના __________ મહિનાની તારિખને રોજ સવારના __________ વાગતે __________ ના મામલતદાર (અથવા નિમેલો બીજો શખસ) આ જીલ્હાના __________ તાલુકાના __________ ના __________ માં, આ જાહેરનામામાં હેઠળ લખેલી માલમિલક-

* ખાનદેશમાંહેના પાટવાળા જેવો જો કોઈ બીજો વિશેષ સેસ ઇરિગેશનનું કામ ચાલૂ રાખવાસારૂ બેસ-ડયો હોય તો તે અહિયાં લખવો.

† રાખી મુકેલાં ઝાડોનાં નામ હાંશિયાઉપર લખવાં.

તમાંહેનો સદહૂ ——————— નો હક, દાવા તથા હિતસંબંધ, અને સદહૂ હક, દાવા તથા હિતસંબંધની અથવા એઓમાંથી કોઇની અથવા એઓની ઊત્પન્નની વ્યવસ્થા કરવાનો જે જે અધિકાર સદહૂ ——————— પોતાનાં હિતસારૂ કાયદાસરરીતે હાલ ચલાવી શકેછે તે તે અધિકાર, જાહેર લિલામ કરીને સૌથી વધારે રકમે માગણી કરનારને બિન શરતે વેચશે.

## ૧ જંગમ માલ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| લાટ નંબર. | જનસની સંખ્યા તથા વર્ણન. | ક્યાંહાં જપ્ત કર્યો. | હાલ ક્યાંહાં મુક્યો છે. | જોવાનો વખત. | વેચાણ મંજૂર થવું જોઇયે કે નહીં. |
| | | | | | |

(કલેકટરે હુકમનામાં બજાવવા બાબતની કાનુનના નંબર ૧૧ મુજબ આ નમુનાનો ઊપયોગ કરવાનો હોય ત્યારે આ કાહાડી નાખવો.)

## ૨ સ્થાવર મિલકત.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯* |
|---|---|---|---|---|---|---|---|---|
| લાટ નંબર. | લાટનું વર્ણન એટલે તેમાં તે ક્યાંહાંછે તે, ભાડું અથવા વાર્ષિક પેદાસ સુમારે અથવા આસરે ઉપજશે એમ લાગતું હશે તે, અને પટે આપી હોય તો કેટલી મુતદસુધી, કેવી શરતે અને કોહોને આપીછે તે લખવું. | સર્વે નંબર મ્યુનિસિપલ નંબર અને મેહેસૂલ સંબંધી બીજું નામ. | લાટ ઉપર કાંઇ પણ સ્થાનિક બાબત હશે તે, મેહેસૂલ સંબંધી બોજો કાંઇ જાણીતો બોજો હશે તે સુદ્ધાં સરકારી મેહેસૂલ. | હાલનો ખાતેદાર. | (કલેકટરને જે યોગ્ય લાગે તે બીજી વિગત અહિંયાં દાખલ કરવી.) | | | |
| | | | | | | | | |

* (૯ માં આસનમાં, જ્યારે આ નમુનાનો ઉપયોગ કલેકટરે હુકમનામા બજાવવાની કાનુન પ્રમાણે કરવાનો હોય ત્યારે તે કાનુનમાંની કાનુન ૧૧ (અ) પ્રમાણે જે બીજી વિગત જોઇયે છે તે બીજી વિગત દાખલ કરવી જોઇયે.)

ટિપ.—સદરહૂ ______________________ ના હકબાબત અથવા ત્રીજા માણસે દાવો કરેલા હક, બોજો અથવા હિતસંબંધ પૈકી કોઇનાં પણ ખરાપણાંબાબત હામી આપેલી નથી.

કલેકટર.

## ૨. પડતર જમીનના કબજા હકનું વેચાણની બાબતમાં આપવાનું જાહેરનામું અથવા લખેલી નોટીસ.

(૨) આ જાહેરનામાંથી નોટીસ આપવામાં આવે છે કે સને ૧૮૮ ના મહિનાની તારીખને રોજ સવારના (અથવા બપોરના) વાગતે (અથવા તે પછી) જીલ્હાના તાલુકાના અને મહાલના ગામ માહેની હેઠળ લખેલી પડતર જમીનનો કબજા હક લિલામ કરવામા આવશે.

વેચાણની લખેલી (અથવા છાપેલી) એ સહી કરેલી સરતો લિલામના દિવસની અગાઉ કોઇપણ કચેરીના દિવસે કચેરીના વખતમા મામલેદાર (અથવા મહાલકરી)ને અથવા લિલામની વખતે લિલામ કરનારા અધિકારીને અરજી કર્યાથી જોવાને મળશે. અને માગણી કરનારાઓને આ નોટીસથી તાકીદ આપવામા આવે છે કે તેઓએ માગણી કરવા પેહલા સદરહૂ સરતો જાણી લેવી જોઇએ.

### જમીનનુ વિગતવાર વર્ણન.

(અહીઆ જમીનનુ વિગતવાર વર્ણન આપવું એટલે સર્વે થએલી હોય તો સર્વેનંબર, નહી હોય તો તેની હદની તપસીલ. જમીનનોપ્રકાર એટલે તે જરાયત છે કે બાગાયત છે અથવા ઘરતું ગભાણ છે વિગેરે, તેતુ ક્ષેત્રફળ (ક્ષેત્રફળ દાખલ કર્યા પછી "અથવા તેથી કાંઇ વધારે ઓછું હશે" આ શબ્દો દાખલ કરવા.) જમીનનોઆકાર જો કાંઇ હોય તો અને કેટલા મુદતસુધી તે ઠરાવેલો છે વિગેરે.)

તા૦ સન ૧૮૮

સહી.

કલેકટર (અથવા બીજો અધિકારવાળો અધિકારી.)

# મુંબઈનો જમીનમેહેસૂલનો કાયદો (આક્ટ ૫ સને ૧૮૭૯) સુધારવા બાબત

## મુબઇનો સને ૧૮૮૬ નો આક્ટ ૪ થો.

દુમાલા નહી એવી જમીનના ધારણકરનારાઓએ પોતાના ખાતાની જમીનમાં પોતાના ખરચથી કરેલા સુધારાનો ફાયદો તેઓને મળશે એવું ખાત્રીપૂર્વક તેઓને જણાવવાસારૂ, ફરી તપાસીને આકાર ઠરાવવાની બાબતમાં જે શરતો લાગુ પડેછે તે શરતો વધારે સ્પષ્ટ રીતે ઠરાવવી તથા તેવી રીતે શરતો ઠરાવવા સારૂ મુંબઇનો સને ૧૮૭૯ નો જમીનમેહેસૂલનો કાયદો, સુધારવો યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યાપ્રમાણે ઠરાવ્યું છે.

**૧.** સદહૂ કાયદાની કલમ ૧૦૬ ના "ફરી તપાસીને ઠરાવવાનો આકાર" એ શબ્દોથી શરૂ થએલા ભાગને બદલે નીચે લખેલા શબ્દો દાખલ કરવા એટલે—

"પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇપણ પ્રદેશની જમીનની એકંદર પ્રત બીજી વખત કરવામા આવી હોય, અથવા જ્યારે કોઇપણ દેશની પ્રથમ કરેલી પ્રત આખેરની સમજવી એવું સરકારે મંજુર કર્યું હોય ત્યારે સદહૂ પ્રદેશનો આકાર ફરી તપાસીને ઠરાવવાસારૂ તેવી પ્રત ફરીથી કરવામાં આવશે નહીં."

**૨.** સદહૂ કાયદાની કલમ ૧૦૭ ને બદલે નીચે લખેલી કલમ દાખલ કરવી. એટલે—

"૧૦૭. જમીનમેહેસૂલનો આકાર ફરી તપાસીને ઠરાવતી વખત, જમીનની કિંમત તથા જો જમીન ખેતીના કામમા લગાડેલી હોય, તો ખેતીથી થનારો નફો ધ્યાનમા લેવામા આવશે.

"પણ એવું ઠરાવ્યું છે કે આ આક્ટ પ્રમાણે, અથવા સને ૧૮૬૫ ના મુંબઇના ૧ લા આક્ટ પ્રમાણે અગાઊ કરેલું કાંઇ સર્વેસેટલમેંટ ચાલૂ હશે તે મુદતમા કોઇપણ જમીનમા તે જમીનના ખાતાદારે પોતાના ખરચથી કાંઇ સુધારો કર્યો હોયતો તે સુધારાના સબબથી સદહૂ જમીનની કિંમતમાં, અથવા સદહૂ જમીનના ખેતીથી થનારા ફાયદામાં, કાંઇ વધારો થયો હશે તો તે વધારો, સદહૂ જમીનનો આકાર ફરી તપાસીને ઠરાવતી વખત ગણવામા આવશે નહીં."

---

## કલમ ૨૧૪ હેઠળ થએલી કાનુન પૈકી કાનુન ૧૩ ના પેહલા તથા બીજા પારેગ્રાફ રદ કરીને તેના બદલે નીચે લખ્યા પ્રમાણે ઠરાવવામાં આવ્યું છે.

"૧૩. મ્યુનસિપાલિટીની હદની અંદરની સાર્વજનિક ગલીઓ જે સરકારે ખાસ રાખી મુકેલા પ્રાવિન્સિઅલ મોટા રસ્તાના ભાગ અથવા તેવા રસ્તાને મળનારા રસ્તા નહી હોય, તે મુંબઇના ડિસ્ટ્રિક્ટ મ્યુનસિપાલ આક્ટની ૧૭ મી કલમની (૫) રકમ મુજબ મ્યુનસિપાલિટીની છે. "ગલીઓ" આ શબ્દનો અર્થ સદહૂ આક્ટની કલમ ૩ મા તે શબ્દની જે વ્યાખ્યા કરેલી છે તે પ્રમાણે સમજવો જોઇએ. તે શબ્દમાં ઘરના ગભાણ તથા ખુલી જમીનના કકડા જે સાર્વજનિક ઉપયોગસારૂ આપેલા નહી હોય તેનો સમાસ થતો

નથી. એવા ગભાણુ તથા કડકા જો મ્યુનસિપાલિટીને પ્રાપ્ત કરી આપેલા નહી હોય તો તે સરકારના છે.

જે ગલીની અથવા રસ્તાંની પોહોળાઇ સઘળે ઠેકાણે એકસરખી નહી હોય એવા પ્રકારની કોઇ ઠેકાણે પોહોળી કોઈ ઠેકાણે સાંકડી ગલીમાં અથવા રસ્તામાં ઘરની અથવા માર્ગની દરમિઆન જમીનના ન્હાના ન્હાના કડકા હશે તે ગલીના ભાગ છે અને તેથી જો તે ઉપર કોઇ ખાનગી માણસોનો હક નહી હશે તો તે મ્યુનસિપાલિટીની માલમિલકત છે એમ સમજવું. પણ ઘરોની દરમિઆન જે ઘરના ખાલી ગભાણુ હશે તે જોકે આડ ભરી લીધેલા નહી હોય તોયપણુ તે સરકારે મ્યુનસિપાલિટીને પ્રાપ્ત કરી દીધા શિવાય મ્યુનસિપાલિટીની માલમિલકત છે એમ સમજવુ નહી.

(પારેગ્રાફ ત્રીજો કાયમ છે.)

ઈનડસ્ત્રીયલ પ્રેસ, નાં૦ ૩, હમમ સ્ત્રીટ, ફોર્ટ, મુંબઈ.

For a Copy (in English) of the Bombay Land Revenue Code with rules, and Government orders, apply to

HARI VINAYAK SATHE,
Clerk, Survey Commissioner's Office, Poona.